BY
D. N. PATEL,
G.B.V.C.

# "ઝંન મુરીદ".

યાને

## ઓરતનો ગુલામ.

રચનાર

દી. એન. પટેલ, જી. બી. વી. સી.

તે

હાબીલ.
ફેરાઉન.
લૈલા.
કેનેથ.
કાલાં મેંઢાં.
અનારકલી.
વીક્ટર આલબમ.
સંગીત રૂસતમ સોહરાબ.
સંગીત જમશીદ ઝોહાક.
કિલઓપેત્રા.
ગંગાબાણ.

વીગેરેના કરતા.

" The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the skill with which it is studied and the judgment with which it is selected."—

"Buckle's Civilization, I., 247 (1858)."

---

મુંબઇ.

---

કીંમત રૂ. ૨.

# અરપણ પત્ર.

મારા માનવંત અને મેહરબાન મીત્ર

## શેઠ જેહાંગીર બમનજી દીનશાહ પીટીટ,

જેઓનું

એક સખીવત્તુદ અને બુઝર્ગ પીદરથી મલેલા સેંહકડો
સદગુણોના વારસાની મુબારક ખુબીથી એક નુરમંદ
ભવીષ્યની સંપુરણ ફતેહ વચ્ચે જાહેર સેવા
બજાવવા માટે જાહેર જીંદગીમાં દાખલ થવું
પારસી આલમ વચ્ચે મુબારક મનાયું છે,

તેઓને

**વાજબી રીતે ગણાતા સરવે પારસી સંસારીક
અને ધારમીક સુધારા વધારા તરફની
એવનની વલાનની ખુશાલીમાં,**

તેમજ

પારસી સાહીત્યના એક સાચ્ચા સહાયક લેખે દેખાડેલા, ઉમંગની
ઘણીમા અને ગમે એટલાં મતફેર છતાં મારાં અદના
કામો તરફના એમના ચાલુ ઉતેજનની પીછાણ
અને અહેસાનની યાદમાં,

પારસી સંસારની કેટલીક બાબદો ઉપરના ચીતારનું

**આ નાંહાનું ચીત્ર**

માન સાથ અરપણ કરૂં છું.

૨૧મી નવેંબર ૧૯૦૩.

**દો. એન. પટેલ.**

# બે બોલ.

---

**વાહલા વાંચક,**

સેવક બાદ મુદતે તમો સમક્ષ આજ પાછો હાજર થયો છે. મારી છેલ્લી વારતા 'ગંગાબાંણ' પછી દર વરસે રાબેતા પ્રમાણે હું તમો સનમુખ હાજર થઇ શકયો નહી, સમજ કે મારી બેહદ રોકાણની જંજાલે મને તેમ કરતાં મના કીધો હતો.

આ મારૂ નવુ પુસતક તમો સનમુખ રજુ કરવા પેહલાં મને બે બોલ બોલવા દેશો. મારાં આગલાં પુસતકોથી આ પુસતક નીરાલી બાબદોથી મેં ભરેલું છે. મારી ગંગાબાંણવાલી સંસારી વારતાનો ચીતાર જેઓને યાદ હશે, તેઓ આ મારી 'ઔરતના ગુલામને' વાંચી મારી આગલી વારતાથી આ પાછલી વારતા કેટલી જુદી પડે છે તે તપાસી જોશે.

એ એક મારી શરૂઆત છે! એમ કહીશ કે મારો 'ધખારો' છે, કે પોતાની કલમથી લખાએલાં પુસતકોના દીબાચા બીજા લેખકો પાસથી લખાવવાની મેં આજ મુદત થઇ શરૂઆત કરી છે. સેવક પોતાની કલમ આજ લગભગ વીસ વરસ થયાં કસતો રેહયો છે, છતાં દરેક પલે કાંઇ નવું જાણવાની અને નવું શીખવાની ઉમેદ રાખીનેજ મારા ભાઈબંધ લેખકોની કલમથી મારાં પુસતકના દીબાચા લખાવવાની મેં હિંમત બીડી છે. એક જાહેર પુરૂશને તેમજ એક જાહેર લેખકને એક મુખ્ય ચીજની જરૂર છે. તે ચીજ શું છે? તેની પીઠની ચાંમડી ભેંસના ચાંમડાં કરતાં વધારે જાડી હોવી જોઇએ, કે જેથી જાહેર ટીકાના બાંણ તે સાંખી શકે. આવી ખાસીયતની ગેરહાજરીથી ઘણાકો પાછલથી હઠી જાય છે, અને પોતાની ભુલ જ્યારે બીજાઓ બતાવી

આપે છે, ત્યારે તે ભુલનો ભાર તેમનાથી નહીં ખમાવાની નામોશીને લીધે તેઓને શરમીંદગીમાં રગડાવું પડે છે. મતફેરી તો હોવીજ જોઇએ. મતફેરી માટેજ આપણ જનમીઆ છીએ અને મતફેરીથીજ હાલની હાલતે પારસીઓ આવી અટકયા છે. માટે મતફેરીને પોતાનુ રાજ્ય ચલાવવા દો. મતફેરીનો દોર કાયમ રેહવા દો. 'મતફેરી' અગર જો નહી પેદા થઇ હતે, તો દુનીઆમાં 'વીજલી' ની પેદાયશ કદીબી હસતીમાં આવતે નહી.

એટલાંજ માટે મારાં આ પુસતકનો પ્રસતાવના એક તીરાહીત પાસ લખાવવાની મારી પાછી મરજી થઇ. તે લખાવવા માટે આ વખતે એક એવા મીત્ર ઉપર મારી નજર પડી કે જેનાં નાકમાં પારસી સાહીત્યનો વાસ જતાંજ 'છીંક ઉપર છીંક' આવતી હું આજ લાંબી મુદતથી સાંભલતો રેહયો હતો. તોપણ એવાબી એક 'તીસમારખાં' લેખક બીરાદરનો વીચારો હેકલથી મારાં પુસતકને ચલાવી લેઇ જવાનો સેવકે કેડાવ કીધો. તે લેખક મારા મીત્ર—વાંચક વરગને જાણીતા—'પીજામ' તે ભાઈ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન છે. એ મારા અતી વાહલા રફીકે આ દીબાઓ લખવાનુ કાંમ પોતાની એહદ જંજાલ વચે મારે ખાતર એકદમ માથે ઉઠાવી લીધું, તે માટે એમનો હું ઉપકાર માનુ છુ. કેહવાની જરૂર છે કે મી૦ પીજાંમનો એ પ્રસતાવના મારા હંમેશના નીયમ પ્રમાણે, મેં 'બોલેબોલ' પ્રગટ કીધો છે.

આ સંસાર ચીત્ર મારા માનવંત અને લાએકીવાલા મીત્ર શેઠ જેહાંગીર બમનજી પીટીટને અરપણ કરયુ છે. પારસી કોમ તરફ પોતાની તેમજ પોતાના ધરમ તરફની એમની દીલસોજી છુપી રેહી નથી. પ્રજા ઉપયોગી જાહેર સવાલોમાં તેમજ કોમ ઉપયોગી કાંમોના ચરચાતા સવાલોમાં જ્યાંબી જોઇશું ત્યાં મી૦ જેહાંગીર હંમેશા નજરે પડે છે. પારસી સાહીત્ય તરફની એમની દીલસોજી વખાણને લાયક છે, કેમકે આજના 'ઇંગ્રેજી જમાનામાં' પારસી સાહીત્ય તરફ ખુદ આગેવાન પારસી મંડલો અને કુટુંબો જ્યારે બેદરકાર થતાં જાએ છે, તયારે મી૦ જેહાંગીર પીટીટ પારસી સાહીત્ય તરફ માંનની નજરથી જોતા રેહછે.

એમનો એ દાખલો આપણાં 'મરી જાંઉ ધરી જાંઉ' બાનુઓં, જેઓને આજે ઘટઘટમાં ઇંગ્રેજી રંગ અને ઇંગ્રેજી ઢંગ દેખાય છે, તેમજ આપણા કેટલાક સાહેબો, જેઓને પારસી સાહીત્યને નામે છીંક ઉપર છીંક આવે છે, તેમને એ નકલ કરવા જોગ છે. એમની ઉલટ અને ઉમંગ અથાગ છે અને તે માટે વધુ બોલવુ એ 'સોના ઉપર દોર' ચઢડાવવા પ્રમાણ છે.

મારાં આગલાં પુસતકો સાથે જે જે માનવંત સાહેબોનાં નામ આજ સુધી જોડવાને સેવક નસીબવંત થયો છે, તે માટે તે સાહેબોનો ઉપકારી થયો છુ. એવા સાહેબોમા મુંબઇના માજી ગવરનર લોર્ડ સેન્ડહરસ્ટ, સરદાર દસ્તુર હોસંગ જામાસ્પ, શેઠ જમનજી દીનશાહ પીટીટ, અને મરહુમ શેઠ ફરામજી દીનશાહ પીટીટ વીગેરે સાહેબો છે, જેમના નામની નોંધ લેતાં સેવકને સંતોષ ઉપજે છે.

સેવટે આ પારસી સંસારી વારતા માટે બે બોલ બોલી લેવા ધારૂ છુ. આ વારતા એક ઇંગ્રેજી વારતાના ખોખાં ઉપરથી પારસી સંસારના ગીતને લાગુ પાડવાની સેવકે તજવીજ કરી છે. ઔરતને હાથ વશ થઇ પડેલા ગુલામોનો ફેજ આ વારતાના સેટ્રટ જેવો નહી આવશે, એમ 'જે ઔરતના ગુલામો' સમજતા હોય, તેઓ જરૂર ઠોકર ખાધા વીના રેહનાર નથી, કેમકે જરૂર તેઓએ યાદ રાખવુ કે 'રાંડના મારયા ફોક'! હમેશ મુકી ગયા છે. અરે મુંબઇ, કે હીંદુસ્તાનમાં વસ્તા તમે હીરાજી બેરીસ્ટરો અને નવલશાહ હીરજીઓ! ભલે તમે જુરીને કે જડજને ધમધમાવી મારતા હોજ અને ભલે જાહેરમાં તમે 'વાડી ગાડી અને લાડી' સાથ માન અને અરતબો ભોગવતા હોવ—પણ દુન્યા તમારી પીઠ પાછળ આંગલી દેખડી જીવ સાથ શું બડબડે છે? તે કહે છે કે "ઔરતકા યાર સદા ખુવાર—જોટેકા બીછોના, જુતોંકા માર!"

કરતા.

# પ્રસ્તાવના રૂપી થોડીક લીટીઓ.



## ડોસી બોલતી ના—તો કે' નારે, બાપા !

(લખનાર—પીજામ.)

' બાપુ, તમારા પારસી લખનારાઓથી હાથ જોડયા ! એ લેખકાને લેખકોની સામે આજે જરાબી ચું કે ચાં કોઇથી થઇ શકતી નથી. તેમાં મારા જેવા કોઇ "લાલ બુઝોગે" જો ભુલચુકમાં છીંક બીક ખાધી—તો ચડપ દેતું નાક કપાઇ ગયલુંજ છે ! એક વાર મને એવીજ કાંઇ અવળી બુદ્ધી સુજ પડી—અને ગુજરાતી ચોપડી ચોપાન્યાઓ ઉપર ખાલેસ દીલથી હું ચુનોચુરા કરવા પડયો ! જો હું જાણતે કે આપણા ચોપાન્યાચાર્યાઓ અને પુસ્તકોપાધ્યાઓના પગનાં આંગળાં એટલાં બધાં નાજુક છે તો તેને મારાં બુટથી કચડવા અગાઉ હું બે વાર વીચાર કરતે: મારાં "પીછાં વેરી નાંખવા" સામી બાજુએથી કલમતરાસોનો ત્રાસ ઉડયો. અને મુજ કમતરીનની સાફીબાફી ધોઈ નાખવા સાહીત્યના કેટલાક સાગેરદોની તીક્ષણ કલમો એવી તો ચપાચપ ચાલી કે જાણે તરા 'ક્રોપ'ના અસતરા !

બસ ત્યાર પછી સંદાએ મનસે ગાંઠ બાંધી મેલ્યો કે ફરી આ ડાઇનામાઇટના દાળડાઓને નુકતેચીનીની આંચ લગાડવાથી બનતાં તુલીક પહરેજ રહેવું—કારણ એવી અટકચાલી કરવા જતાં દાઝી મરવાનોં સોદો છે. વળી લખાણબાજીની લાયકાતનું કાંઇ એકજ ધોરણ હોઇ શકતું નથી. કયાંથી હોય ? એ તો સફસફની ધખારાની ધુણ ! દરેક વાંચનારનો "ટેસ્ટ" જુદો—હરેક લખનારના ખ્યાલો જુદા. મને જે ચીજ ભાવે તે તમને કરડવા આવે. પ્યારનો જે પીજન પાટલો એક જણ મોહના બટાકા મારી મારીને વાંચે તે

જોતાંજ બીજાનાં પેટમાં ચુકો મારી આવે. ત્યારે છો ગરહ્યા લખનારાંઓ—અને જાહનમ ગયા વાંચનારાઓ! બધાજ ડીકન્સ ને સ્કોટ ને થેકરી બની જતા હોય તો પછી બાકી શું રહ્યું? મને શી પંચાત પડી કે હું પારકી પીડા વચ્ચે નકામો મુડી ખોસીને દાહડાબળ્યો થાઉં? ના ભાઇ—મારે મારૂં પોતાનું કામકાજ હાણવાનું પુરતું હતું. સાહીત્યને સુધારી મેળવાનું સ્વપનું છંછેરી મેળી સેવક ફીલસુફી ડાંચા સાથ અમોલો બેડો. પણ તેટલાં—તેટલાં આવી વળગ્યા મને મારા મીત્ર ધનજીશાહ પટેલ. જીદ કરી કહેવા લાગ્યા કે એવણની "ઓરતનો ગુલામ" ને વાસ્તે જો હું કાંઇ બે લીટી લખીશ નહીં તો એવણ મને સખ્ખે ધાન ખાવા દેશે નહીં. એક વખ્ત મુખ દેખીયો તો ફેર આઇયો! મારા સરીખો એક તાજો માજો ફુટકલ્યો લખનાર ભાઇ ડી. એન. પટેલ જેવા કસાયલા કલમકસ ઉપર એક હુંકારોબી કાહડવાની શેખી કરેજ કેમ? પણ એ 'બેહલી ભગત' આગળથી છટકવાની મેં આશા છોડી. હા યારો—મને અભાગ લાગી છે; તેથીજ ધનજીશાહ બીરાદરના આગ્રહને નમી એક વાર ફરીથી આપણી પારસી નવલકથા (novel) ઉપર મારો અદના અભીપ્રાય ઓચરવાની હામ બીડું છું.

"ઇંગલીશ અને ફ્રેન્ચ લીટરેચર"ના મારા થોડા ઘણા અભ્યાસ પછી—જગપ્રસીદ્ધ અમર ઇંગ્રેજી અને ફ્રેન્ચ નોવેલીસ્ટોનો કાંઇક લાહવો ચાખ્યા બાદ—જો હું આપણી ગુજરાતી વાર્તાની ચોપડીઓની પરીક્ષા કરવામાં સેહજસાજ "ચકાસી" જતો હોઉં તો મને દરગુજર કરજો. કાંઇ સંખ્યાબંધ ઇંગ્રેજી તથા ફ્રેન્ચ નોવેલો વાંચી તેઓને "વાહ!" ના શંતોપી નીસાસા સાથ મેં બાજુએ મેલી હશે; કેટલી એવી નોવેલોનું છેલ્લું પાનું ખતમ કરતાં મારાં જીગરમાં તેના લખનારની કાબેલ્યત, ઓરીજીનાલીટી, સ્ટાઇલ, રમુજ માટે આફ્રીનનો પોકાર ધમધમી રહયો હશે! તમારી ગુજરાતી વાર્તાઓ માંહેલી કેટલીએ જેવીજ અસર મારી ઉપર કરી છે તે તો મારો જીવજ જાણે છે. ઇંગ્રેજી પુસ્તકોના આધાર ઉપરથી રચાયલી પારસી નવલકથાઓમાં બહુજ જુજ ગણત્રીની ચોપડીઓ એવી હશે કે જેણે મને એકાદ સારી

ઈંગ્લીશ નોવેલની પેઠે ખરેખરા ઉંડા રસમાં ઉતારી હોંસ અને ઉલટ સહીત પહેલાં પ્રકરણથી છેલ્લાં પ્રકરણ સુધી ચીટકાવી મેલ્યો હોય. હું કાંઈ ઈંગ્રેજી લખનારાઓનો મોટો સમજદાર થઇ નીકલી ગુજરાતી ભાષા તરફ કેટલાક ઉલ્લુઓની પેઠે નાકનું ટીચકું ચઢાવનો નથી. ના, મારી માદર જબાન માટે મને પ્રીત અને માન છે: પણ અફસોસ! જ્યારે તમારી પારસી લખાણબાજી અને કલમદરાજીના આજે ઢોલ તાસા વાગેછે—જ્યારે 'લેખક મંડળ' ના માહભારત લેખકો રાતના 'ડીનરો' ઉપર છરી કાંટાથી ધર્થી ધ્રુજાવે છે—જ્યારે પારસી વાર્તા સાહીત્યના કેટલાક અથંગ ઉપાધ્યાઓ નાક પર લીંબુ ઠરવા દેતા નથી—ત્યારે મને બળાપો છુટે છે કે અડધો ડજન કરતાં વધુ પારસી વાર્તાઓ યા "નોવેલો" હજી મને એવી મળી નથી કે જેનાં પહેલાં ચાર પાના વાંચવા પછી મને કંટાલાનું બગાસું આવ્યું નહીં હોય—જેની અધવચ્ચે આવી જાગતાં વાંચણમાં લીન બનીને હું સારૂં ઠંડું પડી જતું નાહવાનું પાણીબી ભુલી ગયો હોવું—જેના "ઓરીજીનાલીટી"ના ટચકાઓ, મનપસંદ મજબુત એબારત અને સાચ્ચી કલમકસીથી રીજીને હું છેડેવેર એક ચીત્તે ઝડસંડાટ ચાલ્યો ગયો હોઉં. તમે એક અચ્છી ઇંગ્રેજી નોવેલના ધરખમ વળાં ઉપરથી તમારી વાર્તાનો થોડા ફેરફારો સાથ તરજુમો કરો—પારસી સંસારને લાગુ પાડવા તમે નામો અને ઠેકાણા બદલી નાખો—પણ તેબી કયાં છે પારસી જીંદગીને આબાદ બંધ બેસી જતા અસલ ટચકાઓ? કયાં છે દુન્યાદારીનો પાકટ અનુભવ અને સંસારની સમજદારી દરશાવનારા તમારા પોતાના ટીકા ટાહુકાઓ? કયાં છે એક કસાયલી ગંઠાયલી એબારતનો 'ઓરીજીનલ' રણકો? ભાગ્યેજ એકજ ઇંગ્રેજી "પ્લોટ" ઉપર સીલસીલાબંધ ચાલ્યા જઇ ગુજરાતી વાર્તા લખી તેમાં તમે પોતે શું વાઘ માર્યો? બે ત્રણ ચાર કે તેથીબી વધારે જુદી જુદી ઈંગ્રેજી વાર્તાના વળાંને એકજ "પ્લોટ"માં ગુંઠી તમારા પોતાના તરફથી ભારોભાર નવાં વળાં તે વાર્તામાં આમેજ કરો—ઠામ ઠામ નવાં પાત્રો તેમાં તમો પોતે ઉમેરી તમારી પોતીકી

ગીરોથી રમુજ, શીખામણ, જ્ઞાનના નવાં સંગીન તત્વો તેમાં દાખલ કરો—અને પછી એક લખનાર તરીકે હું તમને કાંઇ જરા રતીમી શાબાસી દઉં. તેવીજ કાંઇક શાબાસી અંઝીઝ દોસ્ત ધનજીશાહને આ તેમના કૃત્ય માટે હું દઇશ—જોકે મારી પ્રસંશાના એ ચમરપત્ર ઉપર અહીં અને તંહી છીટાં છગતરાંનાં બાકોરાંબી પાડવા વગર મને ચાલવાનું નથી.

"ઓરતનો ગુલામ" મારી ઉપર ટાંકેલી કસોટીમાંથી મોટે દરજ્જે પસાર થાય છે. એ ત્રણ જુદાં જુદાં પુસ્તકોને ભેગાં કરી મી૦ પટેલે ઉપજાવેલો આ કીસ્સો બે ઘડી "સ્ટડી" કરવા જોગ છે. મને તે ખાસ પસંદ પડે છે તેનું મુખ્ય કારણ એ કે ગુજરાતી કથાઓ બાએનો મારો સદાનો રોદણો—પ્યાર, પ્યાર, પ્યારનાં પીજણ પાટલા માટે મારી જાયુકની ફરીયાદ—આ ચોપડીના બાબમાં હું રડી શકતો નથી. એમાં 'રીગોલેટો' ઉપર હીરાજી બેરીસ્ટરની નારવા જાનફેસાની અને નાદરશાહની ઝીલુ તર્ફની ઉંડી મોહબત વાર્તાના વળાંમાં સઉથી આગેવાન અગત્યનો પાત્ર ભજવતી નથી. બદમાશી, કરતુક, પાપી પેશો— એ આ વાર્તામાં અવ્વલ અગત્યતા લેછે; પ્યાર સરંખામણીમાં નજીવો ભાગ બજાવે છે. એમજ થવું જોઇયે—ત્યારેજ આપણી "વાર્તા"ઓની પડતીનું પ્રકરણ બદલાશે. "ઓરતના ગુલામ"ની બીજી ખુબી તેની કુદરતી સચ્ચાઇ (યાને realism) માં છે. આખી ચોપડી વાંચતાં તમને કયે 'રોજીંદી જીંદગીમાં બનતા સાધારણ બનાવોથી કોઇબી બાબદ યા બનાવ ઉલટાઇ ગયેલા જડશે નહીં, જોકે મીત્ર ધનજીશાહ પોતાના પાત્રોને ઠેકાણે ઠેકાણે 'એલીટરેશન' વાલાં નામો આપવાની નબળાઇ દુર કરી શકયા નથી. મી૦ કેખશરૂ કાબરાજીની તેજદાર વાર્તાઓમાં જે ખામી મેં દગળે અને પગળે જોઇ છે તેજ ખોડ મી૦ પટેલમાં પાછી હું જોવું છું. "હીરાજી હીરાભોગી" "અને ખરશેદજી ખંનઅલેવાલા" અને "બેંજન બાંગા" અને "નાદરશાહ નવલશાહ

નાણાવટી" અને "મેહરી મળેસરી"! બસ બધાંજ આદમીઓનાં નામ અને અટક કંઈ ભેદી સંજોગથી કાવ્ય રચનામાં એકજ અક્ષરે શરૂ થતાં! આ કેવું અક્કલને બીનઅનુસરતું લાગે છે! વાર્તાની સચ્ચાઇ બાબે વાંચનારના દીલમાં કેવો ગુપ્ત દગદગો પેવસ થાય છે! એક તડાકે કેવી આપણી પક્કી ખાતરી થઇ જાય છે કે વાર્તાનું ઘણું માત્ર લખનારની કલ્પના શકતીનુંજ પરીણામ છે! આ નાની ખામી ઉપર મી. ધનજીશાહ જેવા કુશળ લેખક ભવીષ્યમાં ધ્યાન આપશે તો હું ખુશી થઇશ. ગધ (prose) ના લખાણોમાં ઝાઝી કાલ્પનીક સંપુર્ણતા (idealism) કુદરતના કાનુનોને પેશ પડતી થઇ શકતી નથી. કવેતવાણી યાને પધ (poetry) માં તે ચાલી જાય છે. એક નવલકથામાં તો રોજની જીંદગીમાં સાધારણ રીતે જે ચીજ બને તેનુંજ હુબહુ ચીત્ર જોઇયે. તમારી વાર્તાના નાયકો યા નાયકાઓના સદગુણ યા દુરગુણ છેકજ એવા ચલકતા કે ભયંકર રંગોમાં ચીતારવા જોઇતા નથી—કે જેથી તેવાં ચીત્રોના સંભવીતપણા બાબે વાંચનાર શંકાથી ડોકું ધુણાવે. તેજ કારણથી વાર્તાના પાત્રોની વાતચીત પણ તદન લખાણકળાની શુદ્ધ જોડણીમાં નહી પણ રોજની બોલાતી (colloquial) ભાષામાંજ જેમ આપણને કાને પડે છે તેવીજ રીતે (phonetically) લખાવી જોઇયે છે. મી૦ પટેલે આ નીયમ ઘણે ઠેકાણે સાચવ્યો છે—જો કે જગેજગ "તમે આવો છ" ને બદલે "તમે આવો છો"—"હું તાંહ ગેઇ" તી" ને બદલે "હું ત્યાં ગૈઇ હતી" જેવી શુદ્ધ ભાષા બોલનારાઓના મોહમાં મુકી એવણે પોતાની વાર્તાની કુદરતી સચ્ચાઇને સેહજ સેહજ ખટકેવા દીધી છે.

"ઓરતનો ગુલામ" એક કરૂણારસ કાહણી છે. કરૂણારસ વાર્તાઓ મારી લાઇનમાં નથી—છતાં, એક ખરેખરી સાચ્ચી નાદર "ટ્રેજેડી" તે હું હરદમ શોખથી પીછાણતો આવ્યો છું, પછી તે સ્ટેજપર ભજવાયલી હોય, કવીતામાં રચાયલી હોય કે વાર્તાના આકારમાં

લખાયલી હોય. હું ભાર મેળીને સાચી 'ટ્રેજેડી' વીશેજ બોલુંછું —કારણ ભયંકાર ખુનામરકી તથા કટલેહામ ચીતારવાની ઝુમમાં કેટલાકો જ્યારે પોતાની "ટ્રેજેડી" ને કમકમાટ ભરી હદે લઇ જઇ નાટક જોનારા યા પુસ્તક વાંચનારાઓનું લોહી દેહસત, ગમ, અફસોસ, નીરાસી, ભયને મારે ઠંડુ કરી નાખે છે ત્યારે તેવી "ટ્રેજેડી" મજાહ આપવાને બદલે એક જાતના કંગાલ સીતમનું સીદ્ધા સાધણ થઇ પડે છે. મહાન ઈંગ્રેજી ફીલસુફ ડેવીડ હયુમની એજ મોટી લડત છે. તેના tragedy ઉપરના ઉમદા વીશયમાં તે બહુજ સ્પષ્ટ દલીલોથી દેખાડી આપે છે કે 'ટ્રેજેડી' ને તમે એક ચોકસ હદથી જયાદા ખેંચી જાવો—અને પછી તે જીવને રીજવનારી 'ટ્રેજેડી' નહી પણ રૂઆં ઉભાં થાય એવું ઘોર કર્મ ( horror ) બની જાય છે. તમે એક માણસનાં પાંસરાંમાં હળવેથી ગીળી લગાડો તો તેથી તેને મજાહ લાગશે—પણ તે ગીલી હળવે હળવે વધારતા જઇ જોશમાં તમે તમારાં આંગળાં તેની બાજુમાં ભોકો તો તે મજાહ દુઃખમાં બદલાઇ જશે. એજ નીયમ ઉપર મને "દુઃખીયારી બચુ" જેવી ઝમકથી લખાયલી જાણીતી વાર્તા તથા "ભોલી ગુલ" જેવો કુશળતાથી રચાયલો નાટક બીલકુલ ગમતો નથી. મારી ઓળખાણની એક જવાન પારસી બાનુંનો હું દાખલો આપું. હંસ્તી બોલતી તે સદાની ખુશ મીજાજી છોકરી એક દાહડે જોઉં છું તો એકાએક "સમમ બકમ" બની ગયલી—આંખ્યો લાલ બોટાં જેવી જાણે રોય કેથે રડી ઝરીને આવી હોય તેવી—જીવ નસોસ, પડી ગયલો —અને વાત કરે તેબી જાણે નીસાસા નાખીને! બીજા લાગટ આઠેક દહાડા સુધી તે બાઇ એમજ બરીયલ અને ચીરડાઉ થઇને પરીયા કરે અને જરાબી નજર છટકી કે ખુણે ખટોલે ભરાઇને વાંચવા બેસી. ખતે પડીને તેનું કારણ શોધવા હું મથ્યો. મેં શું શોધ્યું— તમે માનશો? મને માલમ પડયું કે બાઇજી સાહેબ તો કેટલા દીવસ થયા ચીપીચીપીને "East Lynne" ની ઈંગ્રેજી નોવેલ

પર મંડેલાં હતાં! એવી જાતનું સીહા સાહીત્ય મનુષ્ય જાતના મુખને ચુંઠવા ઉપરાંત બીજી કઇ રીતે જીંદગીની મજાહમાં ઉમેરો કરે છે તે હું સમજી શકતો નથી. શેકસ્પીયરની પહેલ વહેલી "ટ્રેજેડી" "Titus Andronicus"માં કેવી કરપીણ ખુના મરકી છે અને તેથીજ તે ખેલ "હેમલેટ," "લીયર," "મેકબેથ" જેવી 'ટ્રેજેડી' ઓની સરખામણીમાં કેવો હલકો પડી જાયછે! એવી 'ટ્રેજેડી' ઓને હું હમેશ અંતકરણથી નાપસંદ કરૂં છું—પણ આ "ઓરતના ગુલામ' ને હું નાપસંદ કરતો નથી. મી૦ પટેલની આ 'ટ્રેજેડી' માંહેલુ કરૂણારસીક તત્વ એક મધ્યમ સીમામાં સંકોચાઇ રહી કમકમાટની પંકતીએ તમને ઘસડી જવાથી બાઝ રહે છે.

કરૂણારસની ચોમેર પથરાયલી હવામાં હાસ્યરસનો થોડો—બહુજ થોડો—છુંકાટો જો ન હોય તો આપણાથી દમ મારી ન શકાય. મી૦ ધનજીશાહની રમુજ આ વાર્તામાં વખાણવા જોગ રીતે અહીં તહીં સેહજ સાજ ચમકીને અલોપ થઈ જાય છે. એમની રમુજ ઠંડી છે યાને ઇંગ્રેજીમાં જેને subdued humour કહે છે તેને આબાદ મળતી આવે છે. 'સુનઇ ઘેખરી' આ હાસ્યરસીક વીભાગ પુરો પાડે છે. ૮૧ મે પાને આ ગામડયણ જ્યારે મરસીઆના અવાજનો લેહકો કાહડતી હીલ્લુબાઇને રડે છે અને ૧૯૬ મે સફે એજ 'ઓરથોડોક્ષ' વેહમનું ખોરીઉં જ્યારે હીલ્લુબાઇને સચકાવી મુકવા હીરાજીને બલામણ કરે છે ત્યારે આપણથી મુછમાં હસ્યા વગર રેહવાતું નથી. એજ રીતે ઠેકાણે ઠેકાણે સુનાંઇના અને બીજા કેટલાક પાત્રોના મુખમાં મેળેલા રમુજી ટાહુકાઓને હાજર જવાબો, તેમજ આબાદ બંધબેસ્તી ભાષામાં રચાયલા "રમુજી" વીચારો દુન્યાની લીલી સુકકી જોઇ હાવકા બનેલા એક "બેહલી ભગત" નીજ હસ્તી કલમની અચુક ગવાહી આપે છે. આવો દબાયલો શાંત હાસ્યરસ આ 'ટ્રેજેડી'માં મને વધારે ભાવે છે. કરૂણારસ જ્યાં અતી ઘણો તીક્ષણ હોય ત્યાં જોશબંધ રમુજ (roaring humour) બાત ઉપર એક બેસુર વાજીંત્રની પેઠે

અહડી આસપાસની એકત્વતાને છંછેરી નાખેછે. ઇંગ્રેજીમાં આવી કીસમના ખતરાને a jarring note કહે છે. 'ભોલી ગુલ'ના નાટકમાં પેલો "મારી બઇરી લાવ"નો ફારસ કેવો ખરેખરી રમુજની ઓરસ્તવાર ઝમકથી લખાયેલો છે—પણ તોય મારા કાન ઉપર તે એક jarring note પેઠેજ પડે છે, કારણ તેને કમનસીબે "ભોલી ગુલ" જેવી એક બીહાબાણ 'ટ્રેજેડી'ની વચ્ચે વચ્ચે ખટકતો મેલી દેવામાં આવ્યો છે. "ઓરતના ગુલામ"નો હાસ્યરસ બીલકુલ ઘટતાજ પ્રમાણમાં વાર્તાના રોહ સાથે વહે છે—અને તે મીજાન જાળવી રાખવામાં ભાઇ ધનજીશાહ અચ્છી રાતે ફાવ્યા છે.

આ વાર્તા ઇંગ્રેજીનો શબ્દે શબ્દ તરજુમો નથી એવી ખાતરી આપવા મને એક મી૦ ધનજીશાહ એન. પેટેલ, જી. બી. વી. સી. જોઇતા નથી. પાને પાને એમાં પારસી ગુજરાતી ભાષાના નવા નવા ટચકાઓ, ઇબારતની તરેહ તરેહની વળાણો, તદન ઓરીજીનલ વાક્ય—રચના અને શબ્દ—રચનાઓ, મુંબાઇની કેટલીક ચાલુ જાહેર બાબદો અને બનાવો ઉપર ઉચકી ટુંચકી લખાયલા રામબાણ ટીકાઓ (side hits), પારસી સંસારના "એહકેલાં વાજાં" વીરૂધ અહીં તહીં ચટકાવેલી તીખી તમતમતી નુકતેચીની, ધરથી માથે લઇ ફરનારાઓને લાગ ફાવનાં ભરાયલી દરોબસ્ત હોબડ ફેલાકો હું શોધી કાહડી શકુંછું. ધ્યાનથી ને બારીકીથી વાંચો અને આ વાર્તા એક કાચા નીશાળ્યાનું નહી—પણ એક પાકટ જુના લખનારનું લખાંન તમને તુરતજ જણાઇ આવશે. દાખલા ટાંકવા કરતાં તમે પોતેજ આ ચોપડીમાંથી નવીન પ્રકારનાં વાકયો અને શબ્દો જોતા જઇ એક ડી. એન. પટેલની પેનને પીછાણી શકશો. ખાસ કરી પાનો ૭, ૫૦, ૧૧૧, ૧૨૬, ૧૩૫, ૧૩૮, ૨૨૦, ૨૬૭, ૩૦૦, ૩૦૪, જરા ધ્યાનથી વાંચજો—અને ધનજીભાઇ બા. કેવાં સુરથી પુલીસ અને છાપાવાલાઓને આંડા હાથે લેયા કરે છે તેઓ જોતા જજો.

ઇબારત (style) એ કોઇબી પ્રકારની લખાણબાજીનો જીવણુ-ગાળો છે. એક નાટક, તવારીખ, નવલકથા કે કાવ્યનું ગમે તેબી ઇંગ્રેજી પુસ્તક લ્યો અને ઉંચકી ચુંચકી કોઇબી પાનું ઉંઘાડતાં તેના વાંચનમાં એક ચોકસ તરેહના લખાણ યા કાંઇક ખાસ કલમનો ટચકો એવો તમને જડશે કે જેને તમે લખનારની પોતાની 'સ્પેશીયલ સ્ટાઇલ'ની ઉપમા આપશો. દરેક લેખકની જુદી જુદી 'સ્ટાઇલ' તો હોવીજ જોઇએ. પારસી ગુજરાતી લખનારાઓમાં 'સ્ટાઇલ' જેવી ચીજ હમણા સુધી, હતી નહીં—માત્ર છેલ્લે છેલ્લે હાલ કેટલુંક થયું એ નવું તત્વ કલમબાજીમાં સામેલ થયું છે. 'સ્ટાઇલ'નો લટકો પારસી કલમોમાં હવે એટલી હદે ઉતર્યો છે કે કેટલાક રોજીંદા લેખકોના બાબમાં તો ફક્ત તેમની બે લીટીજ વાંચતાં તેમનું લખાણ હું હજારમાંથી તુરત ઓલખી શકું. પણ આ 'સ્ટાઇલ' અખત્યાર કરતાં આપણા લેખકો હજી શીખ્યા નથી, કે દરેકે દરેક લખાણમાં અને એકે એક બાબદમાં એકજ ઢબની અને વગર ફેરફારની 'સ્ટાઇલ' ચાલી શકતી નથી: ન્યુઝપેપર સાથ સંબંધ ધરાવતા કેટલાક સાહેબોની આર્ટીકલો તમે વાંચો, વાર્તાઓ વાંચો, રમુજી ટુચકાઓ વાંચો, પણ સઘળેજ ઠેકાણે એકજ જાતની ભારબરદારી એકની એક 'સ્ટાઇલ'! એક સાચ્ચા ઇંગ્રેજ લખનારને તમે વાંચો. તેના હાસ્યરસમાં 'સ્ટાઇલ' ઠુમકતી ચાલશે, કરૂણારસમાં ઘોધારી બનશે, કાવ્યરૂપી વર્ણનમાં અલંકાર ઓચરશે, ઝાટકણીમાં કરડી થશે, વખાણમાં મીઠાસ પકડશે, પ્યારનાં પાત્રોમાં નરમાસ ધરશે, કડકની કાહાણીમાં ખરડાયલી હલકી પડી જશે. 'સ્ટાઇલ'નો આ જુદો જુદો પ્રકાર ધારણ કરવાનો બીકટ જુમ્મો મુખ્ય કરીને એક 'નોવેલીસ્ટ'ને માંથે સૌથી વધારે પડે છે. નવલકથાના કર્તાને ઘડીકમાં ન્યુઝપેપરવાલો નુકતેચીન બનવું પડે છે, ઘડીકમાં શુભાખીત કવી થવું પડે છે, ઘડીભરમાં મોહોબતાવંતી માહશુકનું ધગધગતું જીગર ચીતારવું પડે છે. જ્યારે આ જુદી જુદી કીસમની ઇબારતોના મહાવરા અને અનુભવંનો જે લખનાર

દાવો કરી શકતો નથી તે એક 'નોવેલીસ્ટ' તરીકે મોટે કે નાહને ભાગે એક નીશફળતા નીવડે છે. પણ મી૦ ધનજીશાહ પટેલની ઈબારત વાંચીને સમજવા માટે, બીજા લેખકોના બાબમાં કરવું પડે છે તેમ ગુંચવણથી કપાલનો ચીલ્લો ચઢાવવો પડતો નથી—એક લાંબાં લચ વાકયને છેડે આવતાં તેની શરૂઆત તમારાં મગજમાંથી ખસી જઇ શકતી નથી. તેવણ પોતાની ઇબારતને કેટલાક લેખકોને બાહદુરોની પેઠે "એલીટરેશન"ની હીસટીરીયારૂપી તાણ થવા દેતા નથી. તમારા તુરંગોની સાથેજ પોતાનું લખાણ દોડાવવાની અને તમારી લાગણીઓના રાગમાજ પોતાની ઇબારતને નચાવવાની કળા 'ઓરતના ગુલામ'માં મી૦ પટેલે સારે દરજજે અખત્યાર કરેલી છે. તેમજ કાંઇક સીફતથી પ્રસંગને અનુસરતી 'સ્ટાઇલ' ઠેકાણે ઠેકાણે પ્રદર્શીત કરીને એ લખનાર આપણા પારસી કલમકસોની એક સાધારણ નબલાઇથી નીરાળા રહ્યા છે.

પુશકલ લંબાણ થઇ ગયું! થોડાક સેવટના સખુનો બોલી આ દીબાચો હવે ખતમ કરવોજ પડશે. નાટક યા નવલકથાની રચનાંનો આ મુકરર કરેલો નીયમ છે કે કીસ્સાની સેવટે સદગુણની જય અને દુરગુણની હાર થવીજ જોઇએ. શેકસ્પીયરે પોતાની કેટલીક મહાન 'ટ્રેજેડી' ઓમાં આ કાયદો સાચવ્યો નથી એ ખરૂં—પણ તેનો ખુલાસો એ જગપ્રસીદ્ધ કવીના નુકતેચીનો કાંઇ ઓરજ રીતે આપે છે. છતાં મહાગુરૂ શેકસ્પીયરની વાતજ દીગર છે. એ ઉસ્તાદની સુન્ને જો આપણે વસડાઇયે તો મરીયે નહી, પણ માંદા પડયે! એકજ જાણીતો દાખલો લ્યો. મરહુમ મી૦ અરદેશર પટેલને હાથે લખાયલી "તકદીરની તાસીર" વાલી "ટ્રેજેડી" આ નીયમનું એવું તો દેખઇતું ઉલ્લંઘન કરે છે—તેમાં સચાઇ, વફાદારી, સદગુણને સેવટે એટલો તો દેખાઇતો ખરાબ ફેજ મળે છે—કે તે નાટક એક નીતીની નીશાળ તરીકે તો પોતાનો ભાગ બજતો નથીજ. 'ઓરતના ગુલામ' માં બદીનો અંતે પરાજય થાય છે અને નાદરશાહ તથા ઝીલુનો સદગુણ જીતે છે. છતાં કહેવા દો કે મી૦

પટેલે હીરાજીનું પાત્ર નીયમીત રાખ્યું નથી. છેકના છેડા સુધી તે બારીસ્ટરને હુશીયાર દોસ્ત, હેતવંતો દીકરો, સાચ્ચો આશક, લાગણીવાળો ભાઇ ચીતારી અચબુચ એક પળકમાં તેને એક નમુનેદાર આદમી પરથી ખુની ઠગારો અને હરહડતો બદમાશ દેખાડી દીધોછે. આ ફેરફાર જરીક વધારે કુનેહથી રફતે રફતે કરવામાં આવ્યો હોત તો ઠીક થાત. વળી નાદરશાહની તસ્વીરબી એકદમજ ચલકતા રંગોમાં મેળી દીધી છે. એવા ફરેસ્તાઓ આ દુન્યાપર હસ્તી ભોગવતા હોય એ વીશે મને શક છે. મનુષ્ય જાત કદી સપુર્ણ તો છેજ નહીં—એ મારી પક્કી ખાત્રી છે. રીગોલેટા—પેલી ચાઇચાઇની મદમ—નું ચીત્ર જે ઢબે અહીં રજુ થયું છે તે જો કાંઇ બીજા આકારમાં હીરાજીની છુપી પરણેતર તરીકે મી॰ ધનજીશાહે દોરયું હતે તો આ ચોપડી વધારે નીરદોશ થઇ પડતે.' કર્તાએ વાર્તામાં મરહુમ ડાક્ટર બાંહદુરજી, ડાકટર ચાઇલ્ડ અને સેવંટે ખુદ વેટરીનરી સરજીયન ડી. એન. પટેલને પોતાને આણી realism ની સોડ સાંધવાની પેરવી વખાનવા જેવી રીતે કરી છે. પણ દરેક આદમીનું નામ એવણે કાળા ટાઇપ ( pica black )માં મેલ્યું છે તે મને તો ઠીક લાગતું નથી. સીલસીલાબંધ 'વાંચણમાં તેથી ખતરો પડયા કરેછે. બેઅદબી માફ છે, પટેલ શેઠ—આ વાર્તાના લખાણની જોડણી કેટલેક ઠેકાણે વીચીત્ર છે! વળી વાર્તાના વળાંમાં એક નાનો મઇ જેવો છબરડો હું જોઉં છું તે કહું? હીરાજી હીરાભોગી ૧૮ વર્ષે ઇંગ્લાંડ બેરીસ્ટર થવા ગયો, ત્રણ વર્ષ રહીને એટલે ૨૧ વર્ષની ઉમરે પાછો આવ્યો, બીજાં પંદર વર્ષ મુંબઇમાં રહયો—એટલે તેની ઉમર થઇ ૩૬ વર્ષની; હવે ત્યારે તેની માયું હીલ્લુબાઇની ઉમર શું હશે? ઓછામાં ઓછી ૫૦ થી ૫૫ વર્ષની! અને તે ઉમરૂ છતાં જહાંગીરશાહ ઇનસ્પેકટરનો તેવણુ ઉપર ખાટો 'મીઠો ડોળો' હતો એમ તમે કહોછો. હોય બા! દુન્યાજ ઘણી વીચીત્ર છે! સલામ!

# સાંકળીયું.





**સુધારો.**—નજર ચુકને લીધે ૩૮મા સફા ઉપર ૫ માં પ્રકરણને બદલ ૪ થું પ્રકરણ ચાલુ રહેલું હોવાથી સેવટે ૩૧ બદલ ૩૨ પ્રકરણ થવાં જોઇએ.



# “ઝન મુરીદ”

## યાને

# ઓરતનો ગુલામ.

## પ્રકરણ ૧ લું.

### વરલીના બાંણ.



ઇ.સ૦ ૧૮૯—ના સાલની બળેવના તેહવારની બરાબર એ દાહડા પછી નીચલી ખબર મુંબઇનાં રોજીંદા પત્રોમાં છપાઇ હતી:—

“એક કમકમાટ ભરયું ખુન”—ગઇ કાલે સાંજના ચોડેથી સકારામ અરજુન નામનાં દુધ વેચનાર ગવલીએ માહીમના પુલીસ સ્ટેશન ઉપર જઇ ઇન્સપેકટર ડારસીને એવી ખબર આપી હતી કે ઝુંનું નામની એક મુસલમીન ઓરત જે વરલીના બાજુ ઉપર પોતીકાં મકાનમાં રેહતી

હતી, અને જેને તે દરરોજ સહવાર સાંજ દુધ આપવા જતો હતો, તે આજ ચાર દીવસ થયા ગુમ થઇ ગઇ છે. તેણીના ઘરના દરવાજાને બાહરથી કુલુફ મારયું છે, પણ બારીની ફાટમાંથી નજર કરતાં, જમીન ઉપર કોઇ પડેલું હોય એમ તેણે આજે બપોરના તપાસ કરતાં માલમ પડયું છે. જી વિભાગના પુલીસ ઇન્સપેકટર ડારસીએ તે મકાનની ભેટ લીધી, અને તેને શક જવાથી દરવાજે કુલુફ ફોડી ઉઘાડતાં, એક ઓરતનું ખુન થયેલું તેને માલમ પડયું. **સકારામ અરજુને** તે ઓરતને "નુંનું" તરીકે પીછાણી હતી. ખુનની ખબર મલતાંજ વડા પુલીસ કમીશનર, ડેપ્યુટી પુલીસ કમીશનર, છુપી પુલીસના વડા **હૈદરઅલી** તથા ઇન્સપેકટર **જેહાંગીરશાહ** વિગેરે ત્યાં જઇ પુગ્યા હતા. સાંજ પડી જવાથી વધુ તપાસ થાઇ શકી નહી, પણ પડોસમાં વસતાં લોકોમાંથી પુલીસે બાતમી મેળવવા કેટલાક શાક્ષીઓ મેલવ્યા છે. મરનારની લાસને ત્યાંજ રેહવા દીધી છે, અને આજ રોજે અગીઆર વાગે તે લાસ ઉપર જયુરી ભરવામાં આવશે. **હૈદરઅલી** અને **જેહાંગીરશાહ** આ ખુનનો પતો મેળવવા બહુ મેહનત કરે છે."

નુંનુંના ખુનની આ ખબર શેહરમા ફેલાઇ ગઇ, અને આ ભેદભરયાં ખુન વિશે તરેહવાર વાતો બોલાવા લાગી. છાપાનુ મત તે પ્રજામત ! એકે લખ્યું, અને દસે વાંચ્યું, એટલે દસને મોહડેથી વાત ચોમેર ફેલાતાં વાર કેટલી ?

. આ કેમકમાટ ભરયું ખુન કોણે કીધું હશે ? તે વિશે તરેહવાર અટકલો થવા લાગી. કોઇ કાંઇ ગપાટો ઉડાવે, તો કોઇ બલતોજ ટોલ્લો લગાવે!! પણ જેઓ સમજુ હતાં, તેઓ કારોનરના અભીપ્રાય માટે ખોટી રેહા; અને જે પરવારતાઓ અધીરા હતા તેઓ વરલીના બાણુ તરપ કારોનરની જયુરીનો ખેલ જોવા ઉતરી પડયા, અને 'જેયુરીનું કામ આગલ ચાલે તે આગમજ પચરંગી લોકોની એક મોટી ઠઠ વરલીના બાણુ ઉપર આવેલાં નુંનુંના મકાન આગલ મલી રહી.

પુલીસના માણસોએ ખુનવાલાં મકાનનો કબજો લીધો હતો, એટલે મકદુર કોઇની કેટલી કે મકાન અંદર દાખલ થાય! ઇન્સપેકટર ડારસી દરવાજે રોકી ઉભો હતો, તેવામાં એક પારસી-પરવારતાએ તે મકાનના કમપાઉન્ડમાં દાખલ થવા માટે ભપકામા અરજ કરી, અને ઇન્સપેકટર ડારસીએ તેને ના પાડી, તોછડાઇથી જવાબ દીધો:-

'નેટીવ્સ આર નૉટ અલવ્ડ.'

મોહકાન! ઉપલા બોલો સાંભળતાંજ પેલા પારસી સાહેબજાદા, મી૦ પરવારતાનું ઇરાંની લોહી ઉકળી આવ્યું, અને 'તેનો કાંદો ખીલ્યો!' તેણે ભપકામાંજ પોતાની પરમાસુ ઈંગ્રેજીમાં જવાબ દીધો:-

'માઇન્ડ યુ! આઇ એમ્ નૉટ આ નેટીવ. આઇ ડોન્ટ બીલોંગ ટુ ઇન્ડીયા, આઇ એમ આ પારસી!'

પણ મી૦ ડારસી આ મી૦ પારસી બચ્ચાથી ડરયો નહીં. તે તેને કાંઇ કેહવા જતો હતો તેવામાં કેટલાક છાપાના રીપોરટરો ત્યાં આવી લાગ્યા, અને પેલો પારસી ફંફડતો ચટકંતો એક બાજુ ઉભો રેહયો.

સાડાંદસને સુમારે કારોનર સાહેબની ગાડી મકાનના દરવાજા આગળ આવી ઉભી રહી.

કારોનર આવતાંવાર જયુરીના ગ્રહસ્થોને લેઇ ખુનવાલાં દીવાનખાનામાં દાખલ થયો, અને તેમની પાછળ ઇન્સપેકટર જેહાંગીરશાહ અને તેમના વડા હૈદરઅલી પણ ગયા.

મરનાર જુંજુંના શરીરની તેમજ તેણીનાં મકાનની તપાસ કીધા પછી બરાબર અરધે કલાકે કારોનર સાહેબે પોતાની બેઠક લીધી, અને જયુરીનું કાંમ આગળ ચલાવવા આગમજ શરૂઆતમાં તેવણે નીચલું વિવેચન કીધું:—

'જયુરીના સાહેબો,'

---

મુંબઇની પુલીસના છેલ્લા ત્રીમાસીક રીપોર્ટ ઉપર મુંબઇની સરકારે જે સખત ટીકા કીધા છે, તેમાં એવું જણાવ્યું છે, કે બે કીસમના ગુન્હેગારો દીન જતે મુંબઈમાં ઘણાજ વધતા જાય છે. પેહલા સોનેરી ટોળીના ખેલાડીઓ, અને બીજા જાણી બુજીને ખુન કરનારાઓ. આ છેલ્લી કિસમના ગુન્હેગારો મુંબઇ જેવાં શેહેરમાં આજ કાલ ઘણા વધી પડયા છે, અને તેઓ પોતાનો પેશો એવી બેધડક રીતે ચલાવતા જાય છે, કે આદમીનું ખુન કરવું એ તેમને મનથી એક બચ્ચાંની રમત જેવું થઇ પડયું છે. મશહુર **અનારકલી** કેસમાં ખરશેદજી ખરાસવાલાં ખુનની વિગતો તમો સાહેબોને રોશન હશે, એમ હું ધારૂ છું. તે ખુનનો કરનાર કોણ હતો તે આપણ કદીબી જાણતે નહી, અને તે વખતે હું પોતેં એવું નક્કી કરી ચુકયો હતો, કે ખરશેદજી ખરાસનો ખરો ખુની કદીબી મળી શકનાર નથી. પણ અંતે **ખા૦ બા૦ જેહાંગીરશાહે** તે ખુનીને કેવી હિકમતથી શોધી કાહડયો તે તમે જાણોછો. ત્યાર બાદ આ ઓરત નું નુંનું ખુન થયલું જોઇ હું ફરીથી વિચારમાં પડયોછું, કે આ પાપી કરમનો કરનાર કોઇ બદમાસ મુંબઇમાં છડે ચોક ફરતો હશે, અને સેંહકડો, બલકે હજારોની અંદર તે, અત્યાર આગમચ ભેલાઇબી ગયો હશે ! એટલું તો નક્કી થયું છે, અને તમે કબુલ કરશો કે, આ ઓરતનું ખુન થયુંછે, અને તેણીએ આપધાત કીધો છે એવું તમોને નહી લાગશે.'

'ઓ, નો ! કદીબી નહી!!' જયુરીનો વડો બોલ્યો. 'આપઘાત હોયજ નહી ; મરનારની પીઠ ઉપર કોઇએ બે જખમ કીધા છે, તેજ દેખડી આપે છે, કે તેણીનું કોઇએ ખુન કીધું છે.'

'આ એક ખરેખર ગમભીર અને ભેદભરયો બનાવછે, સાહેબો !!' કોરોનરે કહયું. 'આ ઓરતના કોઇ ખેશી છે? એ કોણ હતી અને કેવી રીતે પોતાનુ ગુજરાન કરતી હતી. તે જાણવું જરૂરનું છે.'

'એ ઓરતના બાબમાં જબાંની આપવા માટે મેં મોટી મુશકેલીએ બે ત્રણ સાખશીઓ મેલવ્યા છે.' **હૈદરઅલીએ** હિંમતથી કારો-

નરને જણાવ્યું. 'હું ધારૂં છું કે તેઓ આ ઓરતના બાબમાં કાંઇ જાણે છે.'

'ઓ હો! ત્યારે તો આપણું કામ આગલ ચાલશે ખરૂં.' કારોનરે જવાબ દીધો. 'બુલાવો તે શાક્ષીઓને જયુરી હજુર ખાન-સાહેબ હૈદરઅલી.

'કમીશનર સાહેબના હુકમથી મેં આ ઓરત નું ખુંના ખરા ખુનીનો પત્તો મેલવ્યો છે.' ખાનબાહાદુર જેહાંગીરશાહે ઠંડે કલેજે કારોનરને કહયું, અને હૈદરઅલી ડોલા ફાડી જેહાંગીરશાહ તરફ જોવા લાગ્યો.

'ખરેખર!' કારોનર ખુશી થાઇ બોલ્યા. 'શું આટલી વારમાં તમે ખુનીનો પત્તો મેલવ્યો?'

'હા સાહેબ, મેં તમામ બાતમી મેલવી છે.' જેહાંગીરશાહે જણાવ્યું. 'અને હવે તે ખુનીને શોધી કાહડવાનીજ ફક્ત ખોટીછે ઇન્સપેકટર ડારસીને મેહરબાની કરી તાકીદ કરો કે આ મકાનના દરશનમાં આવેલા કમપાઉન્ડમાં કોઇનેબી દાખલ થવા નહી દીએ.'

'તમારા બોલવામાં વજુદ સમજી તેજ પ્રમાણેનો હું હુકમ કરૂંછું.' કારોનરે જવાબ દીધો. 'મી૦ ડારસી, તમે કોઇબી આદ-મીને કમપાઉન્ડમાં દાખલ થવા દેશો નહીં. હવે જયુરીના ગ્રહસ્થો આપણ સાક્ષીઓ તપાસવાનું કામ શરૂ કરીએ, અને ત્યાર બાદ મી૦ જેહાંગીરશાહનુ કેહવું સાભલશું.'

હૈદરઅલીના રસતામાં જેહાંગીરશાહ હવાંબમાં હાડકાં માર્સલ હતો. પ્રખ્યાત અનારકલી કેસમાં આ પારસી ડીટેકટીવે મેલવેલી સરકાર અને પ્રજાની પ્રસંનતા પછી, તેના નામ અને કામ ઉપર મુંબઇની રૈયત માન ભરી નજરથી જોવી હવી, અને

સત્તાવાલાઓ પણ તેના બોલવા ઉપર વગર અચકાવે ઇતબાર રાખતા હતા, સબબ ખરા ગુન્હેગારોને શોધી કાહડવામાં આ પારસી બચ્ચાની અટકલ ખરેખર અજબ જેવી હતી.

એવો એક કળાબાજ પારસી ડીટેકટીવ છુપી પુલીસની સંફમાં જોડાયાથી હેદરઅલી અને તેના જેવા બીજાઓ આ 'કાગડા'ના ખુણાં ખંટોલાં શોધી કાહડવાની દરેક તજવિજ કરતા હતા, પણ ખાનબાહાદુર જેહાંગીરશાહ સાફ દયાનત અને ચોખે હાથે ફરતા હોવાથી તેના હડહડતા દુશ્મનો ઝંખાવાના પડી આજ સુધી મુગા બેઠા હતા.

'જ્યુરીના ગ્રહસ્થો,' કોરોનર સાહેબ બોલ્યા. 'આ મુકદમામાં આપણને પાંચ સવાલ નક્કી કરવાછે."

**પહલો સવાલ** એ છે કે આ ઓરત કોણ હતી.

**બીજો સવાલ** ત્યાર પછી એ છે કે **વરલીના** બાણ ઉપર એ ઓરત નુંનું કેટલી મુદત થઇ રેહતી હતી, અને હીયાં રેહવા માટે તે કયાંથી આવી હતી.

**ત્રીજો સવાલ** એ નક્કી કરવો છે, કે એ ઓરત નુંનું પોતાનુ ગુજરાન કેવી રીતે કરતી હતી, અને તેણીના કોણ કોણ સોબતી હતા ?

**ચોઠો સવાલ,** તેણીના કોઇ દુશમનો હતા કે નહી અને

**પાંચમો સવાલ,** તે પૈસાવાલી હતી કે ગરીબ.

એ પાંચ બાબદો તમારે જાણવી જરૂરની છે, અને ત્યારેજ તમો આ ખુન કેવી રીતે થયુંછે, તેના અનુમાન ઉપર આવશો. સાક્ષી બોલાવો, ખાનસાહેબ.'

ખાનસાહેબે ફાંફાં મારી સાક્ષીઓ તો બે ત્રણ શોધી કાહડયા હતા, પણ તે સરવની જબાની જ્યુરીને નકામી માલમ પડી: નાંકા ઉપર ફેહરો

ભરતો સીપાઇ, સંધાસ સાફ કરનાર હલાલખોર, મરનારનો ધોબી અને દારૂની દુકાન રાખનાર ભંદારી ભાઉદાદા, ઉપરાંત દુધવાલા સકારામ અરજુન અને રસતો સાફ કરનાર મ્યુનીસીપાલીટીનો કચરાપટી પાંડયા માહાર, એ મુખ્ય સાક્ષીઓને નુંનું વિશે જબાની આપવા હૈદરઅલીએ ખેચી કાહડી બાહર પાડયા હતા. એ સરવેમાં ફકત છેલ્લા સાક્ષી દુધવાલા સકારામ અરજુનની જબાનીની કારોનરે નોંધ લેવા માંડી.

## સકારામ અરજુનની જબાની.

સકારામ અરજુને પોતાની જબાનીમાં જણાવ્યું કેઃ—

'હું આજ લામબો વખત થયો મરનારને દુધ આપું છું. મારે એને ત્યાં દીવસમાં બે વખત આવવું થતું હતું. સહવારના ૬ અને ૭ની વચ્ચે, અને સાંજના ૩ અને ૪ની વચ્ચે, હું રોજ દુધ આપવા આવતો હતો. મરનારનું નામ નુંનુંજાન હતું. મરનારને બુધેવને દહાડે મેં છેલ્લી દીઠી હવી.'

સવાલ—લામબો વખત થયો તું મરનારને દુધ આપતો હતો, એટલે કેટલો વખત ?

જવાબ—તેની કોણ યાદ રાખે છે. પણ થયાં હશે આઠ દશ વરસ.

સવાલ—તારા પઇસા રોકડા આપતી હતી કે ?

જવાબ—રોજ નહી પણ મહીને મહીને તે રોકડા ચુકાવી આપતી હવી.

સવાલ—તું રોજ કેટલું દુધ આપતો હતો ?

જવાબ—એક શેર દુધનો રોજ ઉકરો હતો સાહેબ.

'ઓહો!' કારોનરે જબાનીની નોંધ લેતાં અજબ થઇ ટીકા કીધા. 'રોજ એક શેર દુધ !' 'મરનારની ઉમર કેટલી હશે વારૂ?'

**જવાબ**—હશે પાંત્રીસ ચાલીશ વરસ.

**સવાલ**—કોઇ દીવસે તુએ મરનારને છાકટી થાયલી દીઠી હતી?

**જવાબ**—નહી સાહેબ. મેંતો કોઇબી દીવસે તેણીને છાકટી થાયલી દીઠી નથી.

**સવાલ**—તે કયાંથી આવી હતી તે તું જાણે છે ?

**જવાબ**—તે એક વખત બોલી હતી કે 'મયે દીલ્હીકા જાનેવાલી હું;' તેણીનો વર મરી ગયો હતો. તેણીના ઘરમાં કોઇબી દાહાડે કોઇ પારકા પુરૂશને મેં જોયો નથી. તે કદીબી મારા પઇસા વાસ્તે મને બુમ પડાવતી નહી હતી, પણ કોઇ વખતે હું તેની પાસ દસ બાર રૂપીઆ આંગ ઉપરૂ વ્યાજે લઇ જતો હતો, અને તે રૂપીઆ પાછળથી તે દુધના પૈસામાંથી કાપી લેતી હતી.

'આપણુને એટલું તો માલમ પડયું કે મરનાર કાંઇ મુફલીસ હાલતમાં રેહતી નહીતી.' કાંરોનર બોલ્યો. "વળી મરનારના મકાન નો ઘર સામાન, તેની રેહવાની રીતભાત, અને બીજી વિગતો ઉપરથી માનવાને બની આવે છે, કે મરનાર જુનું સેહજ પૈસાવાલી તરીકે આ લત્તા ઉપર રેહનારાઓમાં જાણીતી હતી."

બીજા સાક્ષી તરીકે પુલીસે જી વિભાગનાં સીપાઇ **પાંડુરંગ હરીને** રજુ કીધો.

## સીપાઇ પાંડુરંગ હરીની જુબાની.

'હું જી. વિભાગનો સીપાઇ છું. મારૂ નામ **પાંડુરંગ હરી છે.**'

**સવાલ**—નંબર?

**જવાબ**—નંમબર, લેવનટી સેવન!

સીપાઇદાદાનો આ જવાબ સાંભળી જયુરીના સરવે ગૃહસ્થો બેધડક હસી પડયા, અને કારોનરે જોરથી પુછ્યુ. "શું?"

**એક જયુરર**—એ પોતાનું નંબર 'લેવનટી સેવન' કહે છે, પણ એના પટા ઉપર લેવનહંડરેડ એન્ડ સેવન નંબર છે.

'લેવનહંડરેડ એન્ડ સેવન.' કારોનર નોંધ લેતાં બોલ્યા. 'ચલાવ. તું આ મુકદમામા જે કાંઈ જાણતો હોય તે કહી દે.'

"હું આ રસ્તા ઉપર બપોરથી રાત સુધી રોજ પેહેરો ભરૂછું." સીપાઇએ આગળ બોલવા માંડયું. "ગુંગુને હું નામે અને નજરે ઓળખતો હતો. બસેવને દાહાડે સાંજના છ સાડા છ વાગે મેં મરનારને હાથમાં બે દારૂની બાટલી લઈ ઘર તરફ જતાં જોઇ હતી. કોઈબી દીવસે મેં તેણીને સાંજ પછી ઘરમાંથી બાહર જવી જોઇ નથી. તેણીની મુલાકાતે કોણ આવતું હતું તે હું જાણતા નથી, પણ થોડા દાહડાની વાત ઉપર મેં એક ઓરતને અને બીજી વખત બે શખસોને આ મકાનમાં દાખલ થતાં જોયાં હતાં."

**સવાલ**—સબર! તે બે શખસો કોણ હતા?

**જવાબ**—બે પારસીઓ હતા. એક ઉમરે પુગેલો અને એક જવાન હતો. બને કોઇ સારા માણસ જેવા નજર પડતા હતા. તેઓની ગાડીબી તેવીજ હતી.

**સવાલ**—દારૂ લઇ જતાં મરનારને તેં કયે દાહડે જોઇ હતી?

**જવાબ**—નાલીયેર પુનેમને દાહાડે.

કેટલાક સાક્ષીઓની જીવ વગરની જબાની લીધા પછી, કોરોનરે નિરાસ થાઇ ખાનસાહેબ **હેદરઅલીને** પુછયું. "આ ઓરત હિન્દુસ્થાનના કયા ભાગની વતનદાર હતી **હેદરઅલી**?"

"હુઝુર એ દીલ્હી તરફની વતનદાર હોય, એમ લાગે છે." **હેદરઅલીએ** જવાબ દીધો.

"દારૂની બાટલી મરનાર બસેવને દાહડે લેઇ આવી, તેથી એવું ધારવાનું કારણ મલેછે, કે મરનારને ત્યાં તે દિવસે મેજબાની હાવી જોઇએ."

કારોનરે પોતાનો શક જણાવ્યો. " કોઇ મેહમાનોની તે ઇનતેજારીથી રાહ જોતી હોવી જોઈએ, અને એ મેહમાન કોઇજ નહી પણ મરનારનો કોઈ દોસ્ત આસનાવ હોવો જોઇએ. "

" એમ કેમ બને સાહેબ !" જયુરીમાંથી એકજણુ બોલ્યો. " મરનાર અઢાર ઉમરની એક ઓરત માલમ પડે છે, અને તેણીને માટે એમ વિચારવું—

" નોનસેન્સ ! અઢાર ઉમર ! " કારોનરે રડયો આપ્યો. "હંમબગ ! ! જે ઓરતની પાસે પૈસા હોય, તે તેના દોસ્તોની નજરમા ઘરડી અને બદરૂપી હોવા છતાં હંમેશ જવાન, અને ખુબસુરત જેવી લાગે છે. અત્યાર સુધી પડેલી જબાની ઉમરથી એવું કાંઇબી આપણને માલમ પડતું નથી, કે મરનાર ક્યાંની રેહવાસી હતી, અને છેલ્લી તે કયાંથી આવી હાંયાં રહી હતી."

આવી કિસમની તકરાર જયુરી અને કારોનર વચ્ચે ચાલતી હતી, તેવામાં એક અઢાર ઉમરનો પારસી આડાબંધનું ચટાપટાની છીટનું બદીઆન, અને સુરતી અલેચાની પાયલી જેવી ઉંડી ટોપી પેહડી, ખાંધે ઉપર રેસમી રૂમાલ નાંખી ઉતાવલે પગલે લોકોની ગીરડીમાંથી એધડક જયુરી આગલ ધસી આવી બોલ્યો:—

" ગરીબ બીચારી ! આખર જાનથી ગઇ ! ! હે ખુદા ! જેમ તારી મરજી ' ! ! ! "

" તમે કોણ છો અને કોણને સારૂં બોલો છો ? " કારોનરે સવાલ કીધો.

" કોણને હારૂં ? વલી મરનારને હારૂં ! ! ! " પેલા પારસીએ જવાબ દીધો. " બીજા કોણને હારૂં આ જગે બોલવાનું હોય ? "

"ત્યારે તમે મરનારને ઓલખોછ ખરા. ઠીક છે. તમારી જબાની જો હમને કામ લાગે તેવી હશે તો તેની નોંધ લઇશું શેઠ."

'અરે મુવા હેડના થતા! નુંનુંના મરવાથી મને બે નુંકહાન થયાં, હોઉવે. એક તો એક હારૂં જેવું ઘરાક ગીયું, અને બીજું તો મારા પૈહા ગીયા." પેલા પારસીએ બલાપો કીધો.

ત્યારે મેહરબાની કરી તમારી જબાની નોંધાવો.

## બેજન બાંગાની જબાની.

**બેજન બાંગાએ** પોતાની જબાનીમાં જણાવ્યું કે:—"મારૂં નામ બેજનજી છે. આ લત્તાના લોકો મારો હાથ જરા બાંગો હોવાથી મને ગ્મુજમાં **બેજનબાંગો** કરી કુહે છે. વરલીથી મુંબઇ જવાની હડક ઉપર મારૂં ઇંગ્રેજી દારૂ વેચવાનું પીઠું છે. નુંનું મારૂં ઘરાક થાય છે. તે મારે ત્યાંથી બરાનડીન અને વ્હીકીની બાટલી હંમેશ ઉધાર લેઇ જતી અને તેના પૈહા દર માહની પેહલી તારીખે રોકડા ચુકાવી આપી બીજો માલ લેઇ જતી! હોઉવે!! છેલ્લી તે બલેવને દાહડે હાંજના છ વાગે મારે તાંથી એક બાટલી બરાનડીન અને એક બાતલી વ્હીકી ઉધાર લઇ ગેયલી."

**સવાલ**—તમને હીયાં કોણે મોકલીયા?

**જવાબ**—મોકલે કોણ? **નુંનુંના** ખુનની ખબરતો મને આજે હવારના પડી, અને હું પોતે હીયાં આવતો હતો, પણ તેટલામાં નખોદ ગીયા બે કાન્હટેબલોએ આવી ગરવા જે માએદો, તે મરતાં ઉઠેજ નહી. હું તો પૈહાને વરે ખોટી થાયેલો, પણ નખોદ ગયલા અંતે પૈહા આપવા વગર નીકળી ગયા. એ ઘણી મુવાઓનો બારી જુલ્મ! પણ લાચાર! કરીયે હું! એ લોકોને છેડી કાહાં ઉભા રહીએ.

**સવાલ**—તમે **નુંનુંના** કોઇ ઓળખીતાને પીછાનો છો?

**જવાબ**—અરે એં નવો બલામાં તમે મને કાંહાં તાણોછ હાઅ.

મરવા દોની. તે આપરે કાંઇ જાણુતા નથી. જે જાણે તેને તાણો. પણ હા ! તે એક વખત મારી આગળ બોલેલી કે તેનો એક જવાન દીકરો છે, અને તે એક બતેલાનો ટંનડલ છે, અને ખલાહી લોક તેને જાફ્રર ટંનડલ કરી કેહ છે, હોઉવે.

**બેજન બાંગાની** જબાની પુરી થતાંજ ભાણુકી નામની એક સુરતી ઘોડાચાલીને, **હૈદરઅલીએ** જયુરી સમક્ષ રજુ કરી, તેની જબાની લેવા કારોનર સાહેબને અરજ કીધી.

## ભાણુકીં ઘોરાવાલીની જબાની.

" મારૂં નામ ભાણુકી છે હું.મારા વર હાથે પને આવેલા ઝાંપામાં રેહુંછ. હું નુંનુંને ઓલખુછું: કોઈ કોઇ વાર હું તેને તીઆં દળનું લેવા જતી. ગયા આદીતવારે હવારના હું હુખલા જામાહની હુનાબાઇનું દળનુ લેઇ જતી હતી તે્વારે મેં એક મછલમાનને દરવાજામાં ઉભેલો દીઠો હતો. "

ખાનસાહેબ **હૈદરઅલીએ** પોતાની નોંધ પોથીમાં ભાણુકીની જબાનીમાંથી કાંઇ ટપકાવવા માંડયું.

**સવાલ**—તે મુસલમાન કેવો હતો ? જવાન કે બુઢો.

**જવાબ**—તે ઘરડા જેવો મને લાગો. જરા આંગે જાડો અને બટકો હતો.

**હૈદરઅલીએ** કારોનરની રજાથી સવાલ પુછયો. " બીજી કાંઇ નિશાની તું તેની આપી શકશે ? "

**જવાબ**—બીજી વાત હમે હું જાણીએ ? પન જો હુ ફરીથી તેને જોઉં તો ઓળખું ખરી. મેં તેને ઘરના દરવાજામાં ઉભેલો દીઠો. હુ નુંનુંનું દળનું લેવા હારૂ અંદર પુછવા ગઈ હતી, પણ તેનેં ના કેહ્યું એટલે હું બહાર નીકળી. હું જ્યારે બાહર નીકળી તો પેલા મછલમાને બુમ પાડી કોઇ રહતેથી જતોતો તેમે કહ્યું 'કાછમઅલી

મારે હાર ખોટી યજો. લંગર ઉચકી ના જતો હો કે ?" મેં તેને એટલુંજ બોલતા છાંભલેલો.

ખાનસાહેબ **હેદરઅલીએ** પોતાની નોંધપોથીમાં આ જબાની મોહડું મલકાવી ટપકાવવા માંડી, અને **જેહાંગીરશાહે** હસ્તે ચહેરે કારોનરની રજાથી બાણુકીને એક બે સવાલ કીધા.

**સવાલ**—બાણુકી હું તુંને પુછું તેનો જવાબ જરા વિચાર કરીને આપ. તું કહે છે કે જો ફરીથી તે મુસલમાનને તું નજરે જોય, તો ઓલખે. ત્યારે તું કેહ કે તેનાં આંગમાં, કેવાં કપડાં પેહેડેલાં હતાં ?

**જવાબ**—પગમાં ચલકતાં બુટ ઘાલેલાં, આંગમાં કાલો કબજો અને લાંબો છપેદ ઝભો.

"એટલી વિગત પુરતી નથી." **જેહાંગીરશાહે** નાસિપાસીથી જણાવ્યું. "બાણુકી કાંઈ બીજી નીશાનીઓ તુંને યાદ આવ્વતી હોય સો કેહ."

**જવાબ**—બીજી તો કાંઇ નહી. પણ ખરાક હું ભુલી. કછબી ટોપી માથે ઘાલેલી. હોઉવે !

"દમ નહી ! ચલકતાં બુત, અને સફેદ સાહયો, તથા કસબી ટોપી એ મુસલમાનનો સાધારણ પોશાક છે." **જેહાંગીરશાહે** ટીકાં કીધા. અને કારોનરે તેને ટેકો આપ્યો.

"ખાંધ ઉપર રૂમાલ નાખેલો હોઉવે !" બાણુકીને યાદ આવ્વાથી તે ફરીથી બોલી.

"ખુલ્લે ખુલ્લું છે કે કોઇ શખસ હીંયાં આવ્યો હતો ખરો, પણ કમનસીબે તેનું બ્યાન આ સાક્ષી તરફથી બરોબર મલતું નથી" **હેદરઅલીએ** લાચાર થઇ જયુરીના મન ઉપર પોતાની વાત ઠસાવવા કહ્યું.

**સવાલ**—તે શખ્શ તું ઘરમાં દાખલ થઇ ત્યારે શું કરતો હતો ?

**જવાબ**—તે ગુસ્સામાં હોય એમ મને લાગું. પણ હું ભુલી. તેના કાનમાં મેં એક સુંનાની કડીબી જોયલી, તે કેહેતાં હું ભુલી ગયેલી હોં કે. હાઉવે !

" શાબાશ, " **હૈદરઅલી** એકાએક બોલી ઉઠયો, અને તુરતજ તેણે પોતાની નોંધ પોથીમાં 'સુંનાની કડીની' નોંધ કરી લીધી.

" હું ધારૂંછું કે હવે ખુનનો પત્તો મળતાં ઝાઝી વાર લાગશે નહીં. "

ભાણુકીની જબાની પુરી થયાથી તેણીને જતી મુકી, કારોનર સાહેબે જયુરીને કહ્યું. " હવે સાહેબો તમારી સનમુખ પડેલી જબાનીની પરથી આ ઓરત નુંનુંના મરણ વીશે શું સેવટ ઉપર આવવું તે હું તમુને જણાઉ તે આગમજ આપણા જાણીતા ડીટેકટીવ **ખા૦ બા૦ જેહાંગીરશાહ** શું કેહ છે તે સાંભળવાની હું તમુને. ભલામણ કરૂંછું. એવન શરૂઆતથી આ બાબદના સંબંધમાં આવેલ છે, અને એવણુ કહે છે કે ખુનનો પત્તોબી એવણે શોધી કાહડયો છે. વાસતે એવણનું બોલવું સાંભળી તમોએ તમારો અભીપરાય આપવો.





# પ્રકરણ ૨ જું.

## જેહાંગીરશાહ શું કેહ છે ?



મારા વાંચનારને ડીટેકટીવ **જેહાંગીરશાહ** સાથ લંબાનથી પીછાણ કરાવવાની જરૂર નથી, સબબ પ્રખ્યાત અનારકલી કેસમાં થાયેલું ભેદભરયું. ખુન શોધી કાહડયા પછો એ બાહોશ પારસી અમલદારે પોતા માટે અમ્મર કિરતી હાસલ કરી હતી.

કારોનરે પોતાનું બોલવું પુરૂ કીધું. જયુરીના સભાસદો **જેહાંગીરશાહનું** બોલવું ઇંતેજારીથી સાંભળવા તૈયાર થયા, અને છાપાના રીપોરટરો તેમનું બોલતું બોલેબોલ લખી લેવા લાંબી પેનસીલો ઘડી તૈયારી કરવા લાગ્યા. ઇન્સપેકટર **જેહાંગીરશાહ** ધીરે અને ઠંડે પેટે પોતાની બેઠક પરથી ઉઠી બોલવાની તૈયારી કરવા લાગ્યા, અને હાજર રેહલા પોલીસના અમલદારો તથા ખાનસાહેબ **હેદરઅલી** ઉંચે ડોલે સાંભળવા આગલ વાંકા વલ્યા.

## જેહાંગીરશાહની થીઅરી.

"કોરોનર સાહેબ અને જયુરીના ગ્રહસ્થો". જેહાંગીરશાહે બોલવા માંડયું. "આ ખુન વિશે ગેઇ કાલે ખબર મલતાં હું કમીશનર સાહેબ સાથ હીંયાં આવ્યો હતો. આવતાં વાર આ મકાનની આસપાસ મેં શકની નજરથી જોયા બાદ, એ મકાનના દીવાનખાંના મેં

તપાસ્યાં હતા. તે વખતે ઘણુંજ અંધારૂં હતું. બતી સલગાવવાનો વખત થયેલો હોવાથી હું મારી તપાસ આગળ ચલાવી શકયો નહી હતો, અને તેટલાં માટે આ મકાનના દરશનમા આવેલા ન્હાના કમપાઉડના દરવાજા બંધ કરાવી કોઇભી શખ્સને કાંઇભી કારણ સર અંદર નહી જવા દેવા માટે એક પુલીસ જમાદારને મેં આખી રાત હીયાં રાખ્યો હતો. મારી તપાસ આગલ ચલાવવામાં આજ રોજે સહવારના સાત વાગેથી હું હીયાં આવ્યો છું."

" સાહેબો, હવે આ મકાનના દીવાનખાનાનો માંમલો પેહલાંતો હું તમારા ધ્યાનમાં ઠસાવવા માંગુ છું. દીવાનખાનામાં નુંનું ઊંધે મસતકે પડેલી છે. તેણીની પીઠ ઉપર બે જખમ થયલા છે. દીવાનખાનામાં એક ન્હાની જેવી ખાવાની ટેબલ ઉપર ખાવાનું તઇઆર પડેલું છે, અને ધ્યાન રાખો સાહેબો, કે ટેબલ આગળ એકજ ખુરસી મુકેલી છે. પાસે દારૂની ઉઘાડેલી બાટલી અને એક ટંબલર છે. દારૂ હલકો નથી, પણ હેનીસીનો ઉંચો બ્રાંન્ડી છે. બાટલીમાંથી થોડો દારૂ પીધેલો છે, સબબ બાટલી અધુરી માલમ પડે છે."

"દીવાનખાનામાં ટેબલની જમણી બાજુએ એક કબાટ અને તે પાસે એક પેટી દીવાલની અડોઅડ ગોઠવેલી છે. પેટી ઉઘાડી પડી છે. કબાટ ખુલી પડી છે. તે માંહેલાં કપડાં ભોંય ઉપર હીયાં ત્યાં વિખરાયલાં પડેલાં છે, અને કોઇ કોઇ ફાડી નાંખેલાં છે."

" દીવાનખાનાની ડાબી બાજુના ખુણામાં લખવાની એક ન્હાની જેવી ટેબલ ગોઠવેલી છે. એ ટેબલનું વચલું ખંન જબરીથી ઉઘાડેલું છે, અને તે માંહેલાં કાગજો ભોંય ઉપરં હીંયા ત્યાં ખુલ્લાં પડેલાં છે."

" સુવાના ઓરડામાં નજર કરતાં એક પલંગ માલમ પડે છે. તે પલંગ ઉપરના ગોદરાં ફાડી નાખી તે માંહેલો રૂ અને કાઠો બાહર ખેંચી કાહડયો છે, અને ગોદરાંનું ખોરયું ઉલટાવી નાખેલું છે."

" મકાનની અંદરના ભાગની તપાસ પુરી કીધા બાદ, મેં કમ-પાઉન્ડમાં તપાસ ચલાવી હતી, અને તે તપાસ પુરી કરી, સાહેબો હું પાક્કા અને પુરાં સેવટ ઉપર આવ્યો છું, કે આ ઓરતનુ ખુન થયું છે ખરૂ, પણ એ ખુન પૈસા માટે થયું નથી. "

"અજી ખાન બાહદુર સાહેબ. એ કયા અજાએબ બાત આપ કહેતે હો." હૈદરઅલી જેહાંગીરશાહને હસી કાહડવા લાગ્યો. " એ ચોરી નહી તો કયા ! કયા એ પામપલીટ ઔર ખીમા, ઔર બૈડે ખાને કે વાસતે કીસીને એ ખુન કીયા હયે ! ! માશાં અલ્લા ! !"

" મેરા કેહના જરા સુનીએમા જનાબ." જેહાંગીરશાહે ધીરજ આપી આગલ ચલાવ્યું. "હવે સાહેબો, એટલું તો નક્કી છે, કે ખુન થયું. હું બી કહુંછું કે ખુન થયું. પણ હું એમ કહુંછું કે કે પૈસાને વાસતે એ ઓરતનું ખુન થયું નથી, અને હું તે સાબેત કરી આપશ. વધુ હું એમ કહુંછું, કે નુંનુનું ખુન થયું છે; અને તે ખુન કરનાર ખુની રાતના સાડા નવ વાગાની આશમજં આ મકાનમાં આવ્યો છે, અને તેણે નુંનુનું ખુન રાતના સાડા નવ અને દસ વાગાની અંદર કીધું છે. હીંયા પુલીસના સીપાઇ અને 'બેજનબાંગા' ની સાખશી એક સરખી પડી છે. બેજનબાંગાએ બલેવને દહાડે છ વાગાને સુમારે દારૂની બે બાટલી નુંનુને વેચી, અને પુલીસના સીપાઇએ નુંનુંને બલેવને દહાડે સાડા છ વાગે બે દારૂની બાટલી લેઇને રસતેથી પસાર થતી જોઇ હતી."

" બીજી અગતની જબાની જે પડી છે, તે ભાણુકી ઘોડાવાલી અને દુધવાલા સકારામ અરજુનની છે. એ બંને શખસોએ નુંનુંને બલેવની સાંજના છેલ્લી જોઈ હતી. હવે જ્યુરીના ગ્રહસ્થો, આ છેલ્લી બે જબાનીની કડીઓને પેહલી બે જબાનીની કડીઓ સાથે જેં જોડી નાંખી, આખી જબાનીની મેં એક સાકલ બનાવી છે, અને એ સાંકલ આ ઓરતનું ખુન ક્યારે થયું તે વખત દેખાડી

આપે છે. એટલે હવે ખુલ્લું થઇ ગયું છે, કે ખુન બલેવની રાતનાજ થયું છે. પણ મેં તમુને હમણા કહ્યું કે રાતના સાડા નવ અને દસ વાગ્યાની વચ્ચે ખુનીએ પોતાનું કામ કરી લીધું છે. તે હવે હું તમુને સાબેત કરી આપુંછું. બલેવને દહાડે મંગળવાર હતો, તમને યાદ હશે સાહેબો કે મંગળવારે રાતના દસ વાગ્યા પછી સખત તુફાની પવન ફુકવા માંડયો હતો, અને સાડા દસ વાગાથી વરસાદ પાછલી રાત સુધી પડયો હતો. અગરજો ખુની દસ કે સાડાદસ વાગ્યા પછી ખુન કરવા આવ્યો હોત, તો તેના કાદવના પગલાંના છાપ દીવાનખાનાની ભોંય ઉપર પડેલા દેખાતે. એટલા ઉપરથી હું એવાં સેવટ ઉપર આવ્યો છું કે ખુન સાડા નવ અને દસની વચ્ચે થયું છે, સબબ કાદવના પગલાંની કાંઇબી નિશાન આ મકાનમાં દેખાતી નથી."

"તમારી **થીઅરી** ખરેખર વખાણવા જોગ છે **મી० જેહાંગીરશાહ**-" કારોનરે વખાણ કીધા. "પણ સવાલ છે કે—

"માફ કરો સાહેબ." **જેહાંગીરશાહ** બોલી ઉઠયો. 'મેં હજી મારૂં બોલવું પુરૂ કીધું નથી. હું એટલી બાબદ જણાવી હવે ખુદ ખુનીની બાબદ ઉપર આવુંછું."

"હમુનેબી તેજ જોઇએ છે." એક જયુરર બોલ્યો.

"અને હું બી તમુને તેજ આપુછું." **જેહાંગીરશાહે** જવાબ દીધો. "સાહેબો, તમે મારૂં કહેવું હવે જરા ધ્યાનની સાંભલો. કેહવાને દલગીરછું કે આ ખુન કરનાર કોઇ નહી પણ એક પારસી છે !!! "

"પારસી !!" એક જયુરરે અજબ થાઇ પુછયું.

"હા સાહેબ. પારસી !" **જેહાગીરશાહે** ભાર મુકી કહ્યું. "ખુદા કરે હું ખોટો પડું. નુંનુંનું ખુન કરનાર એક પારસી છે. તે પારસી જવાન છે. તેણે બાંધેલી પાઘડી, પેહડી છે, અને તેના આંગમા કાળી બનાતનો દગલો છે. કદમા તે મધ્યમ ઉંચાઇનો છે.

તેના હાથમા છતરી છે. અને તેના પગમા ' ફ્લેટ હિલ ' અને 'નેરો ટોંના બુટ છે. "

ખુનીનો આવી રીતનો બારીક હેવાલ સાંભલી **હૈદરઅલીની** તો શીકરીજ ફાટી ગઇ. ખાન બાહાદુર જેમ જેમ પોતાના વિચારો જણાવતા ગયા, તેમ તેમ **હૈદરઅલીની** ખેજાલતનો પાર રેહ્યો નહી, અને તે બોલી પડયો:—

" એ સબ કહેનેકી બાત હય. અજી જનાબ 'કંઢી મુછ' વાલેકો છોડકર દાહાડીવાલેકો નહી પકડના !! "

પણ **જેહાંગીરશાહ** પોતાના હરીફની ખરી હાલત જાણતા હોવાથી હસી પડી બોલ્યા. " જરા ઠેરે જાઇએ જનાબ. મયે તમામ હીસાબ આપકો બતા દેતા હું. ઇસમેં કુચ્છ બડી મુશકીલ બાત નહી હયે. સીપાઇ," જેહાંગીરશાહે પોતાના માણુસને હુકમ કીધો. " કુથે ઠેવલી તી ટોકરી. ! ઇકડે આંન. "

**ઇન્સપેકટર જેહાંગીરશાહનો** હુકમ થતાંજ, પેલા સીપાઇએ એક ન્હાની જેવી ટોપલી કારોનરની ટેબલ ઉપર લાવી મુકી, અને ખાન બાહાદુર **જેહાંગીરાશાહે** પાછું બોલવા માંડયું:—

" જરા ધ્યાન રાખો સાહેબો. કોઇબી જાતના ખુંન પકડવામાં કાંઇજ નહી પણ બારીક તપાસ અને શોધની ઘણીજ જરૂર છે. **ખાનસાહેબ હૈદરઅલી** ખુનીનો પત્તો મેલવવા વરલીના બાંણની આસપાસ સાખશીઓ શોધી લાવવા ગયા, પણ તેને બદલે ખુનીનો પત્તો મેલવવાની આ મકાનમાજ જો તેવને તજવીજ કરી હોત, તો ત્રેવન પણું મારાં જેવાંજ સેવટ ઉપર આવત. ખાનસાહેબ **હૈદરઅલીની** હાલત, ' કેડે છોકરૂં અને ગામમાં શોધ્યું ' તેવી થાઇ. પડી છે. "

" હવે જયુરીના સાહેબો, 'પ્લાસ્ટર ઑફ પૅરીસ 'ના આ બે

નમુના હું તમારી આગલ રજુ કરૂ છું." જેહાંગીરશાહે પેલી ટોપલીમાથી મટોડાંના બે ઓટેલા નમુના કાહડી જયુરીના વડાના હાથમાં આપી બોલવા માંડયું. "એ, ખુનીએ પેહડેલાં બુટની "હિલ'ના નમુના છે. મે તમુને કેહ્યું તેમ બુટની 'હીલ' "ફ્લેટ" છે. એ નમુનો જુંનુંના મકાનના કમપાઉન્ડમા કાદવ ઉપર પડેલા કોઇના બુટના છાપ ઉપરથી મે ઓટી કહાડયો છે. મે તમુને હમણા એમ કેહ્યું કે 'નૅરોટો'વાલાં બુટ ખુનીના પગમા હતાં. તેની સાબેતી હું એમ આપવા માગું છું, કે કમપાઉન્ડમાં પડેલા બુટના છાપનો આ. કાગજ ઉપર આબેહુબ ચીતાર મે બારીકીથી પાડી લીધો છે. તમે જોશો કે એ ચીતારનો નમુનો 'ટો' આગલથી સાંકડો છે. ત્યારે હવે એટલું તો નક્કી થયું કે ખુનીના પગમાં ફ્લૅટહિલ અને નૅરોટોનાં બુટ હતાં."

"જુવો સાહેબો, આ ફ્લૅટહિલ અને આ નૅરોટો, તથા આ મધ્યમ કદના બુટનો બારીકીથી લીધેલો ચીતાર, કેવો ઘટમદાર અને ડોલદાર દેખાય છે. કોઇ રખડતા રઝડતા કે ખડતળ આદમીના પગના બુટ જેવો આ ઘાટ હોય એવું આ ચીતાર ઉપરથી સાબેત થતું નથી, પણ કોઇ ઘટમદાર પગમા પેહડેલાં બુટનો ડોલદાર ઘાટ હોવાથી મને લાગે છે કે જુંનુંનું ખુન કરનાર શખસ કોઇ ખડતળ બાંધાનો શખસ નથી."

"મે કેહ્યું કે ખુની જવાન ઉંમર અને મધ્યમ કદનો છે. તે હું એવી રીતે સાબેત કરવા માગું છું, કે ઓટલા આગલની સાડી ઉપરથી ઉતરતાં કમપાંઉન્ડમાં જે પેહલું પગલું આપણી નજરે પડે છે તે બેથી ત્રણ વારને છેટે પડેલું છે. એ શું દેખાડે છે? એ ઉપરથી એવું સાબેત થાય છે, કે ખુનીએ ખુન કીધા પછી, દરવાજો બંધ કરી લેણે બાહરથી કુલુફ લગાડયું; અને ત્યાર પછી ઓટલા ઉપરથી એક મોટી છલાંગ મારી તે કમપાઉન્ડમા

કુદી પડી નાહસી ગયો. બીજાં બધાં પગલાંના જમીન ઉપર પડેલા છાપ સાથ સરખાવતાં આ પેહલાં પગલાંનો છાપ અંગોઠા આગલથી કાદવમાં વધારે ઉંડા પડેલો છે. કોઇબી જાડા આંગવાલો કે ગંજાવર કદનો માણસ પોતાના ભારી આંગ સાથ એટલી મોટી છલાંગ મારી શકેજ નહી, પણ એક પતલાં કદનો, મધ્યમ ઉંચાઇનો શખસજ એટલો મોટો કુદકો મારી શકે, એ બનવા જોગ છે."

"મે કહ્યું કે ખુની એક પારસી છે, અને તેણે પાઘડી પેહડેલી છે. એની સાબેતી જુઓ આ દીવાનખાનામા પડેલી ટેબલ ઉપરથી મલે છે. ખુનીએ ઘરમાં દાખલ થઇ પોતાની પાઘડી ટેબલ ઉપર મુકી હશે, તેનો આકાર ટેબલ ઉપર પડેલી ધુલ અને ગીરદમા હજી દેખાય છે. એ પાઘડીની પાસેજં તેણે પોતાની છત્તરી મુકી હતી, તેનીબી નીશાની ટેબલ ઉપર મોજુદ છે. તે તમો સાહેબે જોઇ તેની નોધ લેવી, કે જેથી ખુની સામે સેશન્સમા તે નોધ કામ લાગે."

હૈદરઅલી આ નવી નવી શોધોની હકીકત સાંભલી નિરાસ ઉપર નિરાસ થવા લાગ્યો, અને અંતે તે નસોસ થાઇ ખુરસી ઉપર અધેલાઇ પડયો.





# પ્રકરણ ૩ જું

## જુંનુંનું ખુંન કેવી રીતે થયું હતું.





રોનર સાહેબ' હું ધારૂં છું કે હીયાં સુધી તો મેં જ્યુરી અને તમો સાહેબની ખાતરી કરી આપી છે, કે ખુની કેવો શખસ હતો. હવે જુંનુંનું ખુન કેવા સંજોગો વચ્ચે થયું છે, તે હું દેખાડી આપી મારૂં બોલવું ખતંમ કરીશ."

"હું એમ કેહવા માગું છું કે જુંનું પોતાના ખુનીથી અનજાણ હતી નહી. એ ખુની સાથ તેણીને પીછાણ હતી. તે બલેવને દાહાડે રાત્રે નવ વાગ્યા પછી જુનુંના મકાનમાં દોસતીના હકની રૂએ દાખલ થયો, અને પોતે ભુખ્યો છે, એવું તેણીને જણાવ્યું. ગરીબ બીચારી જુંનું! તુરતજ તેણીએ આ ખુનીને માટે કાંઇ ખાવાનુ બનાવવાની તજવિજ કરવા માંડી. આ ટેબલ ઉપર જે કાંઇ ખાવાનું પડેલું છે, તે કાંઇ જુંનુંનું ભોજન છે એમ તમો સાહેબે સમજવું નહીં. ટેબલ આગળ જુવો કે એકજ ખુરસી મુકેલી છે, અને ટેબલ ઉપર એક સાફ નેતું ટેબલ કલૉથ, રકાબી, એક ટંબલર, વ્હીસકી અને બ્રાન્ડીની બાટલી અને તે સાથ વળી છુરી અને કાંટા પણ મુકેલાછે. તે ઉપરથી હું સાબેત કરવા માગું છું, કે ટેબલ ખાસ આ ખુનીને માટેજ ગોઠવવામા આવી હતી. આ નવું ટેબલ કલૉથ પણ તેને માટેજ ટેબલ

ઊપર બીછાવ્યું હતું. વલી એક કરતાં બએ જાતના દારૂની બાટલી પોતાને માટે નહી, પણ આ ખુનીને પોતાનો મહેમાન સમજી નુંનુંએ ટેબલ ઉપર લાવી મેલી હતી."

"એટલું નક્કી કીધા પછી, જયુરીના ગ્રહસ્થો, ખુદ ખુની વિશે હવે હું બોલવા માંગુછું. ટેબલ ઉપર બીછાવેલાં સામાન ઉપરથી સાબેત થાય છે કે આ ખુનીને નુંનું કોઇ મોટો માણુસ સમજતી હતી, અને તેની તરફ માનની નજરથી જોતી હતી. તેને તે સારી રીતે પીછાણતી હતી, અને તેમ હોયા વગર નુંનુ આવી મનમાનતી રીતે આ ખુનીની પરોણાગત કદીબી કરે નહી. આ સોફીઇતા હાથીદાંતના હાંથાવાલા છરી કાંટા; આ નવું પણ સેહેજ વંપડાયલું ટેબલકલૉથ, અને બીજી ચીજો 'આ મુસલમીન ઓરતે પોતાને માટે નહી પણ આ 'મોટા માણુસ' માટેજ ટેબલ ઉપર ગોઠવી હતી."

"એમાં કાંઇબી શક હોય એમ મને લાગતું નથી." કોરોનર બોલ્યો, અને જ્યુરરોએ પોતાનાં ડોકાં ધુનાવ્યા. "પછી?"

"હવે આ શખસ ટેબલ ઉપર ગયો અને નુંનું બાવરચીખાનામા ખાનાની તૈયારી કરવા ગઇ." જેહાંગીરશાહે આગળ બોલવા માંડયુ. "પણ તેટલી વારમાં આ ખુનીએ પોતાની હિંમત ખોઇ દીધી. તે ખોઇ દીધેલી હિંમત પાછી મેળવવા અને પોતાનું પાંકયું કાંમ એકદમ પાર પાડવા નુંનું બાવરચીખાનામાંથી ખાવાનું લઇ પાછી ફરે, તે આગમજ ત્રણચાર ગલાસ વ્હીસકી તે ગટકાવી ગયો. વ્હીસકીની ગરમાથી તેનું લોહી ઉછળી રેહ્યું, અને તેની ગયેલી હિંમત પાછી ફરી. તેજ વખતે આ ખુની બાંવરચીખાના તરફ ધસ્યો, અને નુંનું ચુલા ઉપર વાંકી વલી કાંઇ પકાવતી હતી, તેટલાં પીઠ પાછલથી ખભાં અને ગરદન ઉપર તેણે બે જખમો કીધા."

"પણ બે જખમથી નુંનું બેજાન થાઇ નથી. તે જમીન ઉપર પડી ખરી, પણ તેજ વખતે પાછી ઉઠી. ઉઠતાંને વાર તેણીએ પોતાના

ખુનીનો દગલો જોરથી પકડયો. ખુની અને નુંનું વચ્ચે ઝપાઝપી ચાલી, અને અંતે તેણીના હાથમાંથી ખુનીએ પોતાનો દગલો મોટી મુશકેલીથી છોડવી, તેણીને જમીન ઉપર જોરથી પટકી. તે ઉંધી પટકાઇ પડી. જેવી તે પટકાઇ પડી, તેવીજ તે મરણ પામી. તેમ જો નહી હોત, તો મરનાર આપણુને ચત્તી પડેલી માલમ પડતે."

"ખુંનીના આંગમાં બનાતનો દગલો હતો એમ મેં કહ્યું છે, તે વિશે મારે તમારી ખાતરી કરવી જોઇએ."

"મરનારે પોતાના ખુનીનો દગલો પકડયો હતો, અને ખુનીએ તે છોડવવાની તજવિજ કરી હતી, અને તેમ કરતાં તે દગલો ફાટી ગયો હતો, અને તેની એક નહાંની જેવી કાપલી નુંનુંના હાથમાં રેહી ગઇ હતી. તે રેહી જએલી કાંપલી કાલી બનાતની છે, અને તે મે મરનારના હાથમાંથી મેળવી છે. આ રેહી તે કાપલી. તમો સાહેબોએ એ કાપલી બરાબર જોઇ લેવી, અને કોરોનર સાહેબે તેની નોંધ લેવી, કે સેશન કોરટમાં તે કાંમ લાગે." જેહાંગીરશાહે કોરોનરના હાથમાં કાલી બનાતની એક કાપલી આપી, અને કોરોનરે પોતાની ખાતરી કરી તેણે જયુરરોને આપી.

"બસ, બસ." જયુરીનો વડો પોતાની ખાતરી થયાથી બોલી ઉઠયો. "હમારી ખાતરી થઇ ગઇ અને હું ધારૂછુ કે જયુરી સમક્ષ ખુન થયું છે એવી જબાની——

"સાયલન્સ સર." કોરોનરનો મીજાજ ગયો. "તમારે જાણવું જોઇએ કે આ એક ખુનની બાબદ છે, અને તે વિશે બનતી તલાશ અને દરેક ખાતરી થવી જોઇએ છે. શું શેહરમાં વસતાં સધ્ધર માણુસોના ખુન થાય તોજ દોરધામ કરી બારીકીથી તપાસ ચલાવવી, અને ગરીબ આદમીના ખુન ઉપર ઢાંક પીછોડો કરી ઉપર ટપકેની તપાસ કરી નીકાલ પટાવવો ?"

"આઇ બૅગ યૉર પારડન." ફોરમેને નમ્રતાઇથી જવાબ

દીધો. "મે તો ફકત મારૂં મત આપ્યું?"

"તમારૂં મત કોઇએ માંગ્યું નહી હતું." કારોનરે ટીકા કીધા. "ચલાવ, મી૰ જેહાંગીરશાહ."

'ખુન કયારે થયું, અને કેમ થયું તે જણાવ્યા બાદ હવે હું ખુન કરવાના કારણ વિશે તમારી ખાતરી કરવા માગું છું.

**ખુન કરવાનુ કારણ!!**

"નુંનુંનું ખુન કરવાનુ કારણ શું?" જેહાગીરશાહે આગલ બોલવા માંડયુ. "આ ખુનીએ નુંનુંનું ખુન શા૰ માટે કીધું એ ઘણોજ અગતનો સવાલ છે."

"પૈસા! દરડાગીના!! જરજહવેરાત!!!"

"નહી સાહેબો. હું કેહુ છું અને હું સાબેત કરશ કે આ ખુન પૈસા કે જરજહવેરાત માટે થયુંજ નુથી. ખુનીને જે જોઇતું હતું, અને ખુન કીધા પછી પોતાને જોઇતી ચીજ મેલવવા માટે જે શોધ તેણે ચલાવી હતી, તે કાંઇ પૈસા કે જરજહવેરાતને સારૂં નહી હતી. તે શોધ કોઇ કાગજીઆં માટે ખુનીએ ચલાવી હતી. તે કાગજીઆં અંતે તેને મલ્યાં! તે કાગજીઆં આ કમનસીબ નુંનુંની પાસે હતાં, અને તે આ ખુનીને ઘણાજ અગતના હોવાથી તે પાછાં મેલાવવાની મતલબથી તેણે આ કમનસીબ ઓરતનુ ખુન કીધુ છે. ખુન કીધા પછી તેણે તે કાગજીઆં શોધવા માંડયાં. તેણે કબાટ ઉઘાડી તે માહેલાં કપડાં તપાસી જોયાં. ટેબલના ખાંન માહેલાં કાગજીઆંઓ તેણે તપાસી જોયાં. ગોદરાના કવરમા મબાદા તે કાગજીઆં સાંતેલાં હશે એમ સમજી તે ગોદરાંને ઉખેડી તેમાથી રૂ અને કાથો બાહાર કાહડી ખાલી ખોરીઆં વટીક તપાસવાને તે ચુકયો નથી. પણ અંતે તેણે તે કાગજીઆં મલ્યાં, અને તે મલતાંજ તેણે તે કાગજોને ચુલામાં બાલી નાખીઆં. તમો સાહેબો જરા ચુલા પાસે જઇ નજર કરી તપાસ કરશો તો બલેલાં કાગજોની રાખ ચુલા અંદર હજી પડેલી છે, તે તમે તુરંતજ પીછાણુશો."

" સાહેબો, જુંનુનો કેસ અતી બેહબરયો છે, એમ હુ ધારૂં છુ. અતરે પડેલી ચાર જબાનીઓની કડીની મેં એક સાંકલ બનાવી, તેને મારી તપાસની સાથે જોડી નાખી મે આખ્ખો કેસ તમારી પાસે રજુ કીધો છે, અને હુ આશા રાખુ છું કે મારા એજ વિચારોને આધારે હું ખરા ખુનીને પકડી પાડશ. બીજા એકજ સાખશીની હાજરીની આપણુને ઘણીજ જરૂર છે. અને તે કોઇજ નહી, પણ ભાણુકી ઘોડાવાલીને દરવાજા આગલ મલેલો મુસલમાન, જેના કાનમા સુંનાની કડી હતી, તે છે, અને તેને શોધી કાહડતાં મને જરાબી વિલંબ લાગનાર નથી. "

કોરોનર અને જયુરીની બેહદ સાબાશી વચ્ચે ખા. બા. જેહાગીરશાહે પોતાનુ બોલવું પુરૂં કીધુ, અને જયુરીએ એક મતે જુંનુંનું ખુંન કોઇ નામ નહી જંણાયલા શખસે જાણી જોઇ કરવાનો અભીપરાય આપ્યાથી કોરોનરે પોતાનો ચુકાદો જયુરીના મત સાથ મલતા થઇ તેવીંજ રીતે જાહેર કીધો જે વલતે દીવસે મુંબઇના દરેક રોંજીંદા ન્યુંસ પેપરોમા છપાયો હતો.





# પ્રકરણ ૪ થું.

## સેતાન બંગલો.



રેલથી દાદર તરફ જવાની સડકના જમના હાથ ઉપરૂં એક સાદો પણ સફાઇદાર એક માલવાલો બેઠો બંગલો, એક કુસાદે કમપાઉન્ડમા બાંધેલો સરવે કોઇ જતાં આવતાં રાહદારીઓનુ ધીઆંન ખેંચતો હતો, સબબ તે કમપાઉન્ડ ના દરવાજા ઉપર 'સેતાન બંગલો' એવું નામ કોતરેલું હતું.

સેતાન બંગલાની આસપાસ ચોતરફ ફરતો મોટો કુસાદે કમપાઉન્ડ આવેલો હતો. બંગલાની આગલી બાજુના કમપાઉન્ડમા રંગબેરંગી સુંદર ફુલોના કયારા અને કુડાંઓ ગોઠવેલાં હોવાથી બંગલાના બાગનો રોણક જેમ દીલપઝીર લાગતી હતી, તેમ પાછલી બાજુના કમપાઉન્ડમા તરેહવાર જાતના ફલોના ઝાડ ઉગાડેલાં હોવાથી પાછલી બાજુનો દેખાવ રાતને કે દીસને સમે એક ગીચ જંગલનો ખ્યાલ આપતો હતો, અને એટલાંજ માટે લોકોએ તે બંગલાનુ નામ સેતાન બંગલો પાડીયું હતું, કેમકે તે ગીચ ઝાડીમા દીવા બતી થયા પછી સેતાંન જાગતો હતો, એવું તે તરફ વસતાં વેહમી લોકો માનતાં હતાં !

સેતાન બંગલાના કમપાન્ડના દરવાજાની દાભી અને જમની બાજુ બે ન્હાંના નામના પાતીઆં માગેલાં રાહદારીઓના વાંચવામાં આવતાં હતાં.

| | |
|---|---|
| ઇન્સપેકટર જેહાંગીરશાહ<br>બાન્બે પુલીસ | મી. હીરાજી મનજી હીરાભોગી<br>બી. એ. બેરીસ્ટર એટ-લૉ |

આ સાદા પણ રોણકદાર એક માલના બંગલાનો નીચલો ભાગ **ઇન્સપેકટર જેહાંગીરશાહના** વપરાસમાં હતો, અને એજ મકાનનો આખો પેહલ્લો માલ **હીરાજી હીરાભોગી** બારીસ્ટરે ભાડે રાખેલો હતો.

પોતાની ૧૮ વરશની ઉંમરમાં મુંબઇની યુનીવરસીટીની કોનવોકેશનમાં **બી૦ એ૦**ની સનદ મેળવી જવાન **હીરાજી** જયારે વેલાત બેરીસ્ટર થવા ગયો, ત્યારે તેના માય **હીરા ભોગીના હીલ્લુ બાઇ**, નવસારીનાં મલેસર ફરીઆથી થોડે દુર પોતાનાં બાપ હીરા ભોગી શેઠના વજીફામાં વસતાં હતાં. નવસારીની વસતીમાં પંકાયલાં **હી.રાભોગીના હીલ્લુબાઇ** પાંચ પૈસે માલદાર હતાં, અને પોતાના એક પુરા સપુત **હીરાજીને** 'ફેરવીને કલેવર' કરવા પોતાની પાંચ પૈસાની પુંજી ખરચી નાખવા જરાબી તેવને આનાકાની કરી હતી નહી. આ તાબેદાર સપુત પોતાની માતાની ભવિશની આશા સફલ કરવાનાં હેતુથી 'બાલીસ્ટર' થવા **બી૦ એ૦** થાઇ લંડન ગયો હતો.

" મરરે મારા બાપ; મકુંઝે. હીરાઝી, ઝી ભરરે તુંને લઘો મારો !! ડીકરા તું વેલાત ઝાયેશ તો ખરો, પણ કોઇ મડમ લોકની અશનાઇ નાં કરતો ઝો! હવે કાં મરાશ ! !, ઝૉની, મારા બઝામાશા ની ખટલીનેહુ કેહતીતી, કે વેલાત ઝે કોઇ ઝાએશ, તે બધાં બંગરી

ઝાએશ, ને પાશા ફરતાઝ નથી !! ડીકરા તેવું કાંઇ તું નખે કરતો ઝો !!' હવે કાં મરાશ મારા હીરા ! !"

પણ **હીલ્લુબાઈની** ઉપલી ફીકર બીલકુલ ખોટી પડી. **હીરાજી** બેરીસ્ટર થાઇ વેલાતથી પાછો ફરયો. તેણે આવતાવાર મુંબઇની હાઇ કોરટમાં પોતાનો ધંધો ચલાવવાના સપત લીધા, અને કોટમાં હાઇકોરટની પડોસમાંજ પોતાની આફીસ કહાડી, અને સેતાન બંગલાનો પેહેલો માલ તુરતજ ભાડે લઇ પોતાની વાહલી માતા **હીલ્લુબાઇને** નવસારીથી તેડાવી મુંબઇમા પોતાનું ઘરબાર માંડયું.

આ નસાખરો બેરીસટર વેલાતથી આવ્યાં પછી, સેહજ વખતમાં પોતાની કુન્હેથી ઠીક ધરાકી મેલવવા લાગ્યો. વેલાતથી પસાર થઇ આવેલા તેની આગમજંના કેટલીક બારીસટરો મુંબઇમાં જેમ માંખ મારતા હતા અને ખાલી લાંબા ઝભા પેહેડી કોરટમાં ખાલી ખુરશીઓ ઉપર બેસી ડાચાં વકાસી જુંફાતા હતાં, તેમ **આ૦ હીરાભોગીના** બાબમાં બન્યું નહી. તેવન વેલાતથી આવતાવાર **કોંનગ્રેસવાલી** પારટીની સંફમા ધુસી ગયા, અને એ '**નૌરોજી-ક્લાસ**'ના મેમબર તરીકે શરૂઆતમા મુંબઇની રંગબેરંગી પ્રજા વચે દેખાવ દેવા લાગ્યા. પુત અસલ પારસીનો, અને રગો અંદર વહેતું લોહી **શામ નરીમાનની** ઓલાદનું એટલે વાવતાં વાર થઇ નહી, તેટલામાંજ તે ઉગી નીકલીઓ. **હીરાજીએ** બે ચાર ખુનના કેસ સેશંન કોરટમાં વગર દામે ચલાવવા તોહમતદાર પાસે માગી લીધા, અને લાંબાંલાંબાં ભાશણો કરી રીપોરટરોની મારફતે તેના હેવાલો ન્યુસમાં લેવડાવી જાંહેરમાં જાણીતા થવા લાગ્યા. રફતે રફતે પુલીસ કોરટમાં પણ **હીરાજી** ઠીક દેખાવ કરવા લાગ્યા. ત્યાં પણ એકાદ બે પારસી ભરણ પોશણના અને બે ત્રણ 'લાઇબલ' અને 'સ્લાનડર' ના કેસો વગર પૈસે ચલાવી મુંબઇમાં એક છટાદાર ઇંગ્રેજી બોલનાર અને ક્રિમિનલ કેસમાં એક ફતેહમંદ બૅરીસ્ટર તરીકે વખણાંવા લાગ્યા.

એ રીતે હીરાજી હીરાભોગી મુંબઇમાં મંડાઇ ગયા હતા અને તેવનના રાંક અને સાલેસ માય, પોતાના એકપુરા બારીસ્ટર દીકરાની દોલતે હીરાભોગીના હીલ્લુબાઇને નામે દાદર મેહમ અને નાયગામ ઉપર વસતાં જરથોસતી કુટુંબમાં જાણીતાં થયાં હતાં.

આજે એ વાતને લગભગ પંદર વરંશ થયાંછે. એ વાતને એટલે હીરાજીને મુંબઇ મધે બેરીસ્ટરનો ધંધો ચલાવ્યાને, અને નવસારીથી મુંબઇ આવીને સેતાન બંગલામા હીલ્લુબાઇને પોતાના દીકરા સાથ રેહ્યાને આજે પંદર વરશ થયાં છે.

પંદર વરશ થયાં તેવન ઇન્સપેકટર જેહાંગીરશાહ સાથ એકજ ઘરમા સંપ મેલથી રહે છે, અને જેહાંગીરશાહ પણ પોતાના આ બાહુત સાથ ઘણોંજ મીત્રાચારી ભરયો એખલાસ રાખે છે. પંદર વરશની લાંબી મીત્રાચારીનો ઘાડો સંબંધ આ બે બાહુતો વચ્ચે હોવાથી હીલ્લુબાઇ દરેક વાતમા જેહાંગીરશાહની સલ્લાહ લેતાં રહે છે, અને બેરીસ્ટર હીરાભોગી પણ જેહાંગીરશાહને પોતાના મુરબ્બી સમાન માન આપી ચાલે છે.

હીલ્લુબાઇ પોતાનુ સઘલું સુખ પોતાના એકપુરા સપુત હીરાજીમા સમજતાં હતાં. પોતાનો દીકરો બેરીસ્ટર થયા પછી તેવનની છાતી ગજગજ ખીલી નિકલી હતી, અને આજે તે સપુત પોતાની વાહલી માયને પોતાને પાલ્યાનું પરોજન માંન પ્રીત અને તાબેદારીથી આપતો હતો. પોતાથી બનતી દરેક રીતે હીલ્લુબાઇને હીરાજી રાજી રાખતો હતો, અને એક તાબેદાર દીકરા તરીકેની પોતાની દરેક ફરજ બજાવવામાં હીરાજી બીલકુલ પછાત પડતો નહી હતો.

નવસારીના એક એકાંત વજીફામા વસી હીલ્લુબાઇએ પોતાની જીંદગીના દાહડા નવસારીની ગોરાણીઓ સાથ બોલવાચાલવામા કાહડેલા, એટલે મુંબઇમા પરેલના રસ્તા ઉપર આવેલા સેતાન બંગલામાં તેવનને ઠીક પડે તેમ નહી હતુ. હીરાજી સહવારના અગીઆર વાગે હાઇકોરટમાં જાય, અને જેહાંગીરશાહ પુલીસ આફીસમા

પોતાને કામે જાય, એટલે એખલાં હીલ્લુબાઈને સેતાન બગલો જાંણે કરડવા આવતો હોય, એવું લાગે. ઘણી વારતો બેઠાંબેઠા તેવન બડબડતાં કે. "મરેરે! ઝાંને મારી બલા!! જુશું એવી મુંઈ મંબઇને!! ઝાંને હીનદુઓનુ મશાંન!! મરૂ માંરો હીરાજી તો કેથો હીરોઝ દેખુ! કાં મને લાવી નાંખી!!! માંય મરેરે ઝીબરાયાની!!!".

સેતાન બંગલામા વસતાં ભલાં અને ભોલાં ખવાસના આ બે આબરૂદાર બાહુતોની ચાલચલન અને ખરી હાલતની જયારે આ બીના હતી, ત્યારે પારપાડોસીઓમાં તો તેઓ વિશે જુદીજ અફવા ઉડી રેહી હતી. એ અફવાએ સેવટે ગંભીર રૂપ લીધું, અને સેતાન બંગલામા વસનારીઓ વિશે ઉડેલી નિંદાખોર આફવાનો ગપાટો આંખરે પરેલથી ગંબડતો મુંબઇના કોટ અને બાહારકોટ તરફ આવ્યો.

તે ગપાટો શું હતો?

ઘેરઘેર વાત ચાલી રેહી કે "હીરાજી બારિસ્ટરના માય હીલ્લુબાઈ, ઇન્સપેટર જેહાંગીરશાહ સાથ દાના પારવો નિંકલ્યાં છે."

કોઈ લબ્બાડ ગપહાઉસમાથી નિકલેલો આ ગપનો ગપાટો સેવટે વધી ગયો. વાત બેહકી ગઇ. જન મોહડે જન વાત થવા લાગી. કોઇ કેહ 'હીલ્લુબાઇએ નાતરૂ કીધું!' કોઇ કેહ 'નહીરે, જેહાંગીરશાહે માંગની કરી અને હીલ્લુબાઇએ ના પાડી'! અને કોઇ કેહ 'હીલ્લુબાઇએ ના પાડવાથી બીચારા જેહાંગીરશાહે જીવ ઉપર કીધું.!!"

એવી અફવા એક સાંજે જયારે બેન્ડસ્ટેન્ડ ઉપર ચાલતી હતી, તેવામાં 'ધી ખરીઆ મુંદી મોહલ્લા ખડકી કલબ' ના મેમબર ડોસાભાઇ દલદર પોતાના દોસ્ત કાવસજી કલીંગર સાથ ત્યાં આવી પુગ્યા, અને તેવને આગમા તેલ નાખી ભડકું સલગાવ્યું. તેવને ધુંમાવ્યું કે "જેહાંગીરશાહે આપઘાત કીધો નથી, પણ હીલ્લુ-

બાઇ એ આપઘાત કીધો, અને ખાતરી એટલે સુધી આપી કે હીરાજીને મારતી વિકટોરીયાએ જતો તેવને પોતે નજરેનજર જોયો !!"

"નજરે જોયો !! ત્યારે હવે બાકી શું રેહ્યું !!! વાતતો ખરીજ હડી ! કાત્રસજી કલીંગરે નજરે નજર જોયું ! હવે બીજું શું જોઇએ ?"

નખોદનું નગારૂ !!

વાત તો જંગલી આગ મીસાલ ફેલાવા લાગી ! પાંચને મોહડેથી અફવા પસરી, તે પચીસ જને જાણી, અને પંદર મીનિટમાં તો ઍન્ડસ્ટેન્ડ ઉપર ત્રણ ત્રંણ અને પાંચ પાંચની ટોલી થાઇ, આ ગંભીર બનાવ ઉપર સરવે કોઇ અફસોસ કરવા લાગ્યાં.

પણ ખરી વાતનો જુદીજ હતી.

**જેહાંગીરશાહે** આપઘાતબી કીધો નહી હતો, અને હીલ્લુબાઇ ગુજરીબી ગીયાં નહી હતાં. આ ચરચા તો ફકત એક 'ઘરપછાંટ' હતી, અને એ 'ઘરપછાંટ'નુ મુળ કારણ એટલુંજ હતું કે ઇન્સપેકટર **જેહાંગીરશાહ**ની કાંઇ ખાટી મીઠી નજર **હીલ્લુબાઇ** ઉપર હતી.

નવસારીના આ ગોરાણી **હીલ્લુબાઇ** પાતરીસ વરશના એક વિધવા છતાં, મુંબઇ શેહરની સુધરેલી પીલાંમાય અને બટકમાય કરતાં તો સેકડે હિસ્સે ચહડતાં હતાં. મુંબઇની આજકાલની 'ગૉટપિટ' કરતી 'અડી તસુ' જેટલી ધમચોલ અને ડોલધાલુ તકલીદી સુધારાવાલી છોકરીઓના જેવાં તેવન ઇત્તર અને ટચાક નહી હતાં, પણ ખરા અને ખોટા સુધારા વચ્ચેનો સાચો તફાવટ તેવન સમજતાં હોવાથી એવા પોકલ સુધારાવાલાંઓ તરફ, તેવન સદા ધિક્કારની નજરથી જોતાં હતાં. 'લેસ અને રીબન' તથા 'પફ' અને 'પાઉડર'નો 'ફાશીન'ના વખતમા થતો ખોટો ઉઠાવ તેવનને બીલકુલ

પસંદ નહી હતો, પણ સાદા અને સુતરાપણામાં તેવણ મોજ સમજતાં હતાં. ઉંચી 'હીલ'નાં બુટ અને શુઝને બદલે, હીલ્લુબાઇ નવસારીથી પેહલાં પંદર વરસની વાત ઉપર જયારે મુંબઇ "સેતાન બંગલામાં" આવી રેહ્યાં ત્યારે, તેવણ 'ચાંસની સપાટ' પેહડતાં હતાં. બેરીસ્ટર હીરાજીએ તેવણને સાદાં સ્લીપર પેહડાવવાની ઘણી હુજત કીધી, પણ તેવણ એકના બે થયાં નહી. તોપણ હમણા હમણા 'સીલીપાત' તો નહી, પણ ઘડીઆળ રેકી રોગાનની સપાટ અને કાલાં મોજાં તેવણે પેહરવા માંડયાં હતાં. બાલના 'ફ્રફ' કાહડનાર તેમજ 'ઉફરા' બાલ રાખનાર છોકરીઓના તેવણ નામ રાખતાં, અને પોતે ફકત સેહજ પતીદાર સેંહતો પાડતાં હતાં. ટુંકી બો-યના બદીયાન, 'બૉદી' કે 'કૉરસેટ' ને બદલે તેવણ સાદાં બદીયાનજ પેહરતાં હતાં, અને ઘરમાં ચાકરૂ નફર હોવા છતાં, સરવે ઘરનો વહિવટ અને ઉપર ટપકેનું કામકાજ તેવણ પોતે પોતાને હાથે કરતાં હતાં. નવસારીનો પોતાનો વજીફો છોડી મુંબઇમાં આવી વસીયાને હીલ્લુબાઇને આજે લગભગ પંદર વરશ થયાં હતાં, તે દરમ્યાન તેવણમા કેટલોક સુધારો થયો હતો. રીતભાત પ્રમાણે કેટલીક મુંબઇને અનુંસરતી ધપછપ જે તેવણને વાજબી લાગી તે તેવણે અખતીઆર કરી હતી, અને પોતાની નવસારીની બોલીમાં 'કાંન, અને કુંં' તથા 'કૉંહા અને ઑંહૉ' બોલવામાં પણ ઘણો ફેરફાર તેવણે કીધો હતો.

એ સરવે ખામી કેહવો કે ખુબી કેહવો, પણ તે સરવે છતાં ગોરાણી હીલ્લુબાઇ મુંબઇની કોઇબી શીખેલી ભણેલી અને સુધારામાં આગળ વધેલી જવાન છોકરીને, તનની તેમજ મનની ખુબસુરતીમાં દરેક રીતે મારી હટાવતાં હતાં. આજ પાંત્રીસ વરશની ઉંમરે તેવણ પુગેલાં હોવા છતાં, હીલ્લુબાઇ મુંબઇની કોઇબી જવાન પરણવા નીકલેલી છોકરી કરતાં, વધારે ખુબસુરત અને વધારે જવાન દેખાતાં હતાં.

અગરજો **જેહાંગીરશાહે** એવી કીસમની એક આબરૂદાર વીધવાના હાથની માંગણી કરીબી હોય, તો તેમાં કાંઇ તેવણે ગુનાહ કીધો નહી હતો! ખરા ગુનાહગારો તો તેજ કેહવાય કે નહી વાતની વાતો બનાવી નિંદાખોરોને ખોરાક મેળવી આપે, અને નિરદોશોના નામ સાથ નહી ધારેલી અલાપ લઇ પારકાંની ગીબત કરવામાં નજીસાઇ ભરી મોજ મેલવે. અને એતો ખરેખર એક ગુનાહ છે, અને એવા ગુનાહના કરનાર કોરગુાઓને જો કોઇ પકડી ઇંનસાફની દેવડી ઉપર ધસડે, તો તે ફોજદારી સજાને લાયક થાયછે. પણ બીચારા નિરદોશો પોતાની લાજથી લજવાઇ તેવાઓની દરકાર નહી કરતા હોવાથીજ એવા નિચ નિંદાખોરોની પાપી જીભલી આજે વધી જવા પામી છે.

એવી કીસમના આબરૂદાર અને એકમારગી નિરદોશોને પજવનારો અને તેમની ગીબતનો ગોલો ઉડારનારો પારસીઓમાં એક ચોકસ વર્ગ છે. તે વરગ ઘણોજ કમસમજ, અપટ અને અભણ છે, અને વલી સાથે તે એવો તો મુફલેસ અને કંગાલ છે, કે જે પોતાનુ પુરેપુરૂ ગુજરાન ચલાવવાને જવલેજ શકતીવાન હોય છે. એવા વર્ગના આદમીઓ મંડલીના સડા તરીકે ગણાય છે, અને તેવા નિચ કમસમજો, નિરદોશોના સંસાર સુખના શત્રુ સમાન થઇ પડયા છે.

ખા. બા. **જેહાંગીરશાહ**ની નજર **હીલ્લુબાઇ** ઉપર હતી એ વાત ખરી, પણ તેઓએ આજ સુધી એ વાત બીલકુલ છેડવાની હિંમત કરી હતી નહી. **હીરાજી** **બેરીસ્ટર** સાથે **જેહાંગીરશાહ**ને ઘાડો સબંધ હતો, અને તેવીજ રીતે **હીરાજી**, **જેહાંગીરશાહ**ને અતી ઘણા વાહલથી ચાહતો હતો, છતાં **જેહાંગીરશાહ** પોતાની પંદર વરશની પીછાણનો લાભ લેવા હંમેશ અચકાતો હતો. ઘણી વખતે તે મનમાં બડબડતો કે "પુછવામા શું ગયું? પણ જો ના કેહશે તો ખરેખર——

અને એજ કારણુથી **જેહાંગીરશાહે** આજ સુધી ચુપકીદી પકડી હતી.

*　　　*　　　*

**નુંનુના** ખુનીનો પત્તા મેલવવો, એ કાંમ હવે **જેહાંગીરશાહને** માથે આવી પડયું હતું.

બીજે દીવસે **જેહાંગીરશાહે નુંનુના** ખુન વિશે કમીશનર સાહેબને પોતાનો 'રીપોર્ટ' કીધો અને તેજ દીવસે કમીશનર સાહેબે એ ખુનનો પત્તા મેલવવા, **નુંનુના** કેસનો અખતીઆર **જેહાંગીરશાહને** આપ્યો.

ખુનની વાતતો ચોમેર ફેલાઇ ગઇ. છાપાંવાલાઓબી એ બીનાને અગતનુ રૂપ આપી 'દઇ,' પોતાની કટારો ઉપર કટાર ભરવી લાગ્યા. **નુંનુના** ખુની વિશે તરેહવાર. લખાણો થવા લાગ્યાં, અને જાણીતાં—પત્રે તો **નુંનુનો** ફોટોગરાપ્ અને એક રોજીંદાં પત્રે તેના મકાનનો ચીતાર છાપી એ ભેદ ભરેયાં ખુનને વધારે અગતનુ બનાવી દીધું.

વાત રસ ઉપર ચહડી! **જેહાંગીરશાહનેબી** ભારી પડી ગયું. ખુનીની સરવે નિશાની મેલવ્યા પછી હવે તેને નહી શોધી કાહડે તો તેવણુને ઘણુજ ભારી પડે, માટે તરેહવાર 'થીઅરી'. હવે તેવણુ અટકલવા લાગ્યા.

'કેસનો ચાર્જ' લઇ **જેહાંગીરશાહ** પોતાને ઘેર ગયા, અને પોતાના લખવાના ઓરડામાં 'ઇઝીચેર' ઉપર પડી, **નુંનુના** ખુનીને યાદ કરવા લાગ્યા, અને જેમ જેમ તેવણુની અક્કલ કામ કરતી ગઇ તેમ તેમ પાસે પડેલાં કાગજ ઉપર તેવણુ પોતાનાં વિચારોની. નોંધ. ટપકાવતા ગયા.

૧.—નુંનું પાસે કાંઇ. કાગજ્યાં હતાં, જે ચુલામાં ખુનીએ બાલી નાખ્યાં હતાં.

૨.—એ કાગજઆંની ખુનીને જરૂર પડી હતી.

૩.—તે કાગજઆં આપી દેવા માટે નુંનુ ઉપર ઘણી વખત ખુનીએ દબાન કરેલું હોવું જોઇએ.

૪.—નુંનુંએ તે કાગજઆં કોઇને આપી દેવાની યા તો તે જાહેર કરવાની ધમકી આપી હોય, એ બનવા જોગ છે, અને તેથીજ તેણીનુ ખુન કરી તે કાગજો ખુનીએ બાલી નાખ્યાં હતાં.

૫.—નુંનુના હાથમા એ કાગજો કેમ આવ્યાં તે પેહલાં નકી કરવું.

૬.—કોઇ મોટે ઘરના પારસી ઘરમાં આ મુસલમાન ઓરત નુંનુ પેહલાં નોકર હોવી જોઇએ.

૭.—મોટે ખાંચરે મોટી મોહકાણ !! ત્યાં બનતા 'કારાંઘોરાં'માં નુંનુ સામેલ હોવી જોઇએ. કાંઇ ચીઠીપત્રીનો વેહવાર ચાલવો જોઇએ. ૬ થી અને ૭ મી બાબદ ખરી પડે તો:—

૮.—તો નકી જાણવું કે જેમ ખરશેદ ખરાસના ખુન હેઠલ અનારકલીએ છેક સેવટે દેખાવ દીધો હતો, તેમ આ નુંનુના ખુનને તલીએ એક ઓરત છે અને ફર છે.

"હવે એ અટકલને આધારે મને પેલાં મોટાં ખાંચરાંની શોધમાં નિકલવું જોઇએ." જેહાંગીરશાહ પોતાની યાદીવાલું કાગજ પોતાની નોટબુકમાં મુકી વિચાર કરવા લાગ્યો. "પેહલાં તો પેલો તનડલ કાસમઅલી જેને ભાણકી ઘોડાવાલીએ દીઠો હતો, તે કીયાં વાહાણનો ખાગવો છે, તેની તપાસ મારે કરવી જોઇએ. તેને શોધી કાહડતાં વાર લાગવાની નથી. તે જો મલ્યો તો પછી પેલો સુંનાની કડીવાલો મુસલમાન કાંહાં જવાનો છે. એ તનડલનો પત્તો કસતમ હાઉસમાથી મલી શકશે. પણ આ મોટું ખાંચરૂં કયું છે? તે સમજ પડતી નથી !!!"

અંતે એવા વિચારમાંને વિચારમાં બપોરની સાંહજ પડી, પણ જેહાંગીરશાહને જરાબી ખબર નહી પડી કે કેટલો વખત વહી ગયો. જયારે મસાલે આવી બતી સલગાવી, અને કાવલા બબરચીએ લોબાન ધુપાવ્યું, તેનુંજ તેવણને ધ્યાન આવ્યું, અને તેજ વખતે મનમા બોલ્યા "ઓહો! આટલો બધો વખત નિકલી ગયો અને તેની જરાબી ખબર મને પડી નહી. કાંઇ વખત જાય છે! જાણે પાણીનો રેલો! હવે કાંઇ બાહર જવાય નહી. ચાલ જરાં હીલ્લુબાઇ પાસે જઇએ. હીરાજી તો બૅન્ડ ઉપર ગયો હશે."





# પ્રકરણ ૪ થું

## એ બધી મોહકાણ નુસવાલાની!'



'હીલ્લુબાઇ હું આઉ કે? હીલ્લુબાઇ? એ હીલ્લુબાઇ.' હીલ્લુબાઇને કાંઇ નહી ને કાંઇ બોલાવવાના હેતુથી જેહાંગીરશાહ દરવાજા બાહર ઉભા રેહી રમુજી ધપે બોલવા લાગ્યા.

પણ હીલ્લુબાઇ ઓરડામા હતાં નહી. ઓરડો બીલકુલ ખાલી હતો. બારી આગલ બેસવાની હીલ્લુબાઇની રાએતાની ખુરસી જેહાંગીરશાહે ખાલી જોઇ, પોતે દીવાન-ખાનામાં દાખલ થઇ આસપાસ નજર કરવા લાગ્યા, તેટલાં ઘેરની કારભારણ સુનઇ શેખરીને હીલ્લુબાઇના ઓરડામાથી ગભરાટમાં આંખપાણી ભરતી બાહર નિકલતી જોઇ જેહાંગીરશાહે ધનતેજારીથી પુછ્યું.

"કેમ શું છે? કાંહાં છે હીલ્લુબાઇ?"

"બોલો ના બા!!" સુનઇ શેખરી નાકમાંથી નીટ કાહાડી બોલી. "મરેરે! એકાએક એ શું થયું!! બેઠાં બેઠાં!!"

"શું છે શું?" જેહાંગીરશાહે ફરીથી પુછ્યું. "બોલતી કેમ નથી? હીલ્લુબાઇને શું છે?"

"અરે બા કંઇ નહીરે મરૂ?" શેખરીએ જવાબ દીધો. "એ વાગેતો ચાહે પીધી, અને તન વાગે 'હાપીસ'માથા હમાલ

'મુસ' લેઇ આયો, તે લેઇને રોજની કાની વાંચવા બેઠાં. હું અઇયાં બેઠેલી ઉતી, ને એવન તાં બેઠેલાં ઉતાં; અને એ-કાએક વાંચતાં વાંચતાં ચીચારી પારી, મદઈએ ધરડોક નાખી દીધી. હું એખલી બાઇ મનખ શું કરૂ. ઘરમાં કોઇ કરતાં કોઇ મલે નહી. મેં કાંદો સુંઘારીયો, બેબટનો.સેક કીધો, ને જરા મરી ચાવનીયાં ઉપર ભરીયાં. તમુને જોવા હું નીચે ઉતરતીતી, તેટલાં મુવો માલી સાંમે દાદરપર મલીઓ. મેં અને તે મુવાએ જેમ તેમ કરી ઇપકી ઉચકી ઘોલીયાપર નાખીયાં. મરેરે એ શું સેતાન 'ચોધરીયું થઇ ગીયું !! મનમા ચટમા કાંઇ નહી ને બેઠાં બેઠાં એ શું 'મોહકાણ' વરી ગેઇ !! કોઇ ઓઝીયાના જનીયાંએ મુડંમુઠ તો નહીં મારી હોય !! મરેરે આજ કેટલું થયું ખાવાનું જ.મુકી દીધું !!! "

"પણ હીરાજીને કેહવડાવ્યું કે નહી?", જેહાંગીરશાહે સુનાઇ ઘેખરીના ટાએલાંથી કંટાલી જઇ પુછયું.

"તેવનને 'તેલીફોંઉ' કીધુ બા." સુનાઇ ઘેખરી નાંખ નુછી બોલી. "વરી હમના હમના માય સાથ તેવન જરા ઉંચેજ મોહને ફરેછ. મન મુકીને અગાઉનીકાની તેવન બાઇ સાથ વાતચીતબી કરતા નહીં ને કંઈ નહી. જેહાંગીરશાહ સાચું કેઉછ, એ બધી મોહકાન આય મુવા ગુસવાલાની મને તો લાગેછ બાવા."

"કયાં છે તેવન હમના?"

"કોન?"

"હીરાજી?"

"હીરાજી ઘેડે આવતાંને વાર બાઈને તપાસી જોઇ જાઇ કહ્યું કે કાંઈ ફીકર નહી." ઘેખરીએ જવાબ દીધો. "ડાકટરની જ-રૂર નથી. હું જાણુછ કે એવનને શું છે!"

"અને હીરજીભાઇ હમના કેમ છે?"

'અવાછક પડેલાં છે. સુખ બુખ કાંહાં છે." **સુનઇ ઘેખરી** રડી પડી બોલી, અને **જેહાંગીરશાહ** વિચારમાં પડયા. "અરે મારાં નસીબનો ધરતો મરેરે! કાંહાં મરૂં !! એવનની વટી મને કાંય નહી થયું !! ખોટાં ખોબાય નહી ને ભુંડાં મરે નહી, તેમ મારૂંજ કેથે સંતઇ રહ્યુંછ! કેવાં ગરીબ ગાય !! કોઇ દાહડે મરતાંને મર કરી નહી કેહ !! મારી પરતો બધો જીવ પરાણુ !!"

**સુનઇ ઘેખરી** આંખ પાણી ભરતી પછવારે રાંધણીમાં ગઇ, અને **જેહાંગીરશાહ** દલગીર ચેહરે ત્યાંજ ખુરસી ઉપર બેઠા બેઠા વિચાર કરતાં હતા, તેટલાં તેમની નજર ભોંય ઉપર પડેલાં એક ન્યુસપેપર ઉપર પડવાથી તુરતજ તેવને તે ઉંચકી તપાસવા માંડયું, તો તે છાપાની જમની બાજુની છેલ્લી કટારમાં નીચલા ફકરા ઉપર તેમનુ ધ્યાન ખેચાયું.

" **નુંનુંનુ ખુન** :—વરલીના બાણ ઉપર વસતી પેલી દીલ્લીવાન ઓરતનુ જે ભેદ ભરયા સંજોગ વચ્ચે ગઇ બલેવની રાતના ખુન થયું હતું, તેની લાસ ઉપર બેઠેલી જયુરી ગઇ કાલે એવા અભીપ્રાય ઉપર આવી હતી કે મરનારનુ ખુન કોઇએ જાણી જોઇ કીધુ હતું. જયુરીના એ મત સાથ કારોનરે મલતા થઇ તેવીજ રીતનો પોતાનો વિચાર જણાવ્યો હતો. પુલીસ, ખુનીને શોધી કાહડવાની તજવિજમાં ફરે છે. વરલીની પડોસમાં વસતાં રેહવાસીઓમાં **નુંનુંના** ખુનથી ધાસતી ફેલાઇ ગઇ છે."

**નુંનુના** ખુનવાલા ફકરા સિવાય બીજી એવી એકબી બાબદ તે ન્યુસ આખું તપાસવા છતાં **જેહાંગીરશાહને** તેમાથી નહી મલવાથી, તેવન પાકકા ઠેડાવ ઉપર આવ્યા કે, **હીલ્લુબાઇ** કાંઇજ નહી પણ **નુંનુના** ખુનની ખબર વાચીને બેહોશ થાઇ ગયાં છે. આ સેવટ ઉપર આવતાંજ **જેહાંગીરશાહ** તુરતજ **હીલ્લુબાઇના** ઓરડામાં જવા ઉઠયા, પણ તેવામા **હીરાજીને** ધીમે કદમે અને ઉદાસ ચેહરે

**હીલ્લુબાઇના** ઓરડામાથી બાહર નિકલતો જોઇ તેવને ઇનતેજારીથી સાંમે જઇ પુછ્યું :—

"એ શું ગડબડ છે **હીરાજી** ? **હીલ્લુબાઇને** શું છે ?"

"**હીલ્લુબાઇ** ? છે ! હાલતો—ઠીક છે." **હીરાજીએ** દરકાર વગર જવાબ દીધો.

**હીરાજીના** બોલવાની ધપ સાંભલી **જેહાંગીરશાહ** વિચારમાં પડી ગયા. જે દીકરો પોતાની માયને પોતાના જીવ કરતાં વધારે ચાહતો હતો; જે દીકરો પોતાની માયને બોલેબોલ માયજી અને માયજાન કરી હેત અને પ્રિતથી બોલાવતો હતો, તે દીકરો આજે પોતાની વાહલી માવતરની આવી કિસમની સખત બીમારી છતાં સેહજબી ઇનતેજાર કે દુઃખી દેખાતો નથી, એમ જોઇ **જેહાંગીરશાહ** અજબ થઇ બોલ્યા :—

"તમે હેબતી ગયલા લાગોછ બીરાદર ?"

"હા એમ છે ખરૂં." **હીરાજી** ખુરસીપર બેસી જઇ બોલ્યો. "હું એટલો તો હેબતી ગયોછ **જેહાંગીરશાહ** કે કુંઇ બોલી શકતો નથી."

"ઠંડો પર દોસ્ત, કાંઇ ફિકર નહી." **જેહાંગીરશાહે** તેની પાસે બેસી તેને ધીરજ આપી પુછ્યું. "એમ હેબતી જવાનુ કામ નથી. મને કેહ **હીરાજી** કે એ શું બનાવ બન્યો છે."

"**હીલ્લુબાઇ** આજના ન્યુસમાં એવનની ઓલખાનવાલી નુંનું નામની એક મુસલમાન ઓરતના ખુનની બાબદ વાંચી ધાસતીના મારીઆં બેહોશ થાઇ ગયાં છે." **હીરાજીએ** સરવે હકિકત ટુંકમાં કહી દીધી.

"કોણ ? **નુંનું** ! !." **જેહાંગીરશાહે** અજબ થાઈ પુછ્યું.

"હા **નુંનું** !!" **હીરાજીએ** **જેહાંગીરશાહ** તરફ જોઇ જવાબ દીધો.

જેહાંગીરશાહ આ જવાબ સાંભલી ચુપ થાઇ ગયા. તેવન એ વાતને આગલ ચલાવતે, પણ પોતે નુંનુંના ખુનીને શોધી કાહાડવામા ગુંટાયલા છે, એવું હીરાજીને દેખાડવાની તેવનની ખાએશ નહી હોવાથી તેવને બીજીજ ધપે વાત આગલ ચલાવી.

" પેલી ઓરત નુંનુંનું વરલીના બાણુ ઉપર થાયલું ખુન! તેજ કેની !!!"

"હા, વરલીવાલી નુંનુ." હીરાજીએ જવાબ દીધો.

' તમારા માય ત્યારે એ નુંનુને ઓલખતાં હશે?" જેહાંગીર શાહે પુછયું.

' નુંનું અગાઉ હીલ્લુબાઇની નોકરીમાં રેહલી હતી. તે ઘણીજ વફાદાર અને નિમકહલાલ નોકર હતી. હીલ્લુબાઇને તે ઘણીજ ચાહતીં હતી." હીરાજીએ જવાબ દીધો, અને જેહાંગીરશાહ તે ઇનતેજારીથી સાંભલવા લાગ્યા.

' ત્યારે તો હીરાજી તમેબી એ નુંનુને જોએલી ખરી?" જેહાંગીરશાહે ફેરીથી સવાલ કીધો.

"મેં ઘણો વખત થયો તેણીને જોઇ નથી." હીરાજીએ બેદરકારીથી જવાબ દીધો. "પણ એ નુંનુને હું ઓલખતો હંતો ખરો. હું જ્યારે ન્હાલ્લો હતો, ત્યારે હીલ્લુબાઇના કેવા પરમાણે તેણીએ મને રમાડેલો. તે મારી આયા હતી."

"આયા!! કોણુ? નુંનું તમારી આયા!!" જેહાંગીરશાહની અચરતીનો પાર રહયો નહી. "નુંનુ તમારી આયા હતી!"

"મારી કમબખતી થાઇ છે." હીરાજી ગમભીર અવાજે બોલ્યો. "જેહાંગીરશાહ, નુંનુંના ખુનથી મારી ખુવારી થાઇ છે. તેને બદલે તેના ખુનીએ જો મારૂં ખુન કીધું હતે, તો બેહતર થતે. નુંનુ મરી ગઇ છે, અને તેની સાથ મારી ભવિષ્યની ઉમેદ અને આશાનો ભંગ થયો છ. તેના મરણથી મારા હાથપગ ભાગી ગયા છે. હું લાચાર થાઇ ગયોછું. મારી ખુવારી થાઇ છે."

"મને કેહ દોસત હીરાજી!" જેહાંગીરશાહ હીરાજીને સમજાવવા લાગ્યા. "એ શું બીના બની છે? તું કેહતો ખરો. કાંઇ કેહ તો તેનો ઇલાજ થાય."

"નહી બોલવામાં નંવ ગુણ." હીરાજી બોલ્યો. "જુજુના મરણથી મને એવું નુંકસાન ગયું છે, કે તેનો બદલો મને કદીબી મલવાની આસા હવે રહી નથી. હું નિરઆધાર અને લાચાર થઇ ગયો. જો હું એ વાત બાહાર લાવું, તો મને લોકો હસી કાહડે, અને બેવકુફ યા તો લુચ્ચામાં ખપાવે. જેહાંગીરશાહ મારા કરમની કાહાણી તમુને શું કેહું!! જુજુ મરી ગઇ છે, અને મને મારીબી ગઈ છે."

"છટ છટ હીરાજી એમ હિંમત મુકી કેમ વાત કરેછ." જેહાંગીરશાહે હીરાજીની પીઠ ઠોકી કહ્યું. "હિંમતે મદદ અને મદદે ખુદા." શું હું મરી ગયોછ. મારી મદદ તુને જોઇતી હોય તો તારાં ભલાં માટે તે તૈયાર છે. ચાલ બોલ જોઉં, એ જુંજું વિશે શું કેહવું છે."

"સાંભળો જેહાંગીરશાહ." બેરીસ્ટર હીરાજી, જેહાંગીરશાહનો હાથ પકડી બોલ્યો. "મારી એક ઘણીજ ભેદભરી અને ખાનગી વાત હું તમુને એક દોસ્ત તરીકે જણાઉછ. તેમા મને તમારી કિમતી મદદ અને સલ્લાહ આપો. સાંભળો. આજથી—પણ સબુર. હીયાં કોઇ આવતું જતું સાંભલશે. મારા રૂમમા તમે ચાલશો?"





# પ્રકરણ ૫ મું.

## 'લીમ બકરો.'



"હીયા આવરેં સુનંઇ ઘેખરીને કેહ કે બાઇના ઓરડામાં જઇ તેવનની આગલ બેસે. જો કોઇ મને પુછવા આવે તો કેહજે, કે શેઠ ઘેરમા નથી."

**હીરાજી** બારીસટર પોતાના નોકરને હુકમ કરી **જેહાંગીરશાહને** લઇ ઓરડામા ભરાયો, અને દરવાજાને અંદરથી બંધ કરી બંને એક સોફા ઉપર બેઠા.

"ખુદા તારૂં મોહનું હસતુ રાખે દોસત, અને તારાં માયના દુ:ખઆં દફે કરે." **જેહાંગીરશાહે** બેસતાંવાર બોલવા માંડયું.

"**જેહાંગીરશાહ, હીલ્લુબાઇ** મારાં માય નથી." **હીરાજીએ** એકદમ્ કેહી દીધું.

"નહી !!!" **જેહાંગીરશાહે** અજબ થાઇ સોફા ઉપરથી અરધા ઉઠી ઉભા થાઇ પુછયું. "એ શું બકેછ **હીરાજી** !!! **હીલ્લુબાઇ** તારાં માય નથી !! તમે શું ત્યારે માય દીકરાં નથી ?"

"પેહલાં હતાં, પણ હમણા નથી." **હીરાજીએ** મકકમપણે જવાબ દીધો. "મેહરબાની કરી મારી નેકબખ્ત માયનોં એલકાબ

**હીલ્લુબાઇને** હવે આજ પછી આપતા ના **જેહાંગીરશાહ**. હજારો હજાર બેહસ્ત હોજો મારી માયના નેક રૂહ ઉપર."

"ત્યારે **હીલ્લુબાઇ** તમારાં માય નહિ તો કોણ ?" **જેહાંગીરશાહે** સવાલ કીધો.

"એ ચંડાલ ઓરતે મને આજ સુધી ઠગ્યો છે." **હીરાજી** દાંત કચકચાવી ધીમે અવાજે બોલ્યો. "હું તો એને આજ સુધી મારી માય સમજીનેજ માન આપતો હતો, અને એના સુખમાં હું મારૂ સુખ સમજતો હતો. ખરૂ કહું તો હું એનેજ માટે જીવતો હતો. મારા જનમથી તે આજની ઘડી સુધી એ ઓરતે મને ઠગ્યો. પોતાને પેટના ખરા દીકરાને સુખી કરવા, **હીલ્લુબાઇએ** મને ખુ-વાર કીધો, અને **નુનુંના** મરણ પાંમવાથી મારી ખુવારી જે અધુરી હતી તે પુરી થઇ. મારૂં નખોદ વલ્યું."

**જેહાંગીરશાહ** નીચી મુંડીએ **હીરાજી** બેરીસટરનું સરવે બોલવું ઘણાજ ધયાનથી સાંભલવા લાગ્યો, અને **હીરાજીએ** પોતાનું બોલવું ચાલુ રાખ્યું.

"આહ! આ ઓરત જેવી ફીતુરી ઓરત મલવી મુશ-કેલ છે. તેની ઠગાઇ અને લુચ્ચાઇ આજકાલની નથી. મારા જનમથી તેણીએ જે જે ફીતુર કરવા માંડયાં તે સરવે આંજ સુધી ચાલુ રાખ્યાં હતાં. ખરી વાત છે કે તેણીએ મને પાલીપોશી મોટો કીધો. ખરી વાત છે કે મને મીઠી મીઠી બોલીઓ બોલી તેણીએ રાજી રાખ્યો, અને મને પોતાને ખોલે બેસાડી રમાડયો. તે સરવેનો બદલો મેં તેવીજ ભલાઇ અને ભલમનસાઇ, તથા હેત અને પ્રિતથી વાલી આપ્યો. પણ **જેહાંગીરશાહ** આ ફરેબી ઓરતે મને ઠગ્યો! એ મારી માય નથી! અને હું એનો દીકરોબી નથી! મારા બાપની ઇજજત, હુરમત અને બેસુમાર દોલતના વારસામાથી મને બાતલ કરવા આ ઓરતે એક તરકટ રચ્યું હતું!!!"

"જો એ વાત ખરી હોય તો **હીલ્લુબાઇએ** ઘણુંજ બુરૂં કામ કીધેલું કેહવાય." **જેહાંગીરશાહ** બોલ્યા. "પણ મને લાગેછ કે **હીલ્લુબાઇને** એ કામમા કોઇની મદદ હોવી જોઇએ. તેમ જો નહી હોય તો કોઇની ઉસકેરની તો હોવીજ જોઇએ. પણ એ કીયા **હીરાભોગી** સાથ **હીલ્લુબાઇના** લગન.———

"**હીરાભોગી** કોણ મુવો છે સા——" **હીરાજી** ફરકડી ઝટકી બોલી ઉઠયો. "તમે શું એને રંડાયલી સમજોછ? પણ એ રાંડ પરણેલીજ કયાં હતી, કે રંડાય? **મનજી હીરાભોગીની** એ ધણીઆની થાય, એમ એ કેહતી હતી, પણ **મનજી હીરાભોગી** જેવો કોઇ પારસી દુનીયામાં પેદા પડયોજ નથી. મારો ખરો બાપતો **ઑનરેબલ નવલશાહ નાનાવટી** છે."

"**નવલશાહ નાંનાવટી**!" **જેહાંગીરશાહ** ચમકીને ઉભો થયો. "**ઑનરેબલ નવલશાહ**!! **હીરાજી** તું શું બોલેછ તે સમજેછ કે! વાત ભારી પડી જાય તેમ તો નથી! અલબતાં તું બેરીસટર છે એટલે તુને શીખવવું પડે તેવું નથી, પણ—

"એ સઘલી બીના છેલ્લાં ત્રણ અઠવાડઆં થયાં મારા જાણવામાં આવી." **હીરાજી** બોલ્યો. "**હીલ્લુબાઇની** કબટ એક દાહાડો ઉઘાડી રેહી ગયેલી મારા જોવામાં આવી. ઓરડામાં કોઇ નહી હોવાથી મે જરા કબટ ઉઘાડી વાંકી ટીકી નજર કરી, તો એક કાગજના લાંબા પરબીડાં ઉપર મારી નજર પડી! તે પરબીડું મને કાંઇ ખુદરતી શક જવાથી મેં તફડાવ્યું. **જેહાગીરશાહ** સાબેતી તો મારી પાસ સેંકડોછે. પણ પેલી નુંનું વગર તે સરવે નકકામી થઇ પડી છે!! નુંનું જીવતી નથી એજ મારી કમનસીબી છે!! કારણ મારી જીંદગીની ખરી બીના તેના વગર કોઇબી બીજું કહી શકે તેમ નથી. તેજ કારણથી કોઇ ચંડાલે તેનું ખુન કીધું છે. **હીલ્લુબાઇ** કદીપણ ખરી વાત કબુલનાર નથી અને મારો બાપ

પણ પોતાની નામોશી અને એમની વાત મંજુર કરનાર નથા."

".ત્યારે પેલા પરબીડાંમાંથી તુને નવલશાહને હાથનાં કાગજો મલ્યાં ?" જેહાગીરશાહે સવાલ કીધો.

"એક નહી પણ એકવીસ દજન !!" હીરાજીએ ભાર મુકી કહ્યું, અને તુરતજ પોતાની તીજોરીમાંથી થોડાં કાગજો કાહડી, તેમાંથી એક જેહાંગીરશાહના હાથમાં મુકયું.

"વાંચો જેહાંગીરશાહ ! આ કાગજ વાંચો જોઉ." કાગજં જેહાંગીરશાહને આપી હીરાજી બોલ્યો. "આ દસકત તમે ઓ-લખતા હશો ?"

જેહાંગીરશાહે તે કાગજ હીરાજીના હાથમાંથી લેઇ વાંચવા માંડયું:—

"જીગર કરતાં વાહલી મેહરૂ."

"મેહરૂં એટલે હીલ્લુબાઇ મનજી હીરાબોગી." હીરાજી બેરીસ્ટરે હીલ્લુબાઇનું ખરૂં નામ જેહાંગીરશાને કહી સમજાવ્યું, અને જેહાંગીરશાહે ડોકી ધુનાવી તે કાગજ આગલ વાંચવા માંડયું.

મુંબઇ. ડીસેમબર ૧૮—

જીગર કરતાં વાહલી મેહરૂં.

તારા મુબારક હાથનું પનોતુ કાગજ મને આજે સહવારના મલ્યું છે. વાંચી મે તે કાગજને મારી આંખોમાં ડાબ્યું છે. વાહલી મેહરૂં હુ જાણી ખુશીછું કે ચંદરોજમાં આપરે ત્યાં એક ફરજંદની વસ્ત્રી થશે. ખુદા કરશે તો એક બેટોજ અવતરશે.

એક ફરજંદના આપણ માબાપ થઈશું એવી વધાઈવાલું તારૂ કાગજ વાંચી મારા હરખમાં હું માયો સમાયો જતો નથી. અફસોસ સદ હજાર અફસોસ! મારાં મુરખ માબાપની કમસજનો હું કેવો ભોગ થાઈ પડયો છું, તે વાહલી મેહરૂં તુને સારીકાની રોશનછે. મારાં અસલી વિચારવાલાં માબાપે, મારાં બચપણમાં જે કમબખત અને સંતાપજનક લગનની ગુસરી મારે ગલે ઓલવી, તેથી હું ફસી પડયોછું, નહી તો આજે તું મારી વાહલી વફાદાર મેહરદાર બની. મારી સોડે બેસી બીરાજતે, અને આપરાં બાગ્યે

શાલી ફરજંદને લાખો લાડમાં ઉધારી હું મારી ગોદમાં લઈ ફરતે. પણ હું કમનસીબ; છતી દોલતે અને ઇજ્જતે, મુરખ માબાપોએ કરેલી મુરખાઇનો ભોગ થાઈ પડયોછું, અને એક નહી પસંદ કરવા જોગ ઓરતનો હું ધણી થાઇ ફરયોછું. જે ઓરતને બોલવાનો સુધલો નહી; જેણીને પુરેપુરી અકકલ કે હુશીઆરી નહી; જેણીને પોતાના ધણી સાથ કેમ ચાલવું તેની માહીની નહી, તેવું એક 'કાણું હાંલ્લુ' મારે ગલે ઓરવી દીધું, અને તેમ થયાથી આ જગમાં મારો ભવ ફોકટ ગયો છે. જે ઓરત ઉપર મારો ચાહ નહીં, તેને હું કેમ ચાહી શકું. તો પણ લાચાર! જગની નજરમાં મારી ઈજ્જત જાલવવા, અને મીત્રમંડલ વચ્ચે મારી ફજેતી નહી કરવાના હેતુથીજ, એક કંગાલ અને કમઅકકલ ઓરતને મારી બઈરી તરીકે મને લેખવી પડે છે, અને એ ઓરત પણ આજકાલ એક બાલકનો જનમ આપનાર છે.

પ્યારી મેહર, આ ખબર સાંભલી તું જરાબી દલગીર કે દુઃખી ના થતી. આપણા બાલક માટે તુને ફીકર કરવાની જરાબી જરૂર નથી. હું મારા કોલ અને વચનથી તુને બંધાઇ ચુકોછું અને ફરીથી લખુછું કે જગની નજરમાં તે કે તું મારી મોહરદાર નથી, પણ બાતેનમાં અને ખુદાની નજરમાં તો તું મારી હકદાર મોહરદાર થઈ ચુકી છે. મારૂં જે કાંઇ છે, તે તારૂં અને આપણા ફરજંદનુજ છે. દુઃખ મને એટલુજ છે કે એ મારા પનોતા બાલકનો હું હકદાર બાપ હઈઆત હોવાં છતાં તે મારાં ખરાં નામનો ઉપ્યોગ પોતાના નામ સાથ કરી શકશે નહી. મેહર, આ મારો સંતાપ કાંઇ જેવો તેવો નથી. એ સંતાપને લીધે મારૂં ચીત ચકભમ થાઇ ગયું છે, અને રાત દાહાડો એ આપણા ભાગ્યવંત બાલકને માટે શું કરવું તેના વિચારમાંજ હું છેઉ. હમણા તે વિશે હું કાંઇબી લખી શકતો નથી. પણ તેનીબી કાંઇ તોડ હું શોધી કાહડશ, એમ સોગન લઇ તુને ખાતરી આપું છું."

"તમે જોયું જેહાંગીરશા?" હીરાજી બોલ્યો. "મારા બાપની ખરી હકિકત અને હાલત આએ કાગજ સાબેત કરે છે. મારો બાપ પોતાની પરણેતરને ધિકકારે છે, અને પોતે પરણેલો હોવા છતાં, હીરાલુઆઇને ચાહવાનું ચાલુ રાખે છે. તે પોતાની હકદાર

પરણેતરને ધિક્કારે છે, એટલુંજ નહી પણ તેણીને પેટે અવતરનાર પોતાના હકદાર બાલકને પણ તે ધિક્કારે છે !"

જેહાંગીરશાહ ચુપચુપ બેસી રેહયા, અને તેમની તેવી ચુપકીદી જોઇ હીરાજીએ આગલ બોલવા માંડયું:—

"ત્યાર પછી હવે આ જાનેવારી માસમાં લખાએલાં એક કાગજ ઉપર તમે નજર કરો જેહાંગીરશાહ. એમાં લંબાણ પીંજન ઘણું છે, પણ તે માહેલા જે ફકરા ઉપર મેં નિશાની કરી છે તે વાંચવા જોગ છે."

જેહાંગીરશાહે તે નિશાનીવાલા ફકરા વાંચવા માંડયા:—

'મેહેરૂં, મારો બધો જીવ તારી અંદર ભરાયો છે, અને ખાલી ખોખું ફકત હીયાં પડયું છે. ખુદા મને જો પાંખ આપે, તો ઉડી આવી તુને મલી જાઉં. પણ એક કલાકનીબી મને ફુરસદ નથી મલતી. * * *

પીરોજા ઉપર મારો ધિક્કાર વધતોજ જાય છે. કમનસીબ ઓરત! એટલો મને તેણી ઉપર ધિક્કાર લાગે છે. તેટલીજ મને તેણી ઉપર દયાબી આવે છે. મારાં દુઃખનું મુલ કારણ પીરોજાં નથી. તે બીચારીની એમાં શું કસુર? કસુર તો મારાં માબાપની કે તેઓએ હમુને બંચપણમાં પરણાવી દીધાં.'

"એ પીરોજા, તે મારાં માય થાય. જેહાંગીરશાહ." હીરાજીએ જેહાંગીરશાહને સમજ પાડી. "અને મારા બાતકી બાપ નવલશાહ, તેવણ ઉપર જુલ્મ પાડી, પોતાની દયા બતાવે છે ! !"

હીરાજીની આંખમાં આ સખુનો બોલતાં પાણી આવી ગયાં, અને તેજ વખતે પોતાના બંને હાથમાં પોતાનું મોહડું ઢાંકી ગ્રમખાઇ બોલ્યા:—

"હજારો હજાર બેહસ્ત મારી નેકબખ્ત માયના પાક રૂહ ઉપર."

જેહાંગીરશાહ પોતાના વીચારમાંજ હતા. હીરાજીના બોલવા ઉપર તેવણનું જરાબી ધ્યાન હતું નહી. તેવણ આ નવાં કાગજમાં ટીકી ટીકી જોતા હતા, તેટલાં હીરાજી એક ત્રીજું કાગજ પરબીડાંમાંથી શોધી કાહડી તેવણુના હાથમાં આપી બોલ્યા:—

"આ એક કાગજ **નવલશાહે** મારચ મહીનામાં મુંબઇથી પુને જવા આગમજ લખ્યું છે. જે તોડ શોધી કાહડવાની **નવલશાહે હીલ્લુબાઇને** પોતાનાં પેહલાં કાગજમાં કબુલાત આપી હતી, તેના બાબમાં આ કાગજમાં તે શું લખે છે તે વાંચો."

**જેહાંગીરશાહે** આ ત્રીજું કાગજ વાંચવા માંડયું.

**મુંબઈ. મારચ ૨૮ મી ૧૮–**

**પ્યારી મેહરાં**

તારૂ મુબારક કાગજ મને મલ્યું છે. તારા દીકરા–આપણા દીકરાની સંભાલ રાખજે. અંતે આપણા બુચાજી સાહેબને સારૂ મેં એક હિકમત શોધી કાહડી છે, અને તે હિકમત શોધી કાહડયા પછીજ મને નિરાંત થાઇ છે. ગભરા ના જીગર! હિંમત રાખ!! ખુદા સરવે સારૂજ કરશે. મારા એ ભાગ્યશાલી દીકરાથી હવે હું છુટો પડનાર નથી. એ મારો પનોતો પુત હવે પછી મારા બંગલામાંજ રેહ અને બંગલામાંજ ઉધરી મોટો થાય, અને મારી નજર અને આંખો આગલ રમતો ખેલતો ફેરે, અને પોતાના બાપના ખરાં નાંમથી ઓલખાય એવી હિકમત મે શોધી કાહડી છે. આવતી કાલે બપોરની ગાડીમાં હું પુને જનારછું ત્યાંથી હું તારી ઉપર વિગતવાર લખશ.

**લા૦ તારો સદાનો વાહલો**

**નવલશાહ હીરજી.**

આ કાગજ વાંચ્યા પછી **જેહાંગીરશાહ**ની ધિરજ રહી નહી, અને તુરતજ તેણે પુછ્યું. "આ કાગજ પછીનું બીજું કાગજ કયાં છે **હીરાજી**?"

"બીજુ જે અગતનું કાગજ:—

"આ કાગજ પછી લખેલું કાગજ મને જોઇએ છે?" **જેહાંગીરશાહે** ચીરડાઇ જઇ **હીરાજીને** આગલ બોલતો અટકાવી કેહ્યું.

"તે કાગજ પછીનું કાગજ આ રેહ્યું" **હીરાજીએ** તે કાગજ

કાહડી જેહાંગીરશાહના હાથમાં આપી કહ્યું. " હુંબી તમુને એજ કાગજ આપતો હતો."

જેહાંગીરશાહે ઘણીજ ઈનતેજારીથી તે કાગજ વાંચવા માંડયું.

મુંબઇ, એપરેલ ૨૫ મી ૧૮—

ડીયર મેહર.

પુનેથી હું તારી ઉપર કાગેજ લખનાર હતો, પણ રોકાનના સબબથી લખાયું નહી તે દરગુજર કરવું.

આ ચીઠી લાવનાર શખસ ભીમજી મારો ખાસ વિસ્વાસુ, માનીતો અને મારી પેહડીનો પુરાનો કારભારી છે. એને હું લાડમાં ભીમ બકરો કરી કેહુછું.

મુંબઇમાં હાલ સીતલા અને તાપની બીમારીનો રોગ ગટરની ખરાબ હવાના સબબથી ફાટી નીકલેલો છે, અને તેટલાં માટે પીરોજા તેમજ તેના બાલકને સીગનપોર સર જમશેદજી જીજીભાઇની ધરમશાલામાં થોડા દાહડા હવા ફેરફાર કરવાને બાહણે મોકલવાની મેં ગોઠવણ કરી છે. ભીમ બકરો બે દીવસ અગાઉથી ગોઠવણ કરવા સીગનપોર જાય છે. એ ભલા અને માનીતા શખસને મેં મારા વિસ્વાસમાં લીધો છે, અને એ રૂબી કેહ તે ઉપર વાહલી મેહર તું ધ્યાન આપજે.

આપણા બુચાને મારે ત્યાં તેડાવી લેવાની મેં હિકમત કાહડી છે, અને હવે તું તેમાં આડે આવશે નહી એવી હું આશા રાખુછું. એ હિકમત હું તુને લંબાનથી સમજ પાડુછું.

ભીમ બકરાએ પોતાની બઈરીને કેટલુંક થયું સર જમશેદજીની સીગનપોરવાલી ધરમશાલામાં એજ કારણસર ખાસ રેહવા મોકલાવી છે. ભીમ પોતાની સાથે એક મુસલમીન આયાને લેઇને તારી પાસે આવશે. એ આયાનું નામ નુનુજાંન છે. આપણા બુચાને એ નુંનુંને સ્વાધીન કરજે, અને એ નુંનું આપણા બુચાને લઈ સીગનપોરની ધરમશાલામાં ભીમ બકરાની બઇરી સાથ જઇ રેહશે. વાહલી મેહરાં, એ નુનુને મેં મોટી રકમ આપી નોકરી રાખી છે, અને જે ચોકઠું મે ગોઠવ્યું છે, તે પાર પાડવાની એ નુનુએ મને કબુલાત આપી છે. આવતા સુકરવારે રાતની ગાડીમાં પીરોજા અને તેનું બાલક તથા એક આયા અને બીજા માણસો સુરત જવા મુંબઇથી ઉપડશે.

હીમે એવી ખાસ ગોઠવણ કીધી છે, કે સીગનપોરની ધરમશાલામાં બેજ ઓરડા પીરોજાના વપરાસ માટે મલી શકે. એ બેમાનો એક ઓરડો પીરોજા વાપડસે, અને બીજો પીરોજાની આયા પીરોજાના બાલકને માટે પોતાના વપરાસમાં લેશે. એજ ઓરડામાં આપણા બુચાનુબી પાલણું રેહે, એવી હિકમત હીમ બકરાએ કરી રાખી છે. આપણો બુચો અને તેની આયા નુંનું, હીમ બકરાની ધણીયાનીના માણસો તરીકે ધરમશાલામાં ઓલખાશે. એવી રીતે બંન્ને બાલકો એકજ ઓરડામાં પોતાની આયા સાથ ઉતારો લેશે, અને નુનુ તક જોઇ રાતને વખત પીરોજાના બુચા સાથ આપણા બુચાને પાલણામાં અદલબદલ કરી નાખશે.

પ્યારી મેહર મે દરેક ચીજની પુરેપુરી ગોઠવણ કરી છે. હીમબકરાને આપણા બુચા સારૂ એક ઘણુંજ સારૂ વેલાતી પાલણુ મેં અપાવ્યુ છે, જે સીગન પોર પુગીબી ચુકયુ હશે. વલી પીરોજાના બુચાના પોશાક જેવોજ એક પોશાક આપણા બુચાને સારૂ હીમ બકરાને મે બનાવી આપ્યો છે, જેથી નુંનુંને છોકરાઓ અદલબદલ કરી નાખવામાં જરાબી મુશકેલી પડનાર નથી. એવી રીતે છોકરાઓ અદલ બદલ થયા પછી, બીજે દીવસે હીમ-બકરાવાલાંઓની ઉપર મુંબઈથી કોઈના મરણની ખબરનો તાર જશે અને તેજ વખતે તેઓ મુંબઇ આવવા નિકલી પડશે.

મારી વાહલી મેહર, આપણા બાલક માટે મારાથી જેટલું બન્યું તેટલું મેં કીધુ છે, અને એ મારાં લાડકાં ભુલકાંને ખાતર કાંઈબી કરવાને હુ પછાત પડનાર નથી. મેહર, તુને એ બાલકથી છુંટું પડતાં અસીખું ઘણું લાગશે, પણ જે માન ઈજ્જત અને હોરમત સાથ બેસુમાર દોલતનો ભવિશમાં એ છોકરો વારેસ થનાર છે, તે સાથ સરખાવતાં, તારી જુદાઈનો ગંમ કાંઇ બીસાદમાં નથી. હું જાણુછું કે જે કામ હું કરૂછું તે ઘણું ગુનાહ ભર્યુ છે. પણ લાચાર! મને તેમ કીધા વગર ચાલતુંજ નથી. આપણા બુચાની આયા નુંનું તુને સીગનપોરથી બદલીને જે બાલક લાવી આપે તેની ઉપર તું મેહરબાની રાખજે. તારૂં બાલક પીરોજાની માહવજત અને દેખરેખ હેઠલ કેલવાઈ મોટું થશે, અને પીરોજાના બાલકના ગુજરાનનો બંદોબસત હું ઘણોજ સારી રીતે તુને કરી આપશ. પઈસા ટકાની દરકાર હું કરશ નહી. કોઇને ખાતર નહી તો તે બાલકના બાપને ખાતર તે બાલકની તું માં થઇ રેહજે."



# પ્રકરણુ ૬ ઠું.

## ઘર બેઠા તડાકા.




ધારયું ?' હીરાજીએ તુરતજ સવાલ કીધો. "આ કાગજો વાંચી તમેં શું એવટ ઉપર આવ્યા જેહાંગીર-શાહ ?"

"મે ધારયું કે તમારી તમામ અટકલ ખરેખરીછે." જેહાંગીરશાહે જવાબ દીધો.

"પણ વાત એવી છે કે "કેહું તો મા મારી જાએ, અને ના કેહું તો બાપ કુત્તા ખાએ." હીલ્લુબાઇ તારાં માય નથી એટલું તો ખરૂં છે."

"બેશક." હીરાજીએ ડોકી ધુનાવી. "પણ હું લાચારછું. હું જો એ બીના જાણુતેજ નહી તો વધારે બેહતર થતે. પણ ખુદાની લાકડીને અવાજ નથી જેહાંગીરશાહ. પોતાના જનીતા દીકરાના સુખને ખાતર આ ઓરતે મારૂ નખોદ વાલ્યું છે. પણ તેમ કરી તે સુખ જોવા પામી નહી. એનુ અંતઃતકરણુ એને સદા ડંખતું હતુ. જે મરગરજાન ગુનાહ તેણીએ કીધો હતો તેનો તેણીને ઘણોજ પસતાવો થતો હતો. નવલશાહનું ધારયું કામ વગર હરકતે પાર પડયું, અને જ્યારે હું ફક્ત દોહડ કે બે મહીનાની ઉંમરનો હતો, તે વારથીજ મને, મારી માયની મીઠી ગોદમાથી ચોરી લેઇ, આ ઓરત હીલ્લુબાઇને સવાધીન કીધો હતો. હું જે આજે મલબારહીલવાલા મારાં બાપનાં

મેહલ જેવાં મકાનમાં વસનારો, તે આજે આવી હાલતમા, આ જગમાં પડેલોછું. વધુ નામોશી ભરયું તો એ છે, કે છત્તે બાપે મને કોઇ બલતાનુંજ નામ મારા બાપ તરીકે વાપરવુ પડેછે. હવે તમારી શું સલ્લાહ છે જેહાંગીરશાહ ?"

"જરા સબર કરો હીરાજી." જેહાંગીરશાહ બોલ્યા. "હું એમ એકાએક સલ્લાહ તમુને આપી શકતો નથી. સલ્લાહ લેનારાઓને મુશ્કેલી નડતી નથી, પણ ખરી સલ્લાહ જેઓ આપે છે, તેઓને માથે એક જાતની પવીત્ર ફરજ રેહછે. હું તમુને એમ પુછું હીરાજી કે આં કાગજો વાંચીયા પછી પેલી તમારી આયા નુંનુંને તમે મલીયા હતા ?"

"હા." હીરાજીએ જવાબ દીધો. "હું તેણીને મલવા ગયો હતો. મે તેણીને આ ભેંદ ખોલીને કેહયો, અને તે બીચારીએ સઘલું ખરેખરૂં મને કેહી દીધું. તેણીએ પૈસાની લાલચે જે પાપી કામ કીધું હતું, તેને માંટે હવે તેણીને પસ્તાવો થતો હતો. મારો હક સાબેત કરવામાં મને તેણીની જબાનીની જરૂર પડે, તો તેબી તે આપવા તૈયાર થઇ હતી."

"ગરીબ બીચારી નુંનું ! એ ભેદને લીધેજ તેનુ ખુન થયુ છે." જેહાંગીરશાહ બડબડયા. "તેણીના મરણથી આ ભેદ ઉપર અજવાલું રેફી તમારો હક સાબેત કરવાની તમારી દરેક આસા હવે ગુમ થઇ છે ? "

"નહી, ખાનબાહાદુર." હીરાજી બોલ્યા. "હજી એક આસા મને છે. નુંનુંની પાસે મારા બાપ નવલશાહ તથા હીલ્લુબાઇને હાથના લખેલાં કેટલાંક કાગજો હતાં તે કાગજો નુંનુંએ મને વંચાવ્યાં હતાં. તે કાગજો તેણીના મકાનમાંથી આપણ મેલવી શકશું. કેમ જેહાંગીરશાહ આપણ તે કાગજ મેલવી શકશું કેની ?"

જેહાંગીરશાહ આ નવી ખબર સાંભલી નીચી મુંડીએ વિચારમાં પડયા. પોતાના નસીબની ચાલ ઉપર તેવન ઘણીજ અજાએબીથી વિચાર કરવા લાગ્યા. કેવા કેવા સંજોગો વચ્ચે નુંનુંના ખુનીનો પત્તો તેવનને મલતો જતો હતો, તે જોઇ એક હાથ ઉપર જેમ તેવન ખુશી થતા હતા તેમજ બીજા હાથ ઉપર હીરોભોગીના હીલ્લુબાઈની દગલબાજી અને ફીતુર ભરી ચાલ વિશે જાણી દલગીર થવા લાગ્યા.

"એજ કાગજને વિશે નુંનુંનું ખુન થયુ છે." જેહાંગીરશાહ મનમા બોલ્યા. "અને એજ કાગજો પેલા ખુનીએ નુંનુંના ચુલામા બાલી નાખ્યાં છે. મારી ગણત્રી આબાદ ખરી પડતી જાય છે. આ બનાવ ઉપરથી નુંનુંનો ખરો ખુની કોણ છે તેને શોધવા હવે મને દુર જવું પડનાર નથી."

"કેમ જેહાંગીરશાહ, કાંઇ ઘણા વિચારમાં પડીયાછ?" હીરાજીએ પુછ્યું.

"હા. હું વિચારમાં પડયોછ ખરો હીરાજી." જેહાંગીરશાહે જવાબ દીધો. "પણ હું એમ પુછું હીરાજી, કે નવલશાહે તમારાં ગુજરાન અને કેલવણી માટે સારી જેવી ગોઠવણ કરવા હીલ્લુબાઇ ઉપર લખ્યું હતું તેનુ શું થયુ?"

"તેવનના લખીયા પ્રમાણે તેવને મારાં ગુજરાન અને કેલવણી સારૂં કાંઇ ગોઠવણ કીધી હશે." હીરાજીએ જવાબ દીધો. "મુંબઇમાં જ્યારે હું એલફીન્સતન કૉલેજમાં બી. એ.નો અભીયાસ કરતો હતોં ત્યારે અવાર નવાર એક ઉંચા જેવા દેખાવવાલા પારસીને હું ત્યાં આવતો જતો જોતો હતો ખરો. હવે મને ધ્યાન આવે છે, કે તે શખસ કોઇજ નહી પણ મારા બાપ નવલશાહ હોવા જોઇએ."

"ઉંચા જેવા, દેખાવલા, બાંધે મજબુત અને જરા—

"પણ હીલ્લુબાઇએ તેવન સાથે બેવફાઇ કીધી." હીરાજીએ જેહાંગીરશાહને બોલતા અટકાવી પોતે બોલવા માંડયું. "નવલ-

શાહને આએ ઓરતે દગો દીધો, અને તે દગલબાજી તેવને શોધી કાહડી. તે દીવસથી તેવને હીલ્લુબાઇને ધિક્કારી તજી દીધી. એ બાબદ નવલશાહે હીલ્લુબાઇ ઉપર તેજ વખતે એક ટુંકુ કાગજ લખ્યું છે, તે આ રહ્યું."

"હીરાજીએ ટેબલ ઉપર પડેલાં સરવે કાગજોમાથી શોધી શોધી એક કાગજ ખેચી કાહડી તે જેહાંગીરશાહના હાથમાં આપ્યું, અને જેહાંગીરશાહે તે વાંચવા માંડયું.

'બાઇ. મેહરબાઇ મનજી હીરાભોગી.

'એક ખરેખર ભલુ ઇચ્છનાર દોસ્તની મેહરબાનીથી મારી આંધલી થાયલી આંખો દેખતી થઇ છે. આજ સુધી હું તારી વફાદારી ઉપર સેહજબી સુખન લઈ જતો નહી હતો, પણ અંતે મારી ખાતરી થઈ છે. તેં મને "ઠગ્યો છે! તેં મને દગો દીધોછે! તું અંતે બેવફા થઈ!! જેને મેં મારી જીદગી સ્વાધીન કરી, તે અંતે દગલબાજ બની. હુ ખરેખર કમનસીબ અને ફુટેલા કરમનો છું તારી આવી નાલાયક ચાલથી મને તારી ઉપર ધીક્કાર છુટે છે. ખુદા માલુમ તારા ફરજંદનો ખરો બાપ કોણ છે?"'

"જોયું જેહાંગીરશાહ શેઠ." હીરાજી બોલ્યા. "હવે તમારી ખાતરી થઇ!! આપણા લોક એમ સમજે છે, કે મુવા પછી બેહેસ્ત અને દોજખ છે, પણ તે વાત હું માનતો નથી. બેહેસત અને દોજખ બંને આએજ દુનીઆમાં છે. કીધાં કરો તેવું હીયાંજ પામો. આદમીને તેના કીધાં કરતુકની સજા આએજ દુનીઆમાં થાયછે. નવલશાહને આ ફટકો કાંઇ જેવો તેવો નહી હતો. હીલ્લુબાઇએ નવલશાહની ખાતરી કરવાની ઘણીબી તજવિજ કીધી, પણ ફોકટ. તેણીએ નવલશાહ ઉપર કાગજ ઉપર કાગજ લખ્યાં, પણ સરવે કાગજો જેમના તેમ વગર ઉઘાડવે નવલશાહે પાછાં ફેરવ્યાં. પાછલથી હીલ્લુબાઇએ નવલશાહને મલવાના અને મલીને તેની ખાતરી કરવાના ઘણાબી ફાંફાં મારયાં, પણ કાંઇ વલ્યુ નહી. અંતે નવલશાહ તરફથી એક વકીલના આદમીએ આવી

હીલ્લુબાઇને પચીસ હજાર રૂપીઆ આપી, 'લીગલ સેટલમેન્ટ' કરી લીધું. હવે એ હીલ્લુબાઇની મોહકાણમાં મારી હાલત જુવો કે કેવી થઇ. હીલ્લુબાઈના છોકરાએ મારી જગ્યા લીધી, અને તે છોકરાની મા-એ મારી ખુવારી કીધી."

"ઓ મરૂરે !" બાવા હીરાજી ! "જરા બારનું ઉંધાડો તો." સુનઇ ઘેખરી બાહરથી દરવાજો ઠોકી કાલાવાલા કરવા લાગી, અને તેજ વખતે હીરાજીએ દરવાજો ઉઘાડયો.

"બાઇમાયનો જીવ ઘણો ગભરાયછ." સુનઇ બોલી. "મંકુજે બાવા, જરા *બાહદુરજી ને બોલાવો ! આવા કેસમાં તો બાહાદુ-રજીજ જોઇએજો બા. મોટા ડાકટરની વાતજ જુદી મરૂં ?"

"ચાલો જાવો હું આવું છું:" હીરાજી ઠંડે પેટે બોલ્યા: "તમે બેસજો હો જેહાંગીરશાહ. હું જરા ફેરો મારી આવું છ."

"હમના એવનને કોણની દવા આપોછ હીરાજી?" જેહાંગીરશાહે હીરાજીને પુછ્યું.

"ડાકટર બીબોબા મારટન, નામનો મારો એક ફ્રેન્ડ, ઇંગલંડથી આવેલો છે તેની."

"હું ધારૂં છું કે તમે ડાકટર ચાઇલ્ડ નહીતો બાહાદુરજીને બોલાવો તો ઠીક." જેહાંગીરશાહે સલ્લાહ આપી.

"ડાકટર મારટનનો શું વિચાર છે, તે પેહલાં જાણવો.જોઇએ. તેની રજા વગર કોઇનેબી તેડેલું નકામું છે."

"તમે તેને કેહશો તો તે પોતે તેડી લાવશે. હીલ્લુબાઇ જીવશે તોજ તમુને લાભ થશે." જેહાંગીરશાહે ટીકા કીધા.

* આ વારતા કરતાએ૧૮૯૬-૧૮૯૭મા લખેલી હતી, જે વખત મરહુમ ડાકટર બાહાદુરજી મુંબઈમાં એક નામીચા ડાકટર તરીકે ભારોબર જાણીતા થયલા હોવાથી, તેમનુ નાંમ વાપરવામા આવ્યું છે.

**હીરાજી હીલ્લુબાઇ** પાસે ગયા, અને **જેહાંગીરશાહ** એખલા મનમા ખડબડવા લાગ્યાઃ—

"કેવી અજબ જેવી શોધ અને આ કેવો કરામતી સંજોગ **હીરાજી**નું દીલ ખરેખર એક **હીરો**જ છે. **હીરાજી** શાબાસ! શાબાસ! હીરાજી તારાં સંકટના વખતમાં તુએ દેખાડેલી ધીરજ ઉપર હું રીઝા છેઉ. હું તુને મદદ કરી તારૂં કાંમ પાર પાડી આપશ, સબબ **નુંનુંના** ખુનનો પત્તો તુંએજ મને મેલવી આપ્યો છે. પણ ખરા ખુનીને પકડવા, મને **નવલશાહ**ના આ કાગજોમાનુ, એક કાગજ જોઇએ છે, તેનું કેમ કરવું ! જો હું **હીરાજી** પાસે એ કાગજ માગુ તો એને શક પડશે.વાસતે આં કાગજોમાથી એક કાગજ તફડાવ્યા વગર છુટકો નથી."

**જેહાંગીરશાહે** ટેબલ ઉપર પડેલાં કાગજોમાથી એક કાગજ તફડાવી પોતાના ગજવામાં જેવું મુકયું, કે તેજ વખતે **હીરાજી** પાછો ઓરડામા દાખલ થયો.

"કેમ કેવી ખબર છે?" **જેહાંગીરશાહે** અનજાણ્યા થઇ પુછ્યુ.

"દાકાના ગાઉ ગણવા જેવું છે." **હીરાજી** ટેબલ ઉપરના કાગજો ઘડીવાલી પરબીડામાં ખોસતાં બોલ્યા. "કેસ બગડતો જાય છે. પવનની કસર લાગુ પડી છે, અને તેની ઝુમમા બકબકારો કરે છે."

"તમે જલદીથી **બાહદુરજી**ને બોલાવો." **જેહાંગીરશાહે** તાકીદ કીધી.

"ડાકટર **ભીખોબા મારટનને** તેડવા મારો સીપાઇ ગીયો છે, તે આવે ને હું **બાહદુરજી**ને બોલાવવા તેને કેહું." **હીરાજી**એ વગર દરકારે જવાબ દીધો.

"હવે હું એમ પુછું **હીરાજી** કે આં કાગજો વાંચ્યા પછી

તમે હીલ્લુબાઇને કાંઇ પુછ્યું હતું?" જેહાંગીરશાહે સવાલ કીધો.

"હા." હીરાજીએ જવાબ દીધો. "પુછ્યું હતું, પણ હું જે ધારતો હતો તેજ જવાબ તેવને દીધો. હીલ્લુબાઇએ જવાબ દીધો કે, છોકરા બદલવાનું ચોકઠું લીમબકરાએ ગોઠવીયું હતું, પણ પાછલથી તે વિચાર ફેરવી નાખ્યો હતો, અને છોકરાઓની અદલાબદલી થઇજ નહી હતી."

"આ ભેદનો ભરમ ફુટી ગયો છે, એવી ખબર હીલ્લુબાઇએ ત્યારે નવલશાહને પુગારી હશે." જેહાંગીરશાહ બોલ્યા.

"નવલશાહ મુંબઇમાં આજ એક મહીનો થયો નથી." હીરાજી બોલ્યા. "એવનના સોલીસીટરો બરડર એન્ડ પ્રાકલન્ડ તરફથી મને પંદર દીવસ ઉપર એવી ફરમાસ થઈ હતી કે, નવલશાહનો એક કેસ જે હાલ હાઇકોરટમાં ચાલે છે, તે, 'પોસ્ટપોન' કરાવવો, સબબ એવન કરાંચી ગયા છે. કરાચીથી તેવનો પાચમી તારીખે પાછા આવનાર હતા."

"તે તમને કોણે કહ્યું?" જેહાંગીરશાહે સવાલ કીધો.

"હું પોતે નવલશાહશેઠને મલવા ગયો હતો." હીરાજીએ જવાબ દીધો.

"તમે નવલશાહશેઠને મલવા ગીયા હતા? કહાં?"

"મલબારહીલ ઉપર એવનના 'દીલચમનવાલા બંગલામાં." હીરાજીએ જવાબ દીધો. "હું એજ બાબદ વાત કરવા ગયો હતો."

"ઓહો!"

"હા, જેહાંગીરશાહ." હીરાજી હિંમતથી બોલયા. "શા વાસતે હું ડરી જાઉં? શું હુ તેનો હકદાર વારસ અને બેટો નથી? શું તે મારો હકદાર બાપ નથી? તે કદાચ બેદરકાર થયો હોય, બેરેહમ થયો હોય; કદાચ મારી માય સાથ તેને બીનાકેસો હોય,

તો તેથી શું હું તેનો દીકરો નથી એમ થયું ! નહી !! મારા સરવે હકો હું તેની પાસે માંગવાનો અને ફરી માંગવાનો. એમાં હું ખોટું શું કરૂં છ મી. **જેહાંગીરશાહ** ?"

"ત્યારે એમ થયું ?" **જેહાંગીરશાહ** વિચારમાં પડી બોલ્યા.

"જે દાહડેથી આ કાગજો મેં વાચ્યાં, તે દાહડથી કામ કાજ ઉપર મારૂં ધ્યાન લાગતું નથી." **હીરાજીએ** બલાપો કીધો. "મારી રાતની ઉંઘ બીલકુલ જતી રહી છે, અને પેહલી તારીખથી આજ સુંધીમાં પચીસ ફીફ મે પાછી મોકલી છે. તે ઉપરાંત કોહલાપુર પૉઇઝનનુ કેસમાં ડીફેનડંટની ફીફ લેવા મે ગઇ કાલેજ ના પાડી છે !"

"તમે ઘણુાજ આકલા અને ઉતાવલા થઈ ગીયાછ **હીરાજી.**" **જેહાંગીરશાહે** કેહયું. "ધીરાં કામ સાહેબના."

"પુરતો વિચાર કરી ગયાં અઠવાડીઆંમા હું **દીલચમનમાં નવલશાહશેઠને** મલવા ગયો હતો." **હીરાજીએ** વાત આગલ ચલાવી. "આહા ! **દીલચમન** તે **દીલચમનજ** છે હો !! જાણે એક મેહલ ! આખી મલબાર હીલ ઉપર **દીલચમન** જેવું એકબી મકાન નથી. **દીલચમનના** 'વરન્ડા' ઉપર ચહડતાંજ એક જવાન પારસીએ આવી મને પુછયું :—

"કાંઇ ફરમાસ સાહેબ ?" મેં જવાબ દીધો. "**ઓનરેબલ નવલશાહ શેઠને** મારે મલવું છે." પેલા પારસીએ કહ્યું. "તેવન કરાચી સીધારયા છે, અને પાંચમી તારીખે પાછા ફરશે. પણ જો કામ હોય તો નાહલ્લા શેઠ છે."

"પેલો પારસી જે **નવલશાહનો** ખાનગી સેક્રેટરી હતો તેને મોહડેથી નાહલ્લા શેઠનું નામ સાંભલી મારો વિચાર તુરતજ તેને મલવાનો થયો, અને મે તેજ વખતે મારો કાર્ડ કાહડી નાહલ્લા શેઠને પોહચાડવા મેં તેને કહ્યું."

"તે પારસી મારો 'કાર્ડ' લઇ ગયો," અને લગભગ પંદર

મિનિટે પાછો ફરયો, અને નાહલ્લા શેઠ મને ઉપર બોલાવે છે એમ તેણે જણાવ્યું."

"હું બેધડક ઉપર ગયો, અને દાદરની સાંમેનાજ એક ઓરડામાં એક જવાન ખુબસુરત પારસીને સોફા ઉપર અધેલાઇ બેઠેલો મે જોયો. મેં ધારીયું કે નાહલ્લા શેઠ એવનજ હશે. હું ઓરડા અંદર દાખલ થાઉ તે આગમજ તો તે પારસી મને જોતાંજ હસતે મોહડે પોતાનો હાથ લંબાવી બોલ્યો. "કમ ઇન, કમ ઇન, મી. હીરાજી." મે મારો હાથ તેના હાથમાં મુકયો. તેણે મારો હાથ હેતભરી રીતે પકડી જાણે કેટલીક જુની દોસતી હોય તેમ ડસ્પી 'શેકહેન્ડ' કીધી અને મને પોતાની પાસે સોફા ઉપર બેસાડી તે બોલ્યો:—

"તમુને જોઇ હું ખરેખર ખુશી છું મી. હીરાજી."

મે વલતો જવાબ આપંવાને બદલે તેજ વખતે સવાલ કીધો. "સાહેબનું નામ શું ?"

મારો સવાલ સાંભલતાંજ તેણે જથાબ દીધો. 'નાદરશાહ નવલશાહ નાનાવટી."

"નવલશાહનો દીકરો ?" જેહાંગીરશાહ નામ સાંભલતાંજ બોલ્યા.

"નવલશાહનો દીકરો નહી, પણ હીલ્લુબાઇનો દીકરો." હીરાજીએ જેહાંગીરશાહની ભુલ સુધારવા ભાર મુકી કહ્યું.

"હું ભુલીઓ. ખરેખર તેને હીલ્લુબાઇનો દીકરો કેહવો જોઇએ" જેહાંગીરશાહે પોતાની ભુલ સુધારી કહ્યું. "પછી શું વાતચીત થઇ વારૂં ?"

"મે ધીમે અને ધીરે અવાજે કહ્યું મી. નાદરશાહ, તમે મને ઓલખતા નથી, પણ તેની કાંઇ ચીંતા નહી. હું તમારી આગલ એકુ ઘણાજ અગતના અને એક ઘણાજ ગમબીર પ્રકારના કાંમ સારૂં આવેલો છેઉ."

મારૂં બોલવું સાંભળી **નાદરશાહે** મને સવાલ કીધો. "**મી. હીરાજી** જરા સબર કરો. તમારૂં કામ જો અગતનુ હોય, અને તમુને જો કાંઇ લાંબી વાતચીત કરવી હોય, તો મેહરબાની કરી તમારી મુલાકાત આવતી કાલ ઉપર મુલતવી રાખશો, સબબ અરધા કલાક પછી મને **જીજીઘોઘાવાલાંઓ** સાથે 'ઍપોઇન્ટમેન્ટ' છે."

"શાબાસ!!" **જેહાંગીરશાહ** એકાએક બોલી ઉઠયા. "કાંઇ નવી વાત નિકલ છે ખરી!!!"

"મેં જોયું કે ફરીથી આવી તક મને મલવાની નથી." **હીરાજીએ** હકીકત આગલ ચલાવી. "**નાદરશાહ** મને ખેરવવા માંગતો હતો, પણ તેટલાં **હીલ્લુબાઇ** ઉપર **નવલશાહે લખેલાં** કાગજો માહેલુ એક કાગજ, મે મારા ગજવામાંથી કાહડી, **નાદરશાહના** હાથમા આપીં, તેના ચેહરા ઉપર થતો ફેરફાર હું જોતો ઉભો."

"બેશક, તે કાગજ વાંચી ગભરાટમા તો પડયોજ હશે?" **જેહાંગીરશાહે** પુછયું.

"નહી. બીલકુલ નહી." **હીરાજીએ** જવાબ દીધો. "**નાદરશાહે** તે કાગજ ચીપી ચીપી વાંચવા માંડયું, અને હું આખો વખત તેનો ચેહરો તપાસતો ઉભો. તે બીલકુલ શાંત હતો. તે સેહજબી ઉસકેરાયલો હોય, એમ મને લાગ્યું નહી."

**નાદરશાહ** તે કાગજ વાંચી રેહો, એટલે મેં ધીમે અવાજે તેને કહ્યું. "**મી. નાદરશાહ**, હું એક દુ:ખભરીઆ સમાચાર લઇ તમારી પાસે આયો છું. મારી વાત કદાચ તમુને નહી માનવા જેવી લાગશે, તો પણ **મી. નાદરશાહ**, હું તમુને અરજ કરૂંછ, કે તમોએ મારી વાત પુરેપુરી ધ્યાન આપી સાંભલવી. મેહરબાની કરી વચ્ચે બોલી ઉઠવું નહી, અને જે કાગજો હું તમુને વાંચવા આપું, તે ધ્યાનથી વાંચવાં, અને તે પુરાં કરીનેજ જોબી કાંઇ બોલવું કે કેહવું હોય તે કરવું."

મારૂં એટલું કહ્યું, સાંભલી તે બોલ્યો, "તમારે શું કેહવું છે તે બોલો, હું સાંભલવાં તૈયારછું." મેં કહ્યું, "સાંભલો મી. **નાદરશાહ,** મારૂ કેહવું એવું છે, કે **નવલશાહ હીરાજીના તમો ખરા હકદાર દીકરા નથી.** એ મારૂ કેહવું ખરૂં છે કે ખોટું, તે આ કાગજો ઉપરથી હું સાબેત કરી આપશ. આ કાગજો **નવલશાહ હીરજીએ** લખેલાં છે. **નવલશાહ હીરજી** નો ખરો હકદાર દીકરો જીવતો છે, અને તે ધણીએ મને હીયાં મોકલયો છે."

દરેક ઘડીએ, અને દરેક પલે કાંઇ નવું જીનું થશે એવી આશા રાખી હું ઉભો હતો. હું ધારતો હતો કે મારા સુખુનો સાંભલી **નાદરશાહ** મારો ટોટો પકડશે, કે બુમ પાડી ઉઠશે. પણ તેવું કાંઇ બન્યુજ નહી, અને મારી અજાએબી વચ્ચે તે બોલ્યો, 'કાંહાં છે તે કાગજો ?'

તેજ વખતે પેલાં કાગજોમાથી એકં એક કાંગજ કાહડી મે વારા ફરતી **નાદરશાહને** વાંચવા આપ્યાં.

"પછી સેવટ શું આવ્યું ?" **જેહાંગીરશાહે** ટુંકમા પટાવવાની મતલબ દેખાડી.

"પછી ?" **હીરાજીએ** આગલ વાત ચલાવી. "પછી જેવી રીતે મે આજે તમારી આગલ સરવે હકીકત વિસતારીને કેહી તેવીજ રીતે **નાદરશાહની** આગલ મારો આખ્ખો 'કેસ મેં' રજુ કીધો. મે જે જે આગતના કાગજો ઉપર નિશાની કીધી હતી, તે બધાં મે તેને વંચાવ્યાં, અને તેણેબી ધિરજથી તે બધાં કાગજો વાચ્યાં. તે બેઠેલો હતો, અને હું તેની સાંમએ ટેબલ આગલ ઉભેલો હતો. જેમ જેમ તે કાગજો વાંચતો ગયો તેમ તેમ તેના કપાલ ઉપર, પરસેવો ફુટી નિકલવા લાગો. તેના હોઠ ફીક્કા પડતા ગયા, અને તે આંખો ખોલી **નવલશાહના** હરફો ટગર ટગર જોવા લાગો."

"ગરીબ બીચારો **નાદર** !!" **જેહાંગીરશાહે** દલગીરી દેખાડી.

"ખુદાના બંદા હોવો તો તમે માનજો **જેહાંગીરશાહ,"** **હીરાજી** દયાલુ અવાજે બોલ્યો. "કે **નાદીરશાહનો** ચેહરો અને મારા તરફની તેની ચાલચલન જોઇ, મારૂં દીલ પીગલી પાણી થઇ ગયું. હું બધી આગલી પાછલી ભુલી જવા લાગો. મને એવું થયું, કે એ વાતથી હું હાથ ઉઠાવું, સબબ એબી મારા બાપનુજ લોહી હતું!"

"કેતું ઉદાર દીલ." **જેહાંગીરશાહ હીરાજી** વિશે મનમા વિચાર કરવા લગ્યા.

"તેણે અરધા કલાક સુધી કેટલાંક કાગજો ચીપી ચીપી વાંચ્યા." **હીરાજીએ** પાછું બોલવા માંડયું. "અને સેવટે તે ઉઠી ઉભો થઇને મને પુછવા લાગ્યો." **બેરીસટર સાહેબ,** આ કાગજો તમો કેવોછ, તેમ જો મારા બાવાજીએ લખીયાં હોયં, તો હું **નવલશાહ હીરજીનો** ખરો અને હકદાર દીકરો ગણાંઇ શકુજ નહી."

હું તેના આ સખુનો સાંભલી ગુપચુપ ઉભો રેહો, અને પાછું **નાદીરશાહે** વિચાર કરી બોલવા માંડયું. "વારૂં **બેરીસટર હીરાજી,** તમારા કુલના હકના પુરાવા માટે આ કાગજો સિવાય કાંઇ બીજી સાબેતી છે?" મે જવાબ દીધો. "હા સાહેબ. **નવલશાહ શેઠની** ઑફીસ્નો એક વિસ્વાસુ માણસ **લીમજી** ઉરફે **લીમ બકરો** એ વાતથી જાણીતો છે."

"**લીમ બકરો** તો આજ ધણું થયું ગુજરી ગીયોછ." **નાદીરશાહે** જવાબ દીધો. "તે હમારી ઑફીસમાં હતો ખરો."

"**લીમ બકરો** મરી ગયો છે, એ વાતથી હું બેખબર હતો. તુરતજ મેં **નુંનું** વિશે જણાંવી કહ્યું "**નુંનું** એ વાતમાં પોતાની જબાની આપવા તૈયાર છે, અને હાલ તે વરલીના બાંણુ ઉપર રેહછે.",

"અને **નાદીરશાહે** શું જવાબ દીધો.?" **જેહાંગીરશાહે** પુછ્યું.

"વરલીનાબાણુનુ નામ સાંભલી **નાદીરશાહ** જરા વિચારમાં પડયો.". **હીરાજીએ** વાત પાછી ચલાવી. "અને એકાએક તેને કાંઇ યાદ આવવાથી તે બોલી ઉઠયો. "શું વરલીનાબાણુ ઉપર નું નું રેહછે? પેલી સાંમરી જેવી, ઉંચા કદની, દીલ્લીવાન ઓરત! હા! હા! મને યાદ છે! હું શેઠની સાથે એ નું નું ને ત્યાં બે તન વખત ગયો હતો, એવું મને કાંઇ ધ્યાન છે ખરૂ."

"પછી એ સરવેનું સેવટ કયારે આયું?" **જેહાગીરશાહે** કંટાલી પુછયું.

"સેવટ ઉપરજ હું હવે આવી પુગોછ." **હીરાંજી** બોલ્યા. "બે તન મિનિટ **નાદીરશાહે** વિચ્યાર કરી મને પુછયું. **મી. હીરાજી** મેહરબાની કરી મારા બાપના આએ હકદાર અને સાચ્ચા દીકરા સાથે મને મેલવશો?" મેં તુરતજ જવાબ દીધો. "મોટી ખુશીથી સાહેબ. તે તમારી સાંમેજ ઉભેલો છે **મી. નાદીરશાહ**."

"મારા આ સખુનો સાંભલી, તેણે તુરતજ મારા બંને હાથ પોતાના હાથમાં પકડી લઇ કહ્યું. "ભાઇ! મારા ભાઇ! મારા દીલમાં તારે સારૂં કાઇબી કીનો કે કપટ છે નહી. તેં તારા હક સાબેત કરવા જેબી પગલાં ભરયાં છે, તે બરહક છે. તારી જગે જો હું હતે, તો હુંબી તેમજ કરતે. મારી એકજ અરજ તુને છે, અને તે એજ, કે **નવલશાહ શેઠ** કરાંચી ગીયા છે; તેવન પાછા ફરે ત્યાં સુધી તારે જરા ધિરજ ધરી થોભી જવું. તેવન આવશે એટલે આ વાતનો હું તેવન આગલ ખુલાસો કરશ, અને ભાઇ **હીરાજી** હું તુને વચન આપુછ, કે તારા દરેક હકને ઇનસાફ અપાવવાની હું તજવીજ કરશ. **નવલશાહનો** તું ખરો હકદાર દીકરો હશે, તો મને તારા હક ઉપર ખોટી તરાપ મારવી નથી. ફકત એકજ વાતનો મને ગમ છે, કે જો તારો હક સાબેત થશે, તો જે મનમોહન બાનુ સાથ હું અદરાબ ચુકોછ, તે બાનુને હું ખોઇ દેવશ!! પણ તેનોબી મને ગંમ નથી. એક હાથ ઉપર જોકે હું મારી વાહલી **ઝીલાને** ખોઇ દેવશ,

પણ તેને બદલે મારી ખરી અને સાચી માય, જેને મને નવ માસ પોતાના પેટમા રાખી ઉછેરયો, તે મારી વાહલી અને ખરી હકદાર માયને હું મેલવવા પામશ. ભાઇ **હીરાજી** આપણુ બંનેને સરખો લાભ થશે. તુને તારો હકદાર બાપ મલશે, મને મારી હકદાર માય મલશે. ભાઇ, માય જેવી મીઠી ચીજ આ દુનીઆમા બીજી હકતાલાએ પેદા કીધીજ નથી. સખુન એક માયમા સઉ કંઇ સમાય."

"શું ખરેખર તેણુ આવી રીતે તુને કહ્યું!" **જેહાંગીરશાહ** અજબ થાઇ બોલ્યા "

"બોલે બોલ." **હીરાજી**એ જવાબ દીધો.

"લુચ્ચો! હીચકારો!! નાતરસ ખુની!!!" **જેહાંગીરશાહ** મનમાં બડબડવા લાગ્યા. "છોકરો છોકરી હમના જણાઇ જશે!"

"પણ **હીલ્લુબાઇની નવલશાહ** તરફની બેવફાઇ દેખાડનારૂં છેલ્લું કાગજ મે **નાદરશાહને** હજી દેખાડયુ નથી." **હીરાજી**એ **જેહાંગીરશાહને** કહ્યું. "જેથી **હીલ્લુબાઇ**ની બેવફાઇ વિશે તેમજ **નવલશાહ** સાથ **હીલ્લુબાઇને** કચડાયું છે, તે વીશે એ જાણતોજ નથી."

"વારૂ હવે કેમ?" **જેહાંગીરશાહ** બોલ્યા.

"હવે એ ચાર દાહડામા **નવલશાહ** આવી પુગશે." **હીરાજી**એ પોતાની ગોઠવણો જણાવી. "તેવન શું જવાબ આપેછ તે ઉપર બધો આધાર રેહ્યો છે. તેટલાં આવતી કાલે, **નુંનુંના** ઘરની ઝડતી લેવાનુ વારંટ માજીસ્ટ્રેટ **મી. ખરશેદજી ખનડાલેવાલા** પાસથી લઇ **નુંનુંના** મકાનમાંથી **નવલશાહ** અને **હીલ્લુબાઇ**ના કાગજીઆં મારે મેલવવાં છે. હવે એ બાબદમાં તમારી કેવી સલ્લાહ **જેહાંગીરશાહ**?"

"આવી એક અગતની બાબદમા હું એકદમ આંખ વીચીને સલ્લાહ આપનાર નથી." **જેહાંગીરશાહે** ગમભીર જવાબ દીધો. "પણ **હીરાજી** તમારી મને ખરેખર દયા આવે છે."

"આ બાબદમાં મને મોટો ખરચ કરવો પડશે." **હીરાજી** બોલ્યા. "**નવલશાહ** જો મારો હક ના પાડશે, તો હું એ કેસ હાઇકોરટથી તે પ્રીવીકાઉનસીલ સુધી લડશ. મારો બાપ પોતાના જરના જોરથી ફાવી જવા ધારશે, પણ હું તેને બરોબર પુરો પુરશ. તેનો તેવો જવાબ મલતાંજ હું મુંબઇની બારના ચાર કાઉનસલને એકદમ 'રીટેનર' આપવા ધારૂં છું. તેમાં પેહલા **ઇનવેરારીટી** અને **મેકફરસન** અને **આ. ઓ. મેહતા** સાથ **મી. લેંગને** હું રોકવા ધારૂં છું. પછી ભલે બીજા જુનીયરોને **નવલશાહ** રાકે; પણ એ સરવે માટે મને પૈસાની મોટી જરૂર પડશે."

"પૈસા!!" **જેહાંગીરશાહે** અજબ થાઇ પુછ્યું. "શું. તમુને પૈસાની જરૂર છે? તમારાં નાંનાં—

"મારાં નાંનાં બીલકુલ રોકાઇ ગીયાં છે." **હીરાજીએ** જવાબ દીધો. "મે મોર્ટગેજ ઉપર મોટી રકમો ધીરીછે, અને બંગાલ બેંકમાં બાંધી મુદતે નાંનાં મુકયાં છે. વલી મીલના ચોરાંતીઆ એજંટોની મોહકાણમા શેરના ભાવ ગગડી ગયાછે. હમના હું **હીરાલુબાઇનાં** નાંનાં ઉપાડી કામ ચલાવી શકને, પણ આ બનાવ બન્યા પછી મને તેનું દોહડયુંબી લેવું હરાંમ છે."

"કાંઇ ફિકર નહી." **જેહાંગીરશાહે** જવાબ દીધો. "ગઇ કાલેજ મારી અગીઆર હજારની રકમ પાછી ફરી છે. તેનો જોઇએ તો તમે ઉપ્યોગ કરજો. હમનાં તે નાંનાંનો મને ખપ નથી."

**જેહાંગીરશાહ** તુરતજ ઓરડામાથી નિકલી હેઠલ ગયા, અને પોતાની તીજોરીમાથી એક નોટોનુ બંડલ લેઇ પાંચ મીનીટમા પાછા **હીરાજીના** ઓરડામા આવી બોલ્યા:—"લેઓ **હીરાજી** આ કટકા ગણી લેઓ."

**હીરાજીએ** ગણીને જવાબ દીધો. "થેંન્કસ. તૅન થાઉઝન્ડ થૅન્કસ!! જરા સબર કરો. હું એક રીસીટ લખી કાહડું."

"કાંઇ જરૂર નથી. હમના ઘણું મોડું થયું છે. રાત પરી તજદી ના લેવો. કાલબાલ મોકલી આપજો. ગુડનાઇટ-હીરાજી!".

**જેહાંગીરશાહ હીરાજીને** શેકહેન્ડ કરી નિચે ઉતરી પડયા, અને જમવાનુ કાહડવાનો પોતાના બબરચી **કાવલાને** હુકમ કરી પોતે બડબડતા ઇઝીચેર ઉપર પડયા.

"*બ્લેક મધર ટાકેટીવ! ઓહો! પોના નવ!! ચાલો ધારેલું કામ થઇ ગીયું અને દુનીઆ બધીની મેહનત બચી ગેઇ. **નુંનુંનો** ખુની મર્લાઓ અને આ મોટે ખાંચરેનો ભરમ ફુટો, તે જુદો. આએ તો ઘર બેઠા તડાકા!! હવે બાકી શું રેહ્યું? ફકત હવે પેલા સુંનાની કડીવાલા ખલાસીને શોધી કાહડું તો આ મારૂં કામ પુરૂ થાય."

**હીરાજીએ, જેહાંગીરશાહના** ગયા પછી, પોતાનુ ખાવાનું પોતાના ઓરડામા મંગાવી ખાઇ લીધુ, અને સુંનઇ **ઘેખરીને હીલ્લુબાઇની** ખબર અંતર પુછી, પોતાના ઓરડાને બંધ કરી ડગલો અને ટરકીશ કેપ પેહલી **સેતાનં બંગલાને** પાછલે દરવાજેથી સરવેની નજર ચુકાવી તે બાહર નિકલી પડયો.



* કરાં મારૂં ટાએલાંનુ ફરમાસુ ઇંગ્રેજી.



# પ્રકરણ ૭ મું

## વેલાતી બંગલો. ચાઇચાઇની મહમ ! રીગોલેટો !!



પાછલે બારણેથી હીરાજી નિકલી પડયો, અને તેની ઉપર કોઇની નજર પડી નહી. અને કોઇની નજર પડે તેમ હતું બી નહી. બાગમાથી થઇને બાહર રસતે પડવા તેને બહુ લાંબો કાવો લેવો પડયો, અને જેવો તે જાહેર રસતા ઉપર આવી લાગ્યો તેવોજ એક વીકટોરીઆમા બેસી તે બપકામાજ બોલ્યો. "ચલાવ—ગામદેવી."

ગામદેવીનુ નામ સાંભલી વીકટોરીઆવાલાએ ફડાક દઇને ઘોડાને ચાબુક ટડકાવ્યો, અને પોતાના બાહુતને કયાં જવું હતું તેની આબાદ અટકલ કરી, અરધા કલાકમાં ગામદેવીના એક મોહલ્લામાં લેઇ જઇ પોતાની ગાડી ઉભી રાખી.

ગામદેવી મધે એક બેઠા બંગલા આગલ તે ગાડી ઉભી રહી, હીરાજીએ ગાડીમાંથી ઉતરી એક રૂપીઓ ગાડીવાલાના આંગ ઉપર ફેકયો, અને પોતે તે બંગલામાં દાખલ થયો.

આ બંગલામાં આવી મોડી રાતે લંકા સલગી રહી હતી. રસતો જોકે મોડું થવાથી નવરો પડી ગયો હતો, પણ હજી સુધી બંગલામા ઇનકેન્ડેસંટ લીઇટ'ના ઝુમરો સલગેલાં હતાં, અને છુટાં છવાયાં લોકો રસતેથી આવતાં જતાં અંદર ટીકીટીકી જોતાં હતાં !

અને ટીકીટીકી જોવાનો સબબ ?

જેવો બાહરથી આ બંગલો દીપતો હતો, તેથી બેવડો તે અંદરથી સીંગારેલો હતો. ઉંચી કિસમની ઝાલરોથી બારણા અને બારીઓ દીપી રેહ્યાં હતાં. જમીન ઉપર ઇરાની 'ગાલીચો' અને ભીત ઉપર સુંદર ચિતારો, ઉમદા તસવીરો, અને મસ્ત મોટી આરસીઓ ટાંગેલી હતી.

હીરાજી આ ચાઇચાઇના બંગલાના એક દીવાનખાનામા જેવો દાખલ થયો, કે તેની નજર એક પતલી ઉંચી અને ઘણીજ સોહામની મદમ ઉપર પડી. તે મદમ સાહેબ એક સોફા ઉપર અધેલાઇ પડેલાં હતાં, તેની બરોબર પાસેજ હીરાજી બેધડક જઇ બેસી ગયો.

"અંતે તમે આવ્યા ખરા હીરાજી." પેલી મદમ અંણુકા કરી બોલી. "હું કાલની તમારી વાત જોતી જોતી ઠાકી ગઇ."

"હા. પણ મારાથી આવવાને બીલકુલ બન્યું નહી." હીરાજી જાણે દલગીરી બતાવતો હોય તેવે અવાજે બોલ્યો.

"બન્યું નહી !" પેલી મદમ ભવાં ચહડાવી બોલી. "અરે વાહ વાહ ! તમે શું મારી ફજેતી કરાવવાનો વિચાર કીધોછ હીરાજી? બન્યું નહી એટલે શું ? તમે સારીકાની જાણતા હતા, કે આજે મે મારા માંગનારાઓને વાએદો કીધો હતો ! પેલા ડાઇનીગ રૂમમા કારપેટ બંડાવી, તેના પૈસા સારૂ પેલો કંગાલ મુસલમીન આવી ગયો ! પેલી રબર ટાયરની લેનડોનુ બીલ લેઇ કોચ બીલડર આવી ગયો !! અને 'કૅપટન એનડરસન'પાસે લીધેલી ઘોડાની જોડીના બીલ માટે તેનો ઉઘરાણી કરનાર કેટલી તકરાર કરી ગયો !! અને તમે કેહવોછ કે બન્યું નહી !!! ટૉક સૅન્સ ! ટૉક સૅન્સ !!!"

હીરાજીએ મદમ સાહેબનુ ભાશાન નિચી મુંડીએ સાંભલી લીધું, અને જેમ તેમ હિંમત કરી બોલ્યો :—

"માઇ ડારલીંગ! ડોન્ટ ગૅટ એંગ્રી!! એક દાહડામા શું મોડું થઇ ગીયું. "**રીગોલેટા**!"

"એક દાહડો!" મદમ **રીગોલેટા** બોલી. "**હીરાજી**! આઇ ટેલ યુ, ધીસ ઇઝ ઇનટૉલરેબલ!! જો એવીજ રીતે તમો તમારા "પ્રોમીસ" પાલવાના હોવે તો સાહેબ મેહરબાન."

"**રીગોલેટા! રીગોલેટા**!!" **હીરાજી** વાત બેહકેલી જોઇ હસવાનું ડોલ ઘાલી તેણીનો હાથ પકડી બોલ્યો, "માઇ ડીયર! માઇ એનજલ!!"

"ફાઇ!!" **રીગોલેટા** ધિક્કારથી બોલી. "**રીગોલેટા**. એવી મુરખ નથી કે ઘડી ઘડી તમારાથી ઠગાઇ જશે. તમારાં જેવા બેવફા પારસી—

"બેવફા!! માઇ ગૉડ!!!" **હીરાજી** પોતાની છાતી ઉપર હાથ મુકી બોલ્યો. "રીગોલેટા, હું બેવફા!!! આટલાં વરસ નહી અને આજે હું બેવફા થયો!!! જરા ઠંડી પડ! જો હું વારે વાસતે કાંઇ નવી ચીજ આજે લાવ્યો છુ."

**હીરાજી**એ પોતાના પાટલુનના ગજવામાંથી એક મોરક્કો લેધરનો સુંદર ન્હાનો કેસ કાહડી, તે ઉઘાડી તેમાથી એક 'બ્રેસલેટ' કાહડી **રીગોલેટાને** આપી બોલ્યો:—

"લે, **રીગોલેટા**. આ બ્રેસલેટ, જે તુંએ મારકસને ત્યાં જોઇ પસંદ કીધી હતી, તે હું તારે સારૂ લાવ્યો છું. કેવા સરસ હીરા છે? ઍહ!"

**રીગોલેટા** તે બ્રેસલેટ જોઇ, તપાસી ને બોલી. "શો કેસમા જેટલીસારી લાગતી હતી તેટલી હમના નથી લાગતી. આ સુધાં બધી મલી મારી પાસે બાર થશે. છો પડી ચાલશે.?"

**રીગોલેટાને** અનમનથી બોલતી જોઇ **હીરાજી** કકલવા લાગ્યો. આ મોઘી બ્રેસલેટ, **રીગોલેટા** માટે તે એવું ધારી લાવ્યો હતો, કે મદમ

સાહેબ તે લેઇ ખુશ ખુશ થઇ જશે. પણ **રીગોલટાએ** આવી કીમતી ભેટને નજીવી ગણુવાથી તે દલગીર થાઇ બોલ્યોઃ—

"ખરેખર હું કમનસીબ છેઉં, કે આ બ્રેસલેટથી તું ખુશી થતી નથી."

**રીગોલેટા હીરાજીના** બોલો સાંભલી એકદમ હસી પડી, અને **હીરાજી** ખશીઆણો પડી ગયો.

"આહા ! માઇ ફ્રેન્ડ !" **રીગોલેટા** અણુકામા બોલી. "તમે મારે સારૂ એક 'પ્રેઝન્ટ' લાયા તેનો બદલો મારી પાસે ઉભાઉભા માગોછ ? તમારી બ્રેસલેટથી હુ ખુશી નહી થઇ, તેમા શું તમે મને ઠપકો આપોછ ? શું હું મારી ખુશાલી નાચી કુદીને તમુને દેખાડુ ? નહી તો શું તમારી આ બ્રેસલેટ કોઇ પાડપડોસીને દેખાડી તેની આગલ તમારી વખાણ કરૂ ? અને તેમબી જો તમુને પસંદ નહી હોય અને તમારી મરજી હોય તો હું જાહેરખબર છપાઉ ?"

"**રીગોલેટા** તારે જો કજીઓજ મારી સાથ કરવો હોય, તો તારો વિચાર મને કાંય તું જણાવતી નથી !!" **હીરાજી** જરા ચીરડાઇને બોલ્યો. "આવી રીતની મારી મજાક કરવાનુ શું કારણુ છે ?"

"હવે તમારી સુધ ઠેકાણે આવેલી મને લાગેછ ખરી." **રીગોલેટા** બોલી.. "તમો જબરા આપમતલબી ઠગારા છો. તમે ગેઇકાલે આઠ હજાર રૂપીઆ સારૂ મને જે કબુલાત આપી હતી, તે કયાં છે ? તેને બદલે બ્રેસલેટ લાવી તમે મને ઠગવા બેઠા છો!"

"તે નાંનાં હું મેલવી શકયો નહી, તેથીજ હું આવ્યો નહી." **હીરાજીએ** જવાબ દીધો. "આજેબી હું આખો દાહડો તે નાંનાંને સારૂં રોકાયો હતો, અને તે મેલવવા પામીયો નહી. પણુ એક અજાએબ સંજોગ વચ્ચે એક બે કલાક થયાં ઘરબેઠાં આવી એક જન મને તેટલી રકમ ધીરી ગયો."

"એક આંઠ હજાર ટીક્કડી તમે મેલવી શકયા નહી **હીરાજી**!" **રીગોલેટા** ચસકા કરી બોલી. "તમે બેરીસટર જેવા બેરીસટર! કેમબ્રીજના બી. એ. !! વારી બંગલે રેહનારા અને ઘોડાની ગાડીએ ફરનારા! યુનીવરસીટીના ફૅલો, અને કૉરપોરેશનના મેમબર! વલી જે. પી. લોકોમા જાણીતા અને મુંબઇના માનીતા, એક આંઠ હજાર ટીક્કડી મેલવી શકયા નહી!!"

**રીગોલેટા** આવી કિસમના તાના મારી સોફા ઉપર અઘેલાઇ પડી ખડખડ હસવા લાગી, અને **હીરાજી** ખસીઆણો પડી નીચી મુંડીએ બેસી રેહ્યો.

"હુ સમજી." તે પાછી બોલવા લાગી. "ત્યારે તમે હવે તવંગીરીમાથી ગરીબીમા આવી ગયા છો, એમ તમારૂં કેહવું છે. આવતી કાલે તમે હવે આવીને મને એમ કેહજો કે હું ઘણોજ ગુચવાડામા આવી ગયોછું! અને પરમ દાહડે એવીબી ખબર આપવા આવજો કે તમે બીલકુલ ખુવાર થાઇ ગયા છો! મારાથી છુટા પડવા માટે તાલ તલાવટનો ઠીક શોધી કાહડી છે **હીરાજી**? શેંમ!"

"મતલબી ઓરત!!" **હીરાજી** નિરાસ થઇ સોફા ઉપર પડયો પડયો આ સખત તાનાજાનીના સખુનો સાંભલી બડબડતો હતો, પણ ધસીને એક હરફ પણ **રીગોલેટાને** કેહવાની તે હિંમત કરતો નહી હતો.

"મારા કમનસીબ દોસત!" **રીગોલેટાએ** પાછો તાનાજાનીનો મારો શરૂ કરવા માંડયો. "**હીરાજી** ફિકર ના કરો! મુંબઇમાં મારી જાતવાલી હંગેરીયન ઓરતો વચ્ચે હું તમારે માટે એક ઉઘરાણાનુ લીસ્ટ ફરતું કરૂં તો કેમ વારૂ!"

"**રીગોલેટા** તુને મશકરી કરી સુજે છે!!" **હીરાજી** અંતે ગુસ્સાથી બોલ્યો. "પણ હું તુને કેહુછ કે મારી હાલત ઘણીજ બુરી થઇ ગઇ છે. જે કાંઇ મારી પાસે હતું તે સરવે હું તારી પાછલ ખરચી છુટો છું."

"શું ખરેખર!" રીગોલેટા મજાકમા તાના મારવા બોલી. "અફસોસ!" શું આટલી લાંબી મુદતની આપણી દોસતીનો હવે આવી રીતે છેડો આવશે?"

એવી રીતની ટપાટપી રીગોલેટા અને હીરાજી બેરીસ્ટર વચ્ચે વેલાતી બંગલા મધે લાંબો વખત ચાલુ રહી.

મારા પ્રિય વાંચનારે જાણી લીધું હશે કે આ

'રીગોલેટા કોણ હતી?'

રીગોલેટા એક ઘણીજ સુંદર દેખાવની અને મનમોહન ચેહરાવાલી પચીસ વરસની જવાન હંગેરીયન ઓરત હતી. પોતાને વતનથી રીગોલેટા મુંબઇમાં કાંઇ ધંધો કરવાની મકસદથી આવી હતી અને કોટમા રામપાર્ટરો મધે, એસ્પ્લેનેડ હોટેલની સાંમે એક કુસાદે દુકાન ભાડે લઇ, લેસ અને રીબન ઉપરાંત ઇંગ્રેજોને ખરનાં રેસમી કાપડનો ધંધો તેણીએ ચાલુ કીધો હતો. વેલાતથી આવી હીરાજીએ પોતાની પ્રેકટીસ જે વખતે તુરતની શરૂ કરી હતી, તેજ વખતે રીગોલેટાએ કોટમાં પોતાની કાપડની દુકાન ઉઘાડી હતી. હીરાજીની હાઇકોરટમા આવતાં જતાં આ ઓરત ઉપર નજર પડી, અને નજર પડતાંજ હીરાજીની ખાટીમીઠી મંન્છા રીગોલેટાની દોસતી માટે થઇ. લંમબાનથી કેહવાની જરૂર નથી, કે હીરાજી પોતાના પૈસાના જોરથી રીગોલેટાને પોતાના આસરા હેઠલ ઘણીજ સેહલાઇથી લઇ બેઠો. હીરાજીને આધારે જઇ વસ્યા પછી, રીગોલેટાએ પોતાની દુકાન કાહડી નાખી, અને હીરાજી રીગોલેટાને અમનચમનમા રાખવા લાગ્યો. પોતાની ઇજતના બચાવ માટે અને જે જે આબરૂદાર મંડલમા પોતે ફરતો હતો, તે મંડલોની નજર ચુકાવવાની મતલબથી હીરાજીએ ગામદેવી જેવા એકાંત અને નવરા લત્તા ઉપર રીગોલેટા માટે એક બંગલો ભાડે લીધો, અને તેને સંમપુરણ રીતે સારા 'ટેસ્ટથી' સંનગારી રીગોલેટાને રેહવા લાયક બનાવી દીધો.

પણ એટલુંજ કરવામા **હીરાજીએ** પોતાની સલામતી જોઇ નહી. **રીગોલેટા** ગાંમદેવીના લત્તા ઉપર જઇ રેહવાથી આસપાસના લોકોમા વાત ચરવાય, અને તેથી **હીરાજીનો** સંબંધ ખુદા ન કરે ને જાહેરમા આવે તો તે વાત બેશક તેના જીવ ઉપર આવે, એવું સમજી, આ મદમ સાહેબના બંગલાને '**બીલાતી બંગલો**' એવું નામ આપ્યું, અને દરવાજા ઉપર, '**નો એડમીશાન વીધાઉટ પરમીશન**' એવું એક પાટીયું મારયું.

**હીરાજી રીગોલેટા** ઉપર બેહદ પ્રિત રાખતો હતો. બરૂ કહીએ તો **રીગોલેટા** ઉપર તે ઘેલો ગાંડો થઇ ગયો હતો. **રીગોલેટાના** દરેક પડતા સખુન **હીરાજી** વગર ધીલે ઉંચકી લેતો હતો. **હીરાજીએ** તેણીને એક નીચ ઓરતની હાલતમાંથી ઉચકી, ઉચામાં ઉંચી મોજ મજાહ ચખાડવામાં કાંઇબી કચાંસ રાખી નહી હતી. ગામદેવી ખાતેના બંગલામાં કિમતી કારપેટો, સુંદર ચીતારો, ઉંચી કિસમનુ ફરનીચર, મોંઘી કિમતના પોશાકો, ઉમદા જહવેરાતો અને તે ઉપરાંત ગાડી અને ઘોડા તથા નોકર અને નફર, એ સરવે **રીગોલેટાને હીરાજીએ** પોતાને પૈસે વગર આનાકાનીએ પુરાં પાડયાં હતાં.

પણ એક અગતનો સવાલ એ હતો, કે આ વગર ધણીની ધણીઆની **હીરાજીને** તેની આટલી બધી જાનફેસાનીના બદલામાં શું ખરેખર ચાહતી હતી?

ખરી વાત તો એ હતી કે જ્યારે **હીરાજીની** નજર **રીગોલેટા-મા** ઠસી ગઇ હતી, ત્યારે **રીગોલેટાની** નજર **હીરાજીના** પૈસામાં ભરાઇ હતી.

અફસોસ! ભણ્યા પણ ગણ્યા નહી! અનુભવ વગરનુ આદમી ચાહે તેટલી હુશીઆરી છતાં હેવાનથી બદતર હોય છે.

**હીરાજીની** હાલત તેવીજ હતી. **રીગોલેટા** ઉપર તેની પ્રિત દીન જતે વધતીજ ગઇ. પ્રિતની અગને તે એટલો તો અહેખો થઇ ગયો, કે

રીગોલેટાને કોઇનીબી સાથ **હીરાજી** મલવા કે ભેટવા દેતો નહી હતો. એટલુંજ નહી, પણ નાટક કે કોનસર્ટ જેવે વખતેબી તેણીને વરસમાં એકબી વખત બાહર ફટકવાની **હીરાજીએ** મનાઇ કરી હતી. **રીગોલેટા** તે સઘલું **હીરાજીનો** આસરો ખોઇ નહી દેવાની મતલબથી સાંખી જતી હતી, પણ તેમ કરતાં હવે તેણીના જીવ ઉપર આવ્યું હતું. અને આજે જ્યારે **હીરાજીને** મોહડેથી તેની ખરી હાલત **રીગોલેટાએ** જાણી ત્યારે તે છેડો છોડવવાની તજવીજ કરવા લાગી.

આજે **રીગોલેટાની** સંગતમાં પડીઆને **હીરાજીને** દસથી વધુ વરશ થયાં છે. એ વરશના અરસામાં **હીરાજીએ** પોતાની સરવે ખાનગી કમાઇ **રીગોલેટાને** ખવાડી દીધી છે. એટલુંજ નહી પણ વાંચનારે જાણવું જોઇએ કે **હીલ્લુબાઇને** 'લીગલ સૅપરેશન' ના બદલા તરીકે **નવલશાહ** તરફથી મલેલા પચીસ હજાર રૂપીઆનો પણ આ બેરીસ્ટરે પોતાની આ વેલાતી ધણીઆનીની સંગતમાં ડારવાટલો કીધો છે. હવે તેની પાકીટનું તલીયું આવ્યું છે, છતાં **રીગોલેટાને** મુકી છુટવા તે ના રાજી છે.

જે ઘણા સ્યાના, ઘણા ડાહ્યા, અને ઘણા સમજુ હોય છે, તે બાજે વખત ઘણા ઘેલા, અને ઘણા બેસમજ બને છે.

હાઈ કોરટના બારનો **હીરાજી** જેવો એક ચંચલ 'મેમબર,' મુંબઇની 'યુનીવરસીટી' નો સરકાર તરફથી નીમાયલો એક 'ફૅલો,' કેમબ્રીજની યુનીવરસીટીનો બી. એ. !! અને મ્યુનીસીપલ કૅારપોરેશનનો સભાસદ એક અદના ઓરતની પ્રિતમાં ફસી પડી, ગોયા તે ઓરતનો ગુલામ બન્યો હતો. તેની પ્રીતમા તે દીવાનો થયો હતો. પણ હવે તે ઘણોજ પસતાતો હતો.

પણ એ પસતાવો બહુજ મોડેથી તેને થયો હતો. તે પસતાવો તેને પોતાના પૈસા ખોયાથી થતો હતો, પણ હજી બીજા પૈસા તેને મલે, તો **રીગોલેટાંને** છોડવા તે નારાજી હતો. **રીગોલેટા, હીરાજીને**

પોતાની મરજી માફક નચાવતી હતી. જો તે ગુસ્સાથી જરા દમ કરી બોલતી તો **હીરાજી** 'ટાટ' થઇ જતો! તેમજ જરા હસીને નખરાં કરતી તો **હીરાજી** પોતાને થયલું અપમાન અને દુઃખ સરવે ભુલી ખુશ ખુશ થઇ જતો હતો.

"વાહલા **હીરાજી**, દલગીર ના થા." **હીરાજીને** મનાવી લેવા **રીગોલેટા** બોલી. "હું તમુને અપમાન કરવાની મતલબથી કાંઇબી બોલી નથી. આજ સહવારથી મારો જીવ દલગીર થયો છે, અને હવે મારા જીવને કાંઇ ગમતું નહી હોય એમ મને લાગે છે.

**રીગોલેટાના** મનાવવા આગમજ **હીરાજી** મનાઇ ગયો, અને સઘલું આગલું પાછલું ભુલી જઇ બોલ્યો. "હું લાચારછું. તુને રાજી રાખવા હું કાંઇબી નહી કરૂં, એમ તું સમજે છે **રીગોલેટા**? તુને રાજી રાખવા બલેવને દાહડે મારી લોડજનુ ડીનર હતું ત્યાંબી હું નહી ગયો, અને તુને હું નોવેલટી થીએટરમાં લેઇ ગયો.——

"પણ ત્યાબી તમે આખી રાત અનમનીયા જેવા ઉદાસ બેસી રેહ્યા." **રીગોલેટા** બોલી. "જાણે લોડજમાં ખાવાનું ચુકયાથી કેવી એક બાંધી મારવાની સજા થવાની હોય તેમ! પણ એ હું બધું સમજુછ **હીરાજી**. તમુને મારી સાથ જાહેરમાં ફરતાં અને મને તમારી સાથ જાહેરમાં ફેરવતાં તમુને શરમ લાગે છે. તે દીવસે નોવેલટી થીએતરમાંબી મારી સાથે આવવા તમે ના પાડી, મને એખલી મોકલી પાછલથી તમે એખલા આવ્યા. **હીરાજી** તમે શું મને નાહલ્લી છોકરી સમજોછ. હું સઘલું જાણુછ કે તમો તમારી ઇજતની પરવા કરી મને અપમાન કરોછ."

"હવે **રીગોલેટા**." **હીરાજી** પોતાનુ ઘડીઆલ કાહડી બોલ્યો. "એક કલાક થયો, પણ આપણી વાતનું સેવટ આવ્યું નહી. હવે મને તારી રજા છે ડારલીંગ? મારાં માય ઘણાજ સીક છે?"

"માઇ ગૉડ" **રીગોલેટા** અજબ થઇ બોલી ઉઠી. "એટલા જલદી આજે?"

"હા ડીયર." **હીરાજી** ટેબલ ઉપર **જેહાંગીરશાહે** આપેલી નોટનું બંડલ કાહડી ગણીને બોલ્યો. "વાહલી **રીગોલેટા** લે આ આઠ હજારની નોટ છે. એ ગણી લે. મારાથી થોડા દાહડા હવે તારી પાસે આવવાને બનશે નહી ડીયર."

"કેમ **હીરાજી**!" **રીગોલેટા** એકદમ બોલી ઉઠી. "તમે બાહરગામ જવાના છેઓ કે શું?"

"નહી? હું મુંબઈમાજ છેઉ. પણ એક ઘણાજ અગતના કામમાં મને આવતી કાલથી રોકાવું પડશે." **હીરાજીએ** **રીગોલેટાના** બંને હાથ પોતાના હાથમાં પકડી કહ્યું. "જો મારૂં તે કામ પાર પડયું, તો એમ સમજ કે આપણ——.

"નહી **હીરાજી**, મને એમ ભેદમા ના રાખો." **રીગોલેટા** આજીદ થઇ બોલી. "તે કામ શું છે તે મને કેહવો? મને કાય નહી-

"હમના નહી ડીયર."

"હું અરજ કરૂંછ કે——

"નહો! નહી!! વાહલી **રીગોલેટા**, મને માફ કર." **હીરાજી** **રીગોલેટાનુ** મોહડું પોતાના બંને હાથમાં પકડી બોલ્યો. "નક્કામી આસ રાખી પાછલથી નિરાસ થવું શું કામ? સાંભલ પ્યારી, હવે પછી તું કોઇબી માણસને મારે ઘેર મોકલતી ના, સમજી? મારી ઉપર કાંઇ કાગજબી લખતી ના!! જો તું મારૂં કહ્યું નહી કરશે, તો તેથી મને તુ મોટું નુકસાન કરશે **રીગોલેટા**."

"ત્યારે તમે મને કેહવાના અખાડાજ કરોછ નહી."

"આજે તો નહી, પણ જ્યારે ફરીથી મલશ ત્યારે તુને જરૂર જણાવશ." **હીરાજીએ** શેકહેન્ડ કરી કહ્યું.

"વારૂ **હીરાજી** તમે તમારો ભરમ મને કેહવા નથી માગતો, તો તેની ચીંતા નહીં." **રીગોલેટા** બોલી. "પણ કોઇબી રીતે મને

ઠગવાની તજવિજ કીધી, તો યાદ રાખજો કે તેમાથી સારો સાર નિકલવાનો નથી."

**હીરાજી, રીગોલેટાને** મુકી ઝડપથી બાહર નિકલી પડયો, અને **રીગોલેટા** બારીની આગલ ઉભી રહી તંન જનો જોઇ મનમા બડબડવા લાગી:—"એની ભેદભરી ચાલચલણુની મન કાઇ સમજ પડતી નથી. જ્યાં છે ત્યાં કાંઇ ઉંડાં પાણીમા આં.પારસી ફરતો હોય એવું મને લાગે છે. એ શું કેહી ગીયો! ઠોડા દાહડા આવવાને બનશે નહીં, અને મારે કાગજબી લખવું નહીં, તેમજ માણુસનેબી મોકલવું નહીં.!! મને શક જાય છે, કે એ પરણુવાની તૈયારી કરવામા પડેલો છે. અને જો તેમજ હશે, તો એ જરૂર મને મુકી દેવાનો!! એમજ હશે. અને એમજ હું ધારૂછ. **હીરાજી** ઓ **હીરાજી**!! મને તારી ઉપર નજર રાખવી પડશે, સબબ તારા જેવી સુંનાની ચલ્લીને **રીગોલેટા** એકાએક હાથમાથી જતી મુકે એવી તે કાચી નથી. મને તારી પુઠ પકડી, તું શું કરે છે તેની બરાબર ખબર રાખવી પડશે.".





# પ્રકરણ ૮ મું.

## હીરજીભાઇનો ઘરટલો.



ત મોડી થઇ હતી. સુમારે વખત સાડા બારનો થયો હતો.

હીરાજી જેવો પેલાતી બંગલામાથી બાહર નિકલ્યો તેવોજ એક વીકટોરીઆમાં બેસી સેતાન બંગલા તરપ નિકલી ગયો: ત્યાં પુગતાંજ, જેવી રીતે તે પોતાના મકાનને પાછલે દરવાજેથી બાહર નિકલી પડયો હતો, તેવીજ રીતે પાછો તે મકાનમા દાખલ થાઇ, ગુપચુપ પોતાના ઓરડામા જઇ સૂઇ ગયો.

**હીરાજી** સુતો ખરો, પણ તેની આંખ લાગી નહી. તેના મગજ ઉપર અસાધારણ ચીંતાનો બોજો પડેલો હોવાથી, તે જાગતોજ હતો. રાત આગલ વધી અને અંતે ઘડીઆલમા એની ઢકોરી ગણી, અને તેજ વખતે **સુનાઇ ઘેખરીએ** બાહરથી દરવાજો ઠોકયો.

"બાવા **હીરાજી**! ઓ **હીરાજી**!! જરા બારણુ ઉઘાડો ઝરૂં! ઓ **હીરાજી**! **હીરાજી**!! ઓ **હીરાજી**!!!"

"કોણ છે?" **હીરાજી** એ **સુનાઇનો** અવાજ પીછાણીઆ છતાં પુછીયું.

"અરે એ તો બધી મરી જાઉં હું છેઉ. **સુનાઇ ઘેખરીએ** બાહરથી જવાબ દીધો. "જરા બારણુ ઉધાડો બા !! હું તન તન વખત બારણુ ઠોકી પાછી ગેઇ બા."

"સબર ! સબર !!" **હીરાજી** જાણે ઉંઘમાથી ઝપકી ઉઠયો હોય, તેવુ ડોલ ઘાલી બારણું ઉઘાડી બોલ્યો. "મારી આંખ લાગી ગઇ હશે. !! કેમ વલી શું છે ?"

"પાણી ભરાઇ ગયાં ને બા. પુછોછ શું મરૂ !" **સુનાઇએ** પોતાની 'ફાશીન' પ્રમાણે કહ્યુ. "બધું રંધાઇ સીંધાઇ ગીયું ! હાથ તીયાં હાથ ને પગ તીયાં પગ છે. બારવાગેનો વરટલો ચાલે છે."

"ચાલો ચાલો હું આયો."

**હીરાજી સુનાઇઘેખરીને** પાછી **હીલ્લુબાઇની** આગલ મોકલી પોતે બદીઆન પેહરવા ઓરડામા રોકાયો, અને **સુનાઇ ઘેખરી** ધીમે અને બારીક અવાજે **હીરાજી** આગલથી મરસ્રીઆના અવાજનો લેહકો કાહરતી **હીલ્લુબાઇનાં** ઓરડા તરફ ચાલી.

"તારાં દુઉઉઉખ મારાથી નહી જોવાતાં મારી આઈ બાઇઓરે- કોઇ દાહડો મર કરીને મને કેહું નથી મારી ગરીબ ગાયરે—તારાં દુખીઆં જાલમ જંમ જેવાં થયાં મારી આઇબાઇઓરે—તારી ઉપર દોરા દોરી કરનારૂં કોઇ મલે નહી મારી ધોરનરે—તારી પરથી દીલ ઉતારા બધાંના થઈ ગીયાં મારી આઇ બાઇઓરે—અરે અરે—**હીલ્લુબાઇ** આખર દગો દીધો———

"ચુપરાવ યું ડેમ સ્ટુપીદ ઇડીયટ." સુનાઇનો છાતી ફાટે તેવો ફુલાપીતવાલો રાગડો **હીરાજીને** કાંને પડતાંજ તેણે એકદમ બુમ પાડી કેહ્યું "એવી રીતે તમે સીક આદમીની માહવજત કરોછ કે ? કાલનો દુકાલ તમે આજે પારવા માંગોછ કેમ ?"

"નહીરે મરૂં નહી !૧ મુકુ જે મારી છાતી છે તે—કરીને —જરા ભરાઇં આવી તે જરા—"

"મકું જે શું, અને જરા શું બરયુંછ." **હીરાજીએ** સમજ પાડી. "અરધી રાતના એ શું ઢોગ લેઇ બેઠાંછ."

**હીરાજી સુનાઇ** સાથ **હીલ્લુબાઇના** ઓરડામા દાખલ થયો, અને **હીલ્લુબાઈને** તપાસી જોયા બાદ, નર્સને ઉપર ટપકેની હકિકત પુછી.

"નર્સ, ડાકટર **મારટનના** જણાવ્યા પ્રમાણે દવા તો ચાલુ છેની?"

"હા સાહેબ." નર્સ બોલી. "ડાકટર **મારટન** કેહી ગયા કે કેસ બગડતો જાય છે, અને તેટલાં સારૂ આવતી કાલે સહવારના તેવન ડાકટર **બાહદુરજીને** લેઇને સાથે આવવા કહી ગયા છે."

"એવનની તબીયત કેમ છે?" **હીરાજીએ** સવાલ કીધો.

"જેમ છે તેમજ છે. પણ જે બકબકારો એવન કરતાં હતાં તે બંધ છે." નર્સે ખુલાસો કીધો. "અને બેભાન હાલતમાં અગીયાર વાગતેના પડયાં છે. ચેહરો બીલકુલ ફિક્કો પડી ગયોછ, અને ડોલા ફંડી જોયા કરે છે ખરાં, પણ કોઇને ઓલખતાં નથી. એવન તમુને જોય છે ખરાં, પણ તમુને ઓલખતાં નથી."

"જેમ ખુદાની મરજી !!" **હીરાજી હીલ્લુબાઇ** તરફ દયા ભરી નજરથી ટીકીટીકી જોઇ બોલ્યો. "આવા ધાસતી ભરીઆ કેસમાં ખરેખર ડાકટર **બાહાદુરજીની** મદદની ઘણીજ જરૂર છે. નર્સ જેમ ડાકટરે કહ્યું હોય, તેમ તમારે ખોરાક પાણી ચાલુ રાખવું, અને દવાનો વખત ચુકવો નહિ. હું જાઉછ. મારૂ જો કામ પડે તો તુરતજ મને બોલાવજો."

**હીરાજી હીલ્લુબાઇની** તરફ ફરીથી નજર કરી તેવનના મોહડાં ઉપર હાથ ફેરવી પોતાના ઓરડામાં ગયો. **સુનાઇઘેખરી** પોતે એક ખુનામાં બે ખુરસી સાથે ગોડવી તે ઉપર મરીયાં વારી ગોડવાઇ ગેઇ, અને નર્સ **હીલ્લુબાઇને** દુધ, પાણી તથા દવાઇ વગેરે ડાકટરના કહ્યા પ્રમાણે આપી પોતે પોતાની જગ્યાએ જઇ બેઠી નહી, તેટલાં **સુનાઇઘેખરીએ** ઘરોઘર ઘોરવા માંડયું.

પણ સુનાઇ ઘેખરીના ઘોરવા સામે નર્સે જબરો વાંધો લીધો. દરદીના ઓરડામાં આવી રીતની ગડબડ તેણીને ગમી નહી અને તુરત તેણીને ઉઠાડી કહ્યું:-

" જો તમે એવી રીતે ઘુરવાના હોવો તો બેમાંથી એક કરો. જોઇએ તો બેસીને જાગ્યા કરો, નહી તો ઓરડામાંથી બાહર જાઓ."

" ઓલેરે !! " સુનાઇ છછણી પડી. " ઘરાની લેનારી તું વરી અધુરી ઉતી તે તું કાંથી ફુટી નિકરી !! અરે-અરે-મકુંજે-નસ-દેખોની મદમ માય, એ તો બરયું—છે—તે—હમારા નાકમાં તપખીર છે કેની તેથી એમ—

પણ 'મદમમાયના' ધ્યાનમાં ઘેખરીની 'લોજીક' ઉતરી નહી, અને જો ફરીથી તે ઘુરશે તો ઓરડામાંથી તે તેણીને જરૂર બાહર કાહડશે એવી ધમકી આપી. થોડીવારમાં પાછલી રાત પડી અને ઘડીઆલમાં ત્રણની ટકોરી વાગી.

"લે મુવા તનબી વાગા." સુનાઇ ઘેખરી ખુરશી ઉપર બેઠી થઇ પોતાની ફરમાસુ હીનદુસ્થાનીમાં બોલી. " ઑાય મરઘા વાસેગા, ને સેતાન દફે થાએગા. અને ડાકટર બાહદુરજીબી આવેગા."

" બસ બસ. તમે કેટલી ટકરાર કરોછ." નર્સે સુનાઇને મુગું રેહવા કહ્યું. " જરા દરદીને નિરાંતે પડી રેહવા દેવાને બદલે તમે તેની નિરાંતમાં ખલલ કરોછ."

" મરેરે આએ શું મોલકાન !!" સુનાઇ મનમા બડબડી. " રાંડનો છીકબી છીકવા દેતી નંથી !! ચાલ કરતી પાયજા જરી લેઉ તેટલાં પાછલી રાત પડશે. મકુન્જે હમ કસ્તી પાયજા કરવાનેકુ જાના મદમ માય. તુમ જરા બાઇને તપાસજો હં."

* * * *

જેમ તેમ ઘાંતે દોરડી બાંધી, સુનાઇએ રાંત પુરી કીધી,

અને સહવાર પડતાંજ ડાકટર **મારટને** આવી **હીલ્લુબાઇને** ફરીથી તપાસી પોતાનું મોહડું કુમલાવી વીચારમા પડયો.

"એહ બાવા મકુન્જે શું છે?" **સુનાઇએ** માંથુ વચમાં ખોસ્યું. "સારી કાની છેની? મરી જાઉ બધી કાંઇ એવી દવા આપો કે ફરતાં હરતાં થઇ જાય?"

"**હીરાજી** કયાં છે?" ડાકટર **મારટને** પુછયું.

"ઓરડામાં છે બાવા; બોલાઉ?" **સુનાઇએ** જવાબ દીધો.

"કાઇં નહી હુંજ તેવન પાસ જાઉછું."

ડાકટર **મારટન** નર્સને જોઇતી તાકીદ આપી **હીરાજીના** ઓરડામાં ગયા. ત્યાં તેવને લાંબો વખત **હીલ્લુબાઇના** કેસ વિશે વાતચીત કીધા બાદ, અંતે ડાકટર **બાહધુરજીને** તેડવા ડાકટર **મારટને** ભલામણ કીધી.

મોંટો ડાકટર આવવાનો છે, એવી પેહલી ખબર ભોયતલી-એના કાવલા બબરચીને **સુનાઇ ઘેબરીએ** પોહચાંડી અને કાવલાએ નવ વાગાબાં તે ખબર પોતાના શેઠ **ખા. બા. જેહાંગીરશાહને** કાને પાડી. તે ઉપરાંત કાવલો જયારે બજારમાં ગયો, ત્યારે પાડપાડોસીને ખબર આપવાને તે ચુકયો નહિ, અને બજારમાં પોતા-ના દોસ્ત આશનાવોને પણ જણાવવામાં પોતાની ફરજ સમજી ટકા ચહડાવી કહ્યું:—"**હીરાભોગીના હીલ્લુબાઇ** ઉપર કાલની દોડાદોડ પડે છે! તન તન ડાકટરોની 'કમીટી' આજે દસ વાગે બેસવાની છે, અને બબે ઘોડાની ગાડીએ લોક ઉપર લોક **હીલ્લુબાઇને** જોવા આવે છે.'

અને ખરેખર! દસ વાગામાંતો કાવલાએ ફુકેલાં રણસીંગડાંની એવી તો અસર થાઇ કે **હીરાભોગીના હીલ્લુબાઇને** જોવા પડો-સના બંગલાઓમાંથી **વાહડીઆવાલાંઓને** ત્યાંના, અને **પટેલચા-લાંઓને** ત્યાંના, **મુગાજને** ત્યાંના અને **બોહલાહોમજને** ત્યાંના,

**ચમારબાગવાલાં** અને **સોપારીબાગવાલાં** ઉપરાત કોટ અને **તારદેવ** તથા **ગીરગામ** અને **મજગામવેરથી** **હીરાજીના** અને **હીટલુબાઇની** ઓલખાણ પીછાણવાલાંઓ બગ્ગે અને એકએક ઘોડાની ગાડીએ **આવવા લાગ્યાં.**

નખોદનુ નગારૂ !! **હીરાજી** આ ન ધારેલી ધમાલથી હરનફાર થઇ ગયો. **હીટલુબાઇની** બીમારીની ખબર આગની માફક કેવી રીતે શેહરમાં ફેલાઇ ગઇ અને કેમ ફેલાઇ ગઇ, તેના વિચારમાં **હીરાજી** પડયો. !! અધુરામાં પુરૂં તેવામાં બીજે દાહડે ન્યુસપેપરવાલાં-ઓએ, પોતાના હમેશના રાબેતા પ્રમાણે "હમારા સાભલવામાં આવ્યું છે કે ઇત્યાદી ઇત્યાદી. * * * * *
અને "જણાવવાને ભારી ખેદ ઉપજે છે કે ઇત્યાદી ઇત્યાદી" એવી કિસમના ગોઠવી રાખેલી ઇબાંરતવાલા ફકરા છપાવાથી વાત આંખી મુંબઇમાં ફેલાઇ ગઇ.

દસ વાગા. **સુનાઇ ઘેખરી, ડાકટર બાહદુરજી** આવવાના હોવાથી ઓરડામાં ઉંચુ નીચું અને સોજું સાજું કરવા પડી. દાદર ઉપરથી તેણીએ ઘસડી ઘસડી કચરો કહડાવ્યો અને ડાકટરના હાથ ધોવા સારૂં બીલકુલ નવા સાબુનો એક ગોરો અને તેમના હાથ લુછવા સારૂ મોટો તુવાલ કાહડી ગરમ પાણી તૈયાર કરવાની તેણીએ તાકીદ કરી રાખી, દસ વાગા પછી કામને ડોલે ડાકટરની વાત જોતી ઉભી.

અંતે ડોલા તનાવી તનાવી ડાકટર **મારટન** સાથે ડાકટર **બાહદુરજી** આવી લાગ્યા. **સુનાઇ ઘેખરી** ડાકટર **બાહદુરજીની** ગાડીનો અવાજ સાંભલી ધરી ધંરાય નહી. ડાકટરો હજી ગાડીમાથી ઉતરી ઉપર આવે, તેટલાં તો તે હીયાંથી તીયાં અને તીયાંથી હીયાં દોરાદોરી કરવા પડી. ઘડીમાં તે બુમ પાડી **હીરાજીને** બોલાવવા સીપાઇને કેહવા લાગી, દો ઘડીમાં બબરચીને ડાકટર **બાહદુરજીના** હાથ ઉપર, કામ પડે તો પાણી રેડવા અને તુવાલ આપવાનુ શીખ-

વવા લાગી. એવી હાંફલી ફાંફલી હાલતમાં જેવી તે ડાકટરોને લેવા સાંએ જતી હતી, તેવામાં **ડાકટર બાહધુરજી**, **ડાકટર મારટન** સાથ દીવાનખાનામાં દાખલ થયા.

દીવાનખાનામાંથી તેઓ બંને **હીલ્લુબાઇના** ઓરડામાં દાખલ થઇ **હીલ્લુબાઇ** વિશે પુછપરછ કરતા હતા, તેટલાં **હીરાજીએ** આવી **ડાકટર બાહધુરજીને** શેકહેન્ડ કરી વાતચીત કરવા માંડી.

ડાકટર **બાહાધુરજીએ હીલ્લુબાઇના** દરદની હકિકત સાંભલી લેઇ, પાંચ મીનીટમાં પોતાની તપાસ પુરી કીધી. ઘણામા ઘણી સાતથી દસ મીનીટ હશે.

"એવનને આ બીમારી કેમ થઇ તે મારે જાણવું છે?" ડાકટરે પુછયું.

**હીરાજી** આ સવાલ સાંભલી જરા કચવાયો.

"તમારે શું જાણવું છે?" **હીરાજીએ** સવાલ કીધો.

"જે કાંઇ બન્યુ હોય તે બધું." ડાકટર **મારટને** કહ્યું. "તેમ કીધાથીજ દરદનો ઇલાજ બરોબર થઇ શકશે."

**હીરાજીએ** ન્યુસમા છપાયલા ફકરાવાલી વાત બીલકુલ ડાબી દીધી. અલબતાં વાત બધી ઇંગ્રેજીમા ચાલતી હોવાથી ગરીબ બીચારી **સુનાઇ ધેખરી** વચમાં પુરાઇ શકી નહી.

અંતે **ડાકટર બાહધુરજીએ હીલ્લુબાઇને** તપાસી પોતાનુ મત કહ્યું '***એનકેફીલાઇતીસ.**'

થોડી ઘણી વાતચીત થયા પછી ડાકટર **મારટનને** જોઇતી સલ્લાહ દવા દારૂ માટે આપી, **ડાકટર બાહધુરજી** ગયા, અને **ડાકટર મારટન** જેવા એખલા પડયા કે **સુનાઇએ** પુછયું.

---

* એનકેફીલાઈતીસનો અરથ ભેજાનો સોજો એમ થાય છે.

"મકું ને કાંય બાહદુરજીએ શુ કેહ્યું ?"

"ભેજા ઉપર સોજો આવ્યો છે."

"પણ કાઇ ધાસતી ભરયું ખરૂ કે બા."

"કાંઇ કેહવાય નહી. આદમીના ભેજા ઉપર સોજો કવચીતજ આવે છે. અને જ્યારે સોજો આવે છે ત્યારે તે દરદી કવચીતજ સાજું થાય છે. અને કદાચ સાજું થાય તોબી સુધબુધ તો જરૂર ભુલી જાય. એટલી ખામી તો જરૂર રહી જાય. રૂપીઓ ખોટો ખરો! વખતે એવન સાજાંબી થાય, અને નહીતો એવાંને એવાં લાબો વખત સુધી પડીબી રેહ. ડાકટર બાહદુરજીનુબી મત એવુંજ છે."

બીખોબા મારટનનુ બોલતું ધ્યાનથી સાંભલી સુનાઇ ઘેખરી ખુરસી ઉપર ફસડાઇ પડી, હીલ્લુબાઇના દરદનો ગંમ ખાઇ રડી પડી બોલી:——

'જાલમ દરદ થયા મારી આઇબાઇઓરેએએ——



# પ્રકરણ ૯ મું.

## જેહાંગીરશાહની એક ખાનગી મુલાકાત.



**આ. જેહાંગીરશાહના, હીલ્લુબાઇ** વિશેના સરવે સારા વિચારો ગઇ રાતથી ધિક્કારમાં બદલાઇ ગયા. **હીલ્લુબાઇ** ખરેખર કોણ છે, તે બીના જ્યારે **હીરાજી** બેરીસટરથી તેણે જાણી, ત્યારે તેવન પોતાના મનમાં પોતાના ભલા નસીબને હજારો હજાર દુવા દઇ બોલ્યા:—

" અરરરર !! ખુદાએ માથે ઘી પુરયું. હું તો જુદીજ ગણુતરી કરતો હતો, અને આએ શું નિકલી આયું. જો **હીલ્લુબાઇ** સાથે લગન થઇ ગીયાં હતે તો નાખ લેઇ મુંબઇમાં ફરવું બારી પડતે !! તેમા પારસીના પોરીઆઓ તો રસતેબી ચાલવા દેતે નહી!! ખુદાએ લાજ રાખી તે ખરી."

**જેહાંગીરશાહ** એવા વિચાર અને વમાસનમા હતા તેટલાં ડૉકટર **બાહદુરજીને** ગાડીમાથી તેવને ઉતરતાં દીઠા અને ડાકટર જેવા પેહલે માલે ચહડયા, કે તુરતજ **જેહાંગીરશાહ** કપડાં પેહડી મેજીસ્ત્રેટ **ખરશેદજી ખંનડાલેવાલાને** બંગલે તેની ખાનગી મુલાકાતે નિકલી ગયા.

માજીસ્ત્રેટ ખંડાલેવાલાની ફોજદારી મુકદમા ચુકવવાની શકતી વિશે, સરકાર તેમજ પ્રજામા બેમત હતાંજ નહી. તેવન ૩૫ વરશની

ઉમરના, દેખાવલા અને રંગે સામલા જવાન હતા. તેવનની ઈંગ્રેજી કેલવણી ઉંચા પ્રકારની હતી, અને બેરીસટરની પરીક્ષા લનડનથી પસાર કરી આવ્યા પછી, મુબઇની સરકારે તેવનને પુલીસ કોરટમાં માજીસ્ત્રેટ તરીકે નેમીયા હતા. મેજીસ્ત્રેટ ખનડાલેવાલા ઘણાજ ડાવકા, ધીરા, અને જરા શરમાલ. સ્વભાવના હતા. ફોજદારી મુકદમાના તેવનના ચુકાદા એવા તો પક્કા હતા કે હાઇકોરટમા જેઓ તેમના ચુકાદા સામે અરજી કરતા, તેઓ 'ખાસડાં ખાઇ' પાછા ફરતા હતા. માજીસ્ત્રેટની ખુરસી લીધાને તેઓને આજે લગભગ દશ વરસ થયાં હતાં, છતાં આજ સુધીમા તેઓનો એકબી ચુકાદો 'હાઇકોરટે' રદ કીધેલો માલમ પડયો નહી હતો. સ્વભાવે રાંક અને મીજાજે ઠંડા હોવાથી માજીસ્ત્રેટ **ખનડાલેવાલાએ** ખાસવઆમની એકત્ર પસંદગી મેલવી લીધી હતી.

ખંમબાલાહીલ ઉપર એક કુસાદે મકાનમા માજીસ્ત્રેટ **ખનડા-લેવાલા** રેહતા હતા.

**જેહાંગીરશાહે** ત્યાં જઈ પુગતાંજ પોતાનો 'કાર્ડ' અંદર મોક-લાવ્યો, અને તેજ વખતે **ખરશેદજી ખંનડાલેવાલા** તેવનને મલવા તેવનની સાંમે આવી ઉભા.

"કેમ ખા. બા. સાહેબ ?" માજીસ્ત્રેટ **ખંનડાલેવાલાએ** આવતા વાર બોલવા માંડયું. "મુંબઇમા તમે ગરીબ બીચારા ખુની-ઓને ઘણા સતાવોછ હો ? પણ તપાસજો હો **જેહાંગીરશાહ**. 'લેવા ગઇ પુત અને ખોઇ આવી ખસમ' એવી બીના નહી બને !"

"**ખરશેદજી** શેઠ. તમારૂં બોલવું બરહક છે." **જેહાંગીરશાહે** જરા હસીને અદબથી જવાબ દીધો. "પણ આપણને કોણ રડ-નાર કુટનાર છે. ?"

"એમ કે." **ખરશેદજીએ** દુકમા પટાવ્યું, "ત્યારે તો કાંઇ ફીકર નહી. કેમ કાંઇ ફરમાસ ?"

"હાજી!" **જેહાંગીરશાહે** જવાબ દીધો. "પેલી **નુંનુના** ખુનવાલા મુકદમાના બાબમા મને તમારી પાસે આવવું પડયું છે."

"પેલું વરલીનાબાણવાલું ખુન!" **ખરશેદજીએ** સવાલ કીધો. કેમ તેનો કાંઇ પત્તો મલ્યો?"

"નહીજી, પત્તો નથી મલ્યો, પણ ખુની મલ્યો." **જેહાંગીરશાહે** લગાર મોહડું મલકાવી કહ્યું.

"એટલો જલદી?" **ખરશેદજીએ** અજબ થાઇ પુછયું.

"ઘણોજ જલદી." **જેહાંગીરશાહે** જવાબ દીધો. "કાંઇ અજાએબ સંજોગ વચ્ચે મને આ ખુની મલી આયો છે."

"સંજોગ!" **ખરશેદજી** હસી પડી બોલ્યા. "તમુને જેબી કોઇ મલી આવે છે તે સંજોગ વચ્ચેજ મલી આવેછે શું! પણ **જેહાંગીરશાહ** તમે જાણોછો કે? સંજોગ, એક એવી ચીજ છે કે તે હમેશ સ્યાના અને હુશીઆર આદમીઓનેજ મદદ કરે છે. અને તેવાઓનેજ સંજોગ મલે છે. મુરખ અને બેસમજોને કદીબી સંજોગથી મદદ મલતી નથી."

"કોઇબી રીતે મે ખુનીને શોધી કહાડયો છે." **જેહાંગીરશાહે** કહ્યું.

"હું સમજયો." **ખરશેદજીએ** જવાબ દીધો. "ચાલો ત્યારે આપણ એકાંતમા બેસી એ વિશે વાત કરીએ."

**જેહાંગીરશાહે** માજીસ્ત્રેટ **ખરશેદજી ખનડાલેવાલાની** પુઠે ચાલવા માંડયું, અને **ખરશેદજી** તેવમને પોતાના ખાનગી દીવાનખાનામા લઇ, એકાંતમાં બેઠા.

"બોલો ખા. બા. સાહેબ." માજીસ્ત્રેટે કહ્યું. "હીયા આપણ એખલાજ છૈયે."

"સાંભલો સાહેબ." **જેહાંગીરસાહે** વાત ચલાવી. "હું

તમારી આગલ વાત ટુકમાજ કેહવશ, જેથી તમારા વખતનો બચાવ થશે."

**જેહાંગીરશાહે** માજીસ્ટ્રેટ **ખનડાલેવાલાની** આગલ **હીરાજી** બારીસ્ટરના કેસની તમામ કેફીયત કંહી સંભલાવી, અને **હીલક્રુ-બાઇ** ઉપર **નવલશાહે** લખેલાં કાગજો પોતે નેજરે જોયાં છે એવી માજીસ્ત્રેટની ખાતરી કરવા, **જેહાંગીરશાહે** એક કાગજ પોતાના ગજવામાથી કાહડી તેવનના હાથમા મુકયું.

" ખરેખર !" માજીસ્ત્રેટ તે વાંચી, બોલ્યા. "**જેહાંગીરં-શાહ**, તમે ખુનીને શોધી કાહડયો ખરો. હું તમુને મારા તરફથી મુબારકબાદી આપુછ. ખુનનુ તેહમત સાબેત કરતાં હું ધારૂછુ કે હવે તમુને જરાબી વીલંબ લાગનાર નથી. બાપના કરતુકનો દીકરો ભોગ થયો છે! પણ **જેહાંગીરશાહ** આ ખુનીનુ નામ તમે હજી મને કહ્યું નહી."

"હા સાહેબ." **જેહાંગીરશાહ** બોલ્યા. "મેં તમુનેં નામથી બેખબર એટલાંજ માટે રાખ્યા કે એ મુકદમાં ઉપર હું પેહલાં તમારૂં મત જાણવા માગતો હતો."

"કાંઇ ફીકર નહી. તમે નામ ખુલ્લાં કરો." માજીસ્ત્રેટ બજીદ થયા. "બ્રીટીશ કાએદો ગરીબ તેમજ તવંગર બંનેને માટે એકજ સરખો છે, તે શું તમે જાણુતા નથી ? કોઇબી હોય તેની મને શું દરકાર છે ?"

"હું તમારી અપક્ષપાત વલાનથી ખબરદાર છેઉ." **જેહાંગીં-રશાહે** જવાબ દીધો. "આ મુકદમો જ્યારે મેં હાથમા લીધો, ત્યારે મને બીલકુલ શક નહી હતો, કે તેમાંથી આવું સેવટ આવશે. મારૂ આધીન મત એવું છે કે એક પારસી ખુન કરવા માટે પેદા પડેલોજ નથી. પણ તે મારી ગણત્રીમા હું ઠગાયો. આ મુકદમો મુંબઇ શેહરમા મોટી ચકચાર ઉભી કરેશે, સબબ જે આદમીઓ એ મુકદમાના

સંબંધમા જોડાયલાં છે, તે કાંઇ સાધારણ માણુસો નથી **ખરશેદજી** શેઠ."

"ગવરનર જનરલ કાંય નહી હોય!" **ખરશેદજીએ** ભાર મુકી જણાવ્યું. "તમે મારી ખાતરી કરો અને તેજ વખતે હું તમુને વોરંટ આપશ."

"સાભલો સાહેબ." **જેહાંગીરશાહ** બોલ્યા. "જે શખસે પોતાના હકદાર બેટાનો હક ડુબાડયો છે, તે શખસ **ઓનરેબલ મી. નવલશાહ હીરજી** છે! જે શખસ **નવલશાહનો** ખરો હકદાર દીકરો છે તે **મી. હીરાજી મનજી હીરાભોગો** બૅરીસ્ટર છે. અને જે શખસે પેલી મુસલમીન ઓરત **નુંનુંનુ** વરલીના બાણ ઉપર ખુન કીધુ છે, તે **ઓનરેબલ નવલશાહનો** એક પુરો દીકરો **નાદરશાહ** છે!"

**ખા. બા. જેહાંગીરશાહને** મોહડેથી આ નામો સાંભલી, મેજીસ્ત્રેટ **ખંનડાલેવાલા** ડાચું વકાસી **જેહાંગીરશાહનુ** કોઠું જોવા લાગ્યાં. તેમનું ડાચું વકાસેલુંજ રેહી ગયું, અને તે વકાસેલું ડાચું-બંધ કરવું કે નહી તે વટીક તેવન ભુલી ગયા. અંતે ઘણે વારે તેવન બોલ્યાં:—

"**નાદરશાહ! નાદરશાહ નવલશાહ હીરાજી** દીલચમં-મવાલા!"

"હાજી." **જેહાંગીરશાહે** જવાબ દીધો. "મને કદીબી એ લોક ઉપર શક હતો નહી."

"જરા સબુર કરો **ખા. બા. સાહેબ.**" **ખંનડાલેવાલાની** છાતી આ નામ સાંભલી ધપકી આવવાથી તેવન બંને હાથે પોતાની છાતી ડાબી બોલતાં બોલતાં ઉઠયા. "મારી છાતીમા કાંઇ એકાએક દરદ થાંઇ આવ્યુ છે. હમના તે નરમ પડી જશે, તમે જતા ના હું હમના આઉછ."



# પ્રકરણ ૧૦ મું

## નવા જમાના ઉપર જુના વીચાર.
## સુધારાવાલાઓનું લાઇબલ !



નાનાવટીવાલાઓને નુંનુંના ખુનના મુકદમામા ફસેલા સાંભલી, ખંનડાલેવાલા ખરશેદજીની છાતી અંદર ગડબડ થાલી રહી, અને તે ગડબડ જેહાંગીરશાહ જેવા ચંચલથી ખનડાલેવાલા છુપાવવા માટે ઉકી ગયા, પણુ જેહાંગીરશાહથી તે ગડબડ છુપી રેહીનહી. નાનાવટી વાલાઓ ઉપર તવાઇ આવેલી જાણી ખરશેદજીની અજાએબીનો પાર રહ્યો નહી.

પણુ એ અજાએબીથી ખરશેદજી ખંનડાલેવાલા કાંઇ ગભરાઇ ગયા નહી હતા. વાંચનાર જાણે છે કે ખરશેદજી એક અપક્ષપાત અને ડાવકા માજીસ્ત્રેટ હતા. આ ખબરે સાંભલી જેમ તેવન ગભરાઇ ગયા નહી હતા, તેમ તેવને આ અજબ જેવી ખબરથી ધાસતીબી ખાધી નહી હતી.

ત્યારે વાચનાર સવાલ કરેશે કે નાનાવટીવાલાંઓ ઉપર આવેલી આ તવાઇ વિશે સાંભલી ખા. બા. ખરશેદજીની છાટી ધડકી કેમ આવી?

નુંનુંના ખુનવાલા મુકદમામા નવલશાહનો નાદરશાહ સપડાયો છે, અને તેબી એક ખુની તરીકે નાદરશાહ તે મુકદમામા

ફસેલો છે, એમ સાંભલતાંજ તેવનના જુના જખમો જે આજ મુદત થઇ રૂજાઇ ગયલા હતા, તે પાછા ફાંટી જઇ વેહવા લાગ્યા.

**નાદરશાહ**નું નામ આજ કેટલા વરશ થયા **ખા. બા. ખરશેદજી ખનડાલેવાલા**એ વિસારી મેલ્યું હતું. **નાદરશાહ** ઉપર તેવન વેરના કરતા ધિક્કારની નજરથી વધારે જોતા હતા, પણ પોતે સ્યાના અને સમજદાર હોવાથી, પોતાના ઓધાની રૂએ કોઇની ઉપરથી વેર રાખવામા તેવન હિચકારા પણુ સમજતા હતા. કેહ્યા વગર ચાલતું નથી, કે એ **નાદરશાહ**થી **ખરશેદજી** માજીસ્ટ્રેટની જીંદગીના બનાવોમા આ વારતાની શરૂઆતની થોડાંક વરશ આગમજ, કાંઇ જાણવા જોગ અગતનો બનાવ બની ગયો હતો, અને તે દીવસથીજ એ **નાનાવટીવાલાંઓ** તરફ **ખા. બા. ખનડાલેવાલા** ધિક્કારની નજરથી જોતા હતા.

મુંબઇમા ૧૮૬૭ના મશહુર બનાવ—શેર સટાના મેનીઆ—મધે સેકડો લક્ષાપતીઓ ફસી પડયા હતા. જેઓની ગાંઠમા સો રૂપડી ખડખડતી નહી હતી, તેવાઓ લાલચના લોભે હજારો રૂપીઆની ઉઠલપાઠલ કરવા બાહર પડયા હતા. રડશે રૂવાલો ! આપતા તો મુવા, પણુ કેટલાકો જો પાસા પડયા તો લેવા બોંય ચહડાવી તૈયાર થયા હતા. સેંહકડો બલકે હજારો જન આ દીવાનપણાની ભરતીમા તરવા ઉતરયા હતા. જેઓના સારા ભાયગ હતાં, તેઓ તરી બાહર નિકલ્ય હતા, અને જેઓનાં આવી બન્યાં હતાં, તેઓ કંમરપુર પાણીમા હોવા છતાં ડુબી મરવા લાગ્યા હતા. કોઇ બચાવો--કોઇ કાહડો—એવા પુકારો ચોતરફથી ડુબતા ડુકાલીઆઓ પાડવા લાગ્યા !! પણુ સુંઠ કોણી માએ ખાધેલી કે તેમની મદદે જાય ! ! ! જેઓ ઇમાનદાર અને એકીનદાર હતા, તેઓ આવાં તુફાનમાબી ડુબતા ડુબતા બીજાઓને બચાવવા બાદ પોતે ડુબા હતા. એવી ખુવારીમાં ખુવાર થયલા અને વખતના ચક્કરમા વિટલાઇ ગયલા, ઘણાક પારસી બચ્ચાઓમા, **શેઠ મેહરનોશ:જી મુગાજી જીજીધોધા** એક હતા, જેઓએ પોતાના

કરજદારોને રડાવવા કરતા પોતાના બાલગોપાલને રડાવવું વધારે ઠીક ધારી રોકડે પૈસે પોતાનું કરજ ચુકવી આપ્યું હતુ.

**શેઠ મેહરનોશજી મુગાજી જીજીઘોઘા** મેહમ મધે દરીઆ કિનારા ઉપર આવેલા એક નાધલા જેવા બંગલામા પેહલાં રેહતા હતા. તવંગરીમાંથી ગરીબીમાં આવી પડેલા આ પારસી શેઠ પોતાની તારાજ હાલતના ગમમા ત્યાર પછી લાંમબી મુદતે ગુજરી ગયા હતા. તેવન પોતા પાછલ **ઝીલુબાઇ** નામની એક ખુબસુરત ચેહરેનમુન દીકરી અને પોતાની માય **અમબાઇજીને** મુકી ગયા હતા.

**અમબાઇજીને** પોતાના ખાનદાન વિશે, તેમજ પોતાના બુામદાદાની આબરૂ અને ઇજત વિશે, અને ખુદ પોતાને વિશે અતીશય ઉંચા વિચારો હતા. વલી પોતે અસલી વિચારો માફક ચાલનાર હોવાથી પોતાના દીકરાની દીકરી **ઝીલુબાઇને.** પણ તેવણ તેવીજ રીતે ચાલવાની ફરજ પાડતાં, અને તેમ કરવાથી થતાં ફાયદા અને ગેરફાયદા ઉપર **ઝીલુબાઇને** લાંમબાં લાંમબાં ભાશાનો આપવાં હતાં. **અમબાઇજી** સુધારાવાલાઓના હડહડતા દુશમન હતાં. મનસુખનાં બાશાનો અને તેના લખાનો તેઓ હોસ હરખથી વાંચતાં હતાં! અને રાસ્તં ગોફતારવાલા, સુધારાના આગેવાન મી૦ કાબરાજીનુ નામ સાંભલતાંજ તેવન છછણી પડતાં હતાં! **અમબાઇજી** રીતની ભીખ માગનારાઓને ઉડતાં બેસતાં અને ખાતાં પીતાં પાહાંડ ફાટે તેવી ટોપલા ભરી રોજ ગાલો દેતાં હતાં, અને પોતાની વીસ વરશની સુંન્નામોહર જેવી દીકરી 'ઝીલુ' હજી એજ કારણસર ઉચકાતી નથી, તેનો તેવન રાત દાહડો. બલાપો કરતાં હતાં. **અમબાઇજી** બોલકે બાહધર હતાં. તેવન પોતાના ઘરમાં હમેશ સારા સૈગન માંગતાં હતાં, અને તેવન દરેક તેહવાર પાલતાં હતાં! આંતવારનો દીવસ તેવન 'સપરમો' દાહડો ગણતાં, અને સોમવારે 'ધાનદાર' રાંધવામા સંગન સમુજતાં હતાં! ચાંદ્રાત અને હોલીની તેવન પોલી કરાવતાં, અને મુસલમાનનું તાબુતને ધુપંદાન કરી 'ઝીલુને આવતે વરસ સારે

સાસરે મોકલો, એવી માનતા કરતાં હતાં. મુસલમાન અને હીન્દુઓના તરતેહવાર તેવન જેમ જવા દેતાં નહી હતાં, તેમજ ઇંગ્રેજોની નાતાલ અને 'ગુડ ફ્રેરી' પણ તેવન છોડતાં નહી હતાં. **અમબાઇજી**, નાતાલને ઇંગ્રેજોની પપેતી અને ખોરદાદસાલ' સાથ સરખાવતાં હતાં.

**અમાબાઇજીની** ઉમર પુરેપુરાં સાઠ વરશની હતી, પણ જો તેવનને કોઇ વરશ વિશે સવાલ કરતું, તો પચાસમા પાંચ છ ઓછા કેહતાં હતાં. એટલી મોટી ઉમર છતાં, તેવન ચોટીઆ જેવાં સીધ્ધાં અને હાથ પગના સાબુત હતાં. તેવન પાછલી રાતના સરવેથી પેહલાં ઘેરમા ચોક ચાંદન કરી પોતાના ઘેરમા સારૂં રૂડું માગવા, '**માહરાં વીહા ભરીયાં ઘેર કેમ જાણીએ**' નુ ગીત ગાતાં હતાં. આજકાલની છકી ગયેલી છોકરીઓ ઉપર તેઓ ધુમ બખારતાં હતાં, અને 'પફ' અને 'પાઉડર' બનાવનારાઓને તેવન ખાંડીબંધ ગાલો દેતાં હતાં. આજકાલની છોકરીઓ અધુરી કેલવાયલી, ઇત્તર અને તચાક છે, અને ઘર સંસારી કેલવણીમાં બીલકુલ પછાત છે, એવું તેવનનું આધીન મત હોવાથી, 'પોતાના ઘેરમા કલઇગરના વાસણ અને ધોબીના કપડાં તેવન પોતેજ પોતાને હાથે લખતાં, અને પોતાની પછી **ઝીલુને** તેવી રીતે ચાલવાની તેવન ડગલે અને પગલે શીખામણ દેતાં હતાં. **અમાબાઇજી હજી જીજીઘોઘાના** ખાનદાનની અક્કેજ ઓલખાતાં હતાં, અને ભલા ધનેતરનેબી તેવનં 'અરધાનો ખુરદો અને અરધો બાધો' કરી આપવાને જરાબી અચકાતાં નહી હતાં, અને પોતાની એવી આદતને લીધે કેટલાંકોને તેઓ બેહદ અલખામણા થાઇ પડયાં હતા.

**જીજીઘોઘાના અમબાઇજી** પોતાના એક પુરા દીકરા **મેહરનોશજીના** ગુજરવા પછી **ઝીલુ** સાથ તેવન મેહમ ખાતે રેહલાં હતાં, અને આ એક વખતનું જાહોજલાલી ભરેલુ કુટુંબ જમાનાના ચક્રરની ગીરદેશમાં સપડાયા પછી ગરીબ સંસારે પોતાનુ ગુજરાન આબરૂ ઇજલથી ચલાવતું હતું.

કાંઇ અજાએબ સંજોગ વચે ખા. બા. ખરશેદજીને આ **જીજીઘોઘાવાલાં અમબાઇજી** સાથ બોલાચાલીનો વેહવાર પડયો, અને **અમબાઇજીનો** સ્વભાવ **ખા. બા. ખરશેદજીના** સ્વભાવ સાથ મલી જવાથી **ખા. બા. ખરશેદજી** સાથ ઘેરવટ જેવું **જીજીઘોઘાવાલાંઓને** થઇ પડયું હતું.

**અમબાઇજી** પણ **ખાં. બા. ખરશેદજીને** ઘણાજ માનથી ચાહતાં હતાં, પણ તેજ વખતે **અમબાઈજી** રખે પોતાનું ઉંચું ખાનદાન કાંઇ નીચું થઇ જાય, તે તપાસવાની દરેક કાલજી રાખતાં હતાં. એવી રીતે **અમબાઇજી** અને **ખા. બા. ખરશેદજી** વચ્ચે દીન જતે એખલાસ વધતો ગયો, અને રફતે રફતે મીલનસારી વધવાથી **અમબાઇજી**, જો **ખરશેદજી** એક દીવસ તેમની મુલાકાતે નહી આવતા, તો ચટપટમાં પડતાં હતાં.

## "ખસુભાઇની મોહબતનુ છાબત!"

**ખા. બા. ખરશેદજીની** નજર **અમબાઇજીની** મીત્રાચારી કરતાં તેવણની ખુબસુરત દીકરી **ઝીલુ** ઉપર વધારે ભમતી હતી. **ખરશેદજી ખનડાલેવાલા ઝીલુ** ઉપર મોહી પડયા હતા, અને તેના હાથની માંગણી કેમ કરવી, તેના વિચારમાં પડ્યા હતા. **અમબાઇજીના** મીજાજથી તેવણ પુરેપુરા વાકેફ હોવાથી આજ સુધી તેવણે **ઝીલુ** વિશે વાત છેડવાની જરાબી હિંમત કરી નહી હતી, પણ અંતે તેવણ નક્કી ઠેડાવ કરી એક દીવસે ફુરસદ મેલવી એ વાત છેડવા **અમબાઇજી** પાસે મેહમ ગીયા.

"આવો 'જેજ' સાહેબ !!" **અમબાઇજી ખરશેદજીને** હંમેશા જડજને બદલે 'જેજ' અને **ખરશેદજીને** બદલે લાડથી 'ખસુસેઠ' કેહતાં હતાં. 'આવોજી ! કેમ ખસુસેઠ આજે કાંઈ વેહલી ફુરસદ મલી.

"હા **અમબાઇજી.**" **ખસુસેઠ** બોલ્યા. "આજ ઘણું કામ હતું નહી, એટલે 'જયાં મલી તાડી, ત્યાં છોડી ગાડી.' પણ એ **ઝીલુબાઇ** ત્યારના શું વાંચ્યા કરે છે ?" **ખસુશેઠે ઝીલુબાઇને** પુછ્યું. "શું છે **ઝીલુબાઇ**?"

"એ ગીયા સનીવારનું જામે જમશેદ છે." **ઝીલુ** બેઠી બેઠી ત્યાંથીજ બોલી. "કોઇ ક્ષ્ડીઅટ જેવાઓંએ પરણવાની જાહેર ખબર છપાવી છે."

"શું ! શું !" **અમબાઇજી** બોલ્યાં. "પરણવા સારૂ છપાવીયુછ ? અને તેને સારૂબી વરી છપાવે કે ? જોયું ? વરી આએ 'જુની આંખે નવાં કોટક !' અરે ફીતરે ! પણ એ ગેટી ધાલ્યાઓ એમ નામ નિશાન વગર પરણવા નિકલે, તે છોકરીઓ શું એટલી બધી ફાલતુ પડી છે, કે તેઓ એમ દોડી જઇ કુવા તલાવમાં જીપલાવી દેશે. નુસવાલાઓનેબી કાંઇ છાપવાનું મલે નહી તે શું કરે !"

"નહી, તેમ નહી, **અમબાઇજી.**" **ખસુશેઠ** બોલ્યા. "છોકરીઓ આપરા લોકમાં વધી પડી છે કે ઘટી પડી છે તેની સાથ એ સવાલને કાંઇઓ લાગતું વલગતું નથી. એવી રીતે છપાવીને પરણુનારાઓનો બચાવ એવો છે, કે કારજના કરનારાઓ સુંનાના દાદર અને રૂપાંના દોરડાં દેખાડી ફસાવી મારે છે, તેમ નહી બને, અને એટલા વાસતેજ એ રીત છોકરાઓએ અખતીઆર કીધી છે."

"અરે જાવોરેજી." **અમબાઇજી** બોલ્યાં. "એ ગરંધીઆઓ એમ કરી લોકોની છોકરીઓને જોવા માગે છે. ભુસી મુકુ મારાં નામ નખપરથી એવાઓને ! તમે શું એ લોકની તરફદારી કરવા આયાછકે?"

"**અમબાઇજી** તમે એમ ઉસકેરાઇ ના જાઓ." **ખશુસેઠ** બોલ્યા. "જુવોની હું તમુને સમજાઉ. છોકરાઓ છોકરીઓને પરણુવા આગમજ જોવા માગે છે, તેમાં ખોટું તેઓ કાંઇ કરતા નથી. પરણવું એટલે શું ? મારા વિચાર પ્રમાણે પરણવું એટલે જનમ સુધી

સુખી થવું, નહીતો જનમ સુધી દુઃખી થવું. હવે સુખી થવું કે દુઃખી થવું એ આપરા હાથમાં છે. તે એમ કે પ્યાર કરી પરણુવામાં હંમેશા સુખ હોય છે. પણ પરણીયા પછી પ્યાર કરવાની આશા રાખી જો કોઇ પરણે, તો તેવાં જોડાંમા સેંહકડે પોનોસોથી વધુ જન દુખી થાય છે. આપણા હીનદુસ્થાનના એક આગલા *ગવરનર જનરલ એવું લખી ગયા છે "કે જેને આપણુ ચાંહતા હોઇએ તેની સાથ પરણી દુઃખી થવું ભલું પણ જેને નહી ચાહતા હોઇએ તેની સાથ પરણી સુખી થવું બુરૂ છે."

"મુવા ગવરનડરનેબી કાંઇ લખવાનું નહી મલ્યું તારે શું લખે!" અમબાઇજી તકરારનું વાજબીપણું જોઇ લુલો બચાવ કરવા લાગાં. "પણ અંગ્રેજો એમ પ્યાર કરી પરણે તે સારૂં પારસીઓએબી તેમજ કરવું જોઈએ કે? આજે તો બધી અંગ્રેજની ફાસીનો પરમાણે પારસીઓ ચાલવા લાગાછ? મરેરે! હમારા વખતમાં તો કાંઇ એવું નહી હતું! અંગ્રેજો છરી ચુલીઆએ ખાય તો પારસીઓબી તેમજ ખાય! અંગ્રેજો બીરી પીએ તો પારસીઓબી બીરી પીએ! વલી મુઇ મદમોને જોઇ પારસનોબી તેમજ નીકરી ચાલી! મદમો બાલ કપાવવા લાગી તો તેને જોઇ પારસનોએબી તેજ ફેસીન કાહરી! જો મદમે પફ કાહરીઆ, તો પારસનોએબી પફ કાહરવા માંડીઆ, અને હવે રેહી સેહી એ ડુકડીઓએ ફરંગનોના જેવા ઘાઘરાબી પેહરવા માંડયા! ઘેરમાં ભીખારીના વાખા, અને બાહર જોવો તો દાદીશેઠના ખાનદાનના જેવો ભપકો. પરમ દાહડે હું કોટમાં મારો દાંત પુરાવવા ગઈતી, તેટલામાં સાંમેથી એક પારસીની છોકરી પગમાં પીરાં બુટ, ટુંકી બાયનો ગોલકો, અને પેંન્ડાના રંગની સારી પેહરી, બાલ ઉફરા કરી ધમધમ કરી મારી આગલથી ચાલી જતીતી. હું મકું જે કોઇ રેરીમનના ખાનદાનની કે વાહડીયાવાલાંઓને તાંની બઇરી હોશે. પણ મારી પાસે આવી તો પેલા માકાદારૂ ચટ્ટાની છોકરી, સુનાઇ સુનાઆખી!! વંર જોઇએતો ગોડીમાં વીસ રૂપીઆનો પગાર કમાય, અને બચારો

*. લાડૅ લીટન.

બાપ અફરગાન કરતો અને ગેહસારતો મરવા પડે, અને રાંડના પગમાં સાત રૂપીઆના તો બુટ ! બાઇનો ભપકો બાહર જોવો તો બોલવાની વાત નહી, અને ઘેરમાંતો પગમાં પેહરવાની ફાટી સપાટના વાખા !! હવે એ નીભે તે કેમ તે તમે મને કેહવો ? મોટાંઓનું તો પૈસાને જોરે વનાઇ જાય બાવા, પણ આવા રીજાડાંપીજાડાં આવી ચાલ ચલાવી પારસીઓને એબ લગાડેછ ! એમજ બધું ડુબાડુબ થયું તો ! જો પારસીની આગલી પંચાત આજે હોંય તો આજે પારસીઓના ડુકટાઓ અને ડુકટીઓ આવી રીતે વિખરાઇ નહીં જાય."

" તમારૂ બોલવું બરહક છે. " ખસુસેઠ બોલ્યા. " કેલવણીનો વધારો જેમજેમ થતો ગયો, તેમ તેમ સુધારા સાથ છુટાપણુ ફેલાતું ગયું. પણ એ સુધારા અને છુટાપણાનો, પારસીનો એક ચોકસ અને અભણુ વર્ગ ઘણોજ ખરાબ લાભ લીએ છે. આએ રીતની ભીખ માગવાની જે અસલ શરૂઆત થઇ તે એજ પારસી વરગમાંથી નીકલી હો, "

" એજ, એજ લોકે એ શરૂઆત કીધી બાવા." **અમબાઇજી ખસુસેઠના** વિચાર સાથે મલતાં થયાં. " અને પછી તે એક જાતનો કાયદોજ થાઇ પડયો. મુવાઓ તો કેહજે પાંચ આપો અને દસ આપો ! વલી કોઇ કહે જે ડાકટર થવા વેલાત જાઉંછ તેથી રૂપીઆ જોઇએછ ! અને કોઇ બૅરીસ્ટર થવા પૈસા માંગેછ ! વખત તો એવો ખરાબ આયોછ બાવા કે બોલો ના. આએ પોરીની મને મોટી ફીકર છે. **ખસુસેઠ** એ નખોદ ગીયાઓ પાંચને દસ હજારનો બુક પકડેછ તીયારે મારી **ઝીલુનુ** શું થશે ! બોલતી ઓવારૂ વીસમુ વરસ ચાલેછ, અને એકવીસમુ સખનું આવતા બહમન રોજે બેસશે. મને એની મોટી ફકર છે **ખસુસેઠ.** કયારે એના ચાર ચોખા પરી જાય કે હું મનની તરાઇએ પોહરૂં."

**ખા. બા. ખરશેદજી** જે વાત કરવાના વિચારમાં આજે ચાલી ચલાવી આવ્યા હતા, તેજ વાત એકાએક આવી રીતે નિકલેલી જોઇ, તેવણુ ધપકતે દીલે વાતને આગલ ચલાવવા લાગ્યા, અને

તેજ વખતે ઝીલુ જામે જમશેદ વાંચતી ઉઠી પછવાડેના દીવાનખાનામા જઇ, કલીઓપેત્રા ઇજીપ્તની રાણીની વારતાવાલું પુસ્તક ઉઘાડી તે મધેના પીકચરો જોવા લાગી.

" ત્યારે તમે કોઇ એવો જમાઇ જોતાં ફરોછ કે જેને રીતનો જરાબી અભખરો હોય નહી ?" ખસુસેઠે પુછ્યું. " અને તે તમારી ઝીલ્લુબાઇને વગર રીતે પરણે ?"

" આપરે તો ઘણુંજી ચાહીએ પણ તેમ બનવું જોઇએની બા." અમબાઇજીએ જવાબ દીધો. " આજે દુકટાઓ સારી રૂપાલી છોકરી જોતા નથી, કે નથી સારા ખાનદાન જોતા બાવા, પણ સારા જેવા પૈસા જોયછ."

ખસુસેઠની છાતી ધપકવા લાગી અને હવે તેવણે નક્કી કીધું કે 'ચોખોચાંપી' જોવાનો આના જેવો વખત ઘડી ઘડી મલવાનો નથી. પણ રખેને અમબાઇજી પોતાની હંમેશની રીત પ્રમાણે 'અરધો બાધો અને અરધાનો ખુરદો' કરે, તો ખસુસેઠને બરકે પાણી ઉતરે, તેની તેવણને બહુ ફીકર હતી. તોપણ અંતે કોકબી વખતે કેહ્યા વગર છુટકો નથી એમ સમજી ખસુસેઠ મોટી આનાકાનીથી તે જોખમ માથે લેઇને બોલ્યા:—

" ચાલો, અમબાઇજી; તમે માગોછ તેવો જમાંઇ હું તમુને મેલવી આપવા તૈયારછું."

" શું બોલ્યા ખસુસેઠ ?" અમબાઇજી અજબ થઇ ખુશીથી બોલ્યાં. " તમે મારી ઝીલુબાંઇનુ કારજ કરવા નીકરીઆછ શું ?"

" હા અમબાઇજી. " ખસુસેઠે જવાબ દીધો. " તે એક આબરૂદાર ખાનદાનનો નબીરો છે. શીખેલો બનેલો અને કમાઉ છે. તે તમારી દીકરી ઝીલુબાઇને ચાહે છે, અને તે વગર રીતે તમારી ઝીલુબાઇ સાંથ પરણવા તૈયાર છે."

"તેવાજ કોઈની તમે ભલાંમણ કરજો હો ખસુસેઠ." આમબાઈજી બોલ્યાં. "પણ તે છોકરો હમારી જાતખુનીઆદને લાયકનો છે કે? આજે તો મુવા બધાજ બાતલીવાલા અને બધાજ શેઠ ખાનદાનવાલા અને વાહડીઆવાલા થઈ નીકરીઆછ! સરને ત્યાં ચાકરી રેહા, તો બાતલીવાલા અને વાહડીઆને ત્યાં ચાકરી રેહ્યા તો વાહડીઆ થઈ ગીયા. !! ઘેરમા હાંલ્લેહાંલ્લા લડેને નામ જોવો તો બાતલીવાલાને વાંહડીઆ! મુવો ઇતરાતજ વધી ગીયોછ. અરે ખદાય પારસીઓનુ શુ થશે !!"

"ખરેખર આમબાઈજી. તમારૂ કેહવું દરસ્ત છે." ખસુસેઠ બોલ્યા. "મને એવા લોકની હાલત ઉપર ખરેખર દયા આવે છે."

"દયા! અરે જાવોરેજી." આંમબાઈજી તનકો કરી બોલ્યાં. "એવાઓની ઉપર દયા કરવાના કરતા ધિક્કાર કરવો જોઇએ. પોતાની ગુંજાસ ઉપરવારાં થવાનો એ લોકોને કાંઇબી હક નથી. ગરીબીને ધિક્કારવી નહી જોઇએ, પણ ખરી ગરીબીને આવો ખોટો વેસ આપનારા પારસીઓ લોકને ઠગનારા અને પોતાની જાતને હીણું લગાડનારા છે. તમે જાણોછ, ખસુસેઠ? પારસીઓમાં જે જે નિરદોશોની નિંન્દા અને ગીનસ થાય છે, તેની પેહલી શરૂઆત એજ લોંકો કરે છે. મુવાં રીજાડાંપીજાડાંને કામ ને ધંધો! પગમાં ખાસરાનુ ઠેકાણુ નહી, અને બીજાઓની તરેહવાર તારી મારી કરવા મુકીઆં હોય તો ધાનખાવા નહી માગે. પણ ખસુસેઠ તમે હમના કીયા છોકરાને વાસતે બોલતા હતા!"

"હાજી, હું જેની તમુને ભલામણ કરતો હતો," ખસુસેઠે જવાબ દીધો. "તે જાતદાર, કેલવણી પામેલો, જવાન ઉમરનો અને સાથે વલી ઘણુ જેવા પૈસાવાલો છે. તમે જો રાજી હોવો તો ઝીલુબાઇના નામ ઉપર હું એક નાહલ્લું જેવું 'ત્રસ્ટ' તેની પાસે કરાવી શકુ એમ છે. તેબી બીચારો એકલોજ છે. તેનુંબી કોઇ નથી ને તમારૂબી કોઇ નથી. એબી એક ઠીક વાત છે!"

"ત્યારે તો તે છોકરાને તમે એક દાહડો હીયાં લેઇ આવો." અમબાઇજી ત્રસ્ટનુ નામ સાંભલી લાધી ગયાં. "ચાલો એ ઠેકાણે જો તમે નક્કી કરશો, તો હું તમુને એક હીરાની વીટી ને મજેનો જેવો પેહલાં નંબરનો પાઘડી સાથનો વાગો કરશ."

"એમ છે?" ખસુસેઠ બોલ્યા. "ત્યારે ચાલો એ ઠેકાણે જો તમારી ઝીલુબાઇનું તમે નક્કી કરશો, તો હું ઝીલુબાઇને તીલાંની પેહરામણીમા એક સારો જેવો દસ પંદર હજારનો હીરાનો નેકલેસ પેહરાવસ."

"ઓ મરૂરે તમારા મોહનુપરથી ખસુસેઠ." અમબાઇજી જબરા તડાકાની વાત સાભલી હસી પડી ઓવરના લેઇ બોલ્યાં. "એ કોણ જીભરાયો છે—તેનું કાંઈ નામ નિશાન——

ખા. બા. ખરશેદજીએ ઘણી આનાકાનીથી થોડા અચકાઇ થોડા ગભરાઇ અને થોડા શરમાઇ કહ્યું:—

"જુવોની અમબાઇજી તે–તે–છે તે–તે છોકરાને તમે ઓલખોછ?"

"હું ઓલખુંછ?" અમબાઇજી વિચાર કરી બોલ્યાં. "કોણ? કોણ બોલી દેવોની———

"તે તમારો સેવક પોતે છે." ખસુભાઇએ વાંકાવલી ધીરે અવાજે કહ્યું.

ખસુભાઇને મોહડેથી આ સખુનો સાંભલતાંજ અમબાઇજી પેટ ધરી એકદમ ખડખડ હસી પડયાં, અને ખસુભાઈ તેથી ખંસીઆણા પડી ગયા. તેમની પીઠ ઉપર તાહડનું એક લખલખુ બરાઇ આવ્યું, અને કપાલ ઉપર પસીનો છુટવા લાગ્યો. ઘણે વારે અમબાઇજીનું હસુનું જ્યારે પુરૂં થયું ત્યારે પેટ પકડી હાફતાં હાફતાં તેવન બોલ્યાં:—

" મમઇ મરેરે તમારી **ખસુભાઇ**, તમે મને હસાવી મારી નાખી! તોપણ **ખસુભાઇ** શું તમે ખરેખરૂ બોલ્યા કે અમથુજ. શું તમે ટ્રસ્ટ કરવાબી તૈયાર થયાછ કે ?"

"હા. જી." **ખસુસેઠે** ખાતરી કરવા માંડી. "મારાં બેહસતન માય તરફથી મને લગભગ પીસતાલીસ હજારનો ફાલો મલેલો છે, અને મારા મામાને પેટે એકબી ફરજંદ નહી હોવાથી તેંવનની તન લાખની પુંજીનો હું એખલો વારસ થયોછું. તે ઉપરાંત મારા બેહસ્તી બાવાની પંદર લાખની રોકડ દોલત ઉપરાંત, સુરત અને બીલીમોરામાં તથા સીમનપોર કુમસ અને એલાવમાં તેવનની મોટી જાગીર અને કેટલાક વજીફા છે. એ ઉપરાંત હું પોતે કમાઉછુ તે જુદું. **અમબાઇજી** માય, આએ દુનીઆમાં હું એખલોજ છેઉ. ના મલે ભાઇ, ના મલે બેહન, ના મલે માય, ના મલે બાપ. કોઇ દુરના કે નજદીકના સગા વાહલાંઓ નથી. તમે જો રજા આપો અને તમારી મરજી હોય તો હું તમારી દીકરી—**ઝીલુબાઇના** ભવીશના સુખ માટે પંદર લાખનું ટ્રસ્ટ તેના નામ ઉપર કરવા તૈયાર છેઉ."

**અમબાઇજી ખા. બા. ખરશેદજીનુ** બોલવું ધ્યાનથી સાંભલી, પોતે ખુબ વિચારમાં પડયાં, તેટલાં **ખસુભાઇનો** ઉડી ગયલો જીવ પાછો આવ્યો. તેવણુનો ગભરાટબી ઓછો થયો, અને **અમબાઇજીનો** જવાબ લેવા તેવણ તૈયાર થઇ રેહ્યા.

" સાભલો **ખસુભાઇ.**" **અમબાઇજી** ગમભીર અવાજે બોલ્યાં. "બેહસ્ત મારા મેહરનોશજીને. તેવંન જો જીવતા હોતે, અને તમે તેવન આગલ જો **ઝીલુ** બાબદ એવી વાત કરતે, તો તેવન શુંનુ શું કરી નાખતે! પણ હું એક બાઇ મનીખ શું કરૂ! પૈસાનુ જોર નહી, એટલે લાચાર! બેહસ્તીની હેયાતીમા ઝીલુના કેવે કેવે સારે ઠેકાણેના માંગા આયાંતાં, અને રાત દાહડો લોક ઉંબર ખની ખાતીંતાં!! પણ બેહસ્તી એકના બે થયા નહી, અને અંતે છોકરીને રડાવીને રંખડાવી

ગીયા. હવે તે વખત રેહો નથી એટલે હું લાચાર છેઉ. તમારી જો મરજી હોય તો મને એ વાત કબુલ છે. પણ તમે એ વાતમાં ઝીલુની મરજી પુછો. મને તો બીલકુલ વાંધો નથી."

ખસુસેઠની ખુશાલીનો પાર રેહ્યો નહી. જે અવલ હરકત હતી તે નિકલી ગઇ અને હવે ફકત **ઝીલુબાઇની** મરજી ઉપર વાત આવી અટકી, અને તે તકબી જેમ બને તેમ જલદી **ખસુભાઇએ** હાથ ધરવાની તજવિજ કીધી. **ખસુભાઇને** **અમબાઇજીથી** પરવાનગી મલ્યા પછી, તેવન **ઝીલુ** સાથ મલી ગયા. **અમબાઇજી** રફ્તે રફ્તે તે લોકના રસતામાથી નિકલતાં ગયાં અને **ઝીલુની** સાથ **ખસુભાઇને** વાત કરવાની તક આપવા લાંગ્યાં. એવે સમે એક દીવસની સમી સાંજે, બંગલાના કમપાઉન્ડની પાછલી ગમ બાગમાં ગોઠવેલા એક બાંક ઉપર **ઝીલુ** અને **ખસુભાઇ** સાથે બેસી વાતચીત કરતાં હતાં.

"**ઝીલુબાઇ** મારે તમારી સાથ કાંઇ ખાસ વાત કરવી છે." અંતે **ખસુભાઇ** બોલ્યા. "તમે જો ધ્યાનથી સાંભલો તો—

"બોલો, બોલો, ભલે બોલો." **ઝીલુ** પોતાના હાથ માહેલી ગુલ છડીની એક બે કલી સાથ ગેલ કરતાં બોલી. "હીયાં કોઇ તમારી વાત સાંભલે તેવું નથી."

"તમે અપમાન લેતાં ના **ઝીલુબાઇ**, પણ મે તમારાં મોટાં માયની પરવાનગીથીજ તમુને પુછવાની હિંમત કરી છે." **ખસુભાઇએ** વાત આગલ ચલાવી. "**ઝીલુ**. વાહલી **ઝીલુ**, હું તુને ખરાં અંતઃકરણથી ચાહુછ. તારી જુદાઇમાં હું જલુછ. હું તુને સુખી કરવા શકતીવાન છેઉ. તું જો મારો હાથ કબુલ કરે, અને મને જો તારા ખાવીંદ તરીકે કબુલ કરી તું મારી મોહરદાર થાય, તો **ઝીલુ**, હુ પોતાને ખરોજ ભાયગશાલી સમજું."

"ખસુભાઇ," ઝીલુ પોતાના સુંદર ગણુગણુતા અવાજે નિચી મુંડીએ શરમાઇ જઇ બોલી. "ખસુભાઇ, હું એખલી નિરાધાર માબાપ વગરની એક——

એટલું બોલતાંજ ઝીલુની સુંદર ચસમોમાંથી આસું ખરી પડવાં લાગ્યાં, અને ખસુભાઇ આ મામલો જોઇ કાંઇબી વધુ બોલે, તે આગમજ ઝીલુ ડચકા ખાઇ રડી પડી બોલી. "હું કમનસીબ! ખરેખર હું કેવી કમનસીબ! હું કેવી દુ:ખી!"

"ઝીલુ તમે રડોછ?" ખસુભાઇએ ઝીલુની પીઠ ઉપર હાથ મુકી પુછ્યું. "તમુને દુ:ખી થવાનુ કાંઇ કારણુ નથી! શું મે તમુને આવી રીતે દલગીર થવાનુ કાંઇ કારણુ આપ્યું છે? કેહ કેહ ઝીલુ; શું મારાથી તું દુ:ખી પઇ છે?"

"નહી ખસુભાઇ નહી. તેમ નથી." ઝીલુ પોતાની રડતી આંખ્યો સાફ કરી બોલી. "પણુ તમે એવી વાત કરશો, એમ મને જરાબી આશા હતી નહી. તમારી ઉપર મેં મોટી ઉમેદો બાંધી હતી. મારાં આ એકાંત ઘરમાં મારાં દુ:ખની દાજ હૈડે ધરનાર કોઇ મુલે નહી! મારાં અંતકરણુના ભેદનો ખુલ્લાસો કરવા હું કોઇ તમારા જેવા દોસ્તની શોધમાંજ હતી. તમારી સાથ તે વાત આજે કરવા માટેજ હું તમુને હીયાં એકાંતમા લાવી. એક બાપ તોલના મુરબી તરીકે તમુને સમજી મે તમારી ઉપર આસા બાંધી હતી."

આ છેલ્લા સખુનો સાંભલી ખસુભાઇ ઝીલુની તમામ મતલબ સમજી ગયા, અને હલવે રહી બોક ઉપરથી ઉઠી બોલ્યા:—

"એક બાપ તરીકે તમે મને સમજયાં નહી?"

"હા." ઝીલુ બોલી. "હું સમજી કે પરવરદેગારે તમુને મારા દુખમાં ભાગ લેવા, અને મને મદદ કરવા મોકલીઆ છે. ખસુભાઇ હું તમુને આજ સુધી એક મુરબી તરીકે સમજતી હતી, અને

તમારી સલાહ ઉપર ગણતરી કરતી હતી. મેં તમુને કદીબી ઠગીઆ નથી. તેમજ કોઇબી વખતે મારા હાથની સેહેજબી આશા તમુને આપવાનું મેં ડોલ ઘાલીયું નથી. મારા મોટાં માયના કેહવાથી તમે આજે માહરી સાથે વાત કીધી અને મે તમુને ના પાડી, માટે તમે મારી ઉપર ગુસ્સે ના થતા. **ખસુભાઈ**, મારો ભરમ, મારા દીલની વાત, કોઇ જાણતું નથી. હું જોકે અદરાઇ નથી, પણ અદરાવાનીછું. હું બીજાને અદરાવા વચનથી બંધાઇ ચુકીછું."

**ખસુભાઇ**ના દુઃખનો પાર રહ્યો નહી. **ઝીલુ**ના છેલ્લા સખુનો પછી જરાબી ઝાંખી આશા હવે **ખસુભાઇ**ને **ઝીલુ**ના હાથની રહી નહીં. **ઝીલુ** બીજાને ચાહે છે, એ વાત તેણે આજેજ જાણી, અને તે જાણતાંજ તેની આશાની ધુલધાની થાઇ ગઇ.

" **ઝીલુ** તમે બીજાને ચાહોછો!, અને તેથી તમારા મોટાં માય હજી બેખબર છે ? " **ખસુભાઇએ** પુછ્યું. "એમ કાય વારૂ ?"

"તેમાં કેટલાક વાંધા આડે પડયા છે. " **ઝીલુ** બોલી. "હમારી હાલત ગરીબ છે. તે લોક ઘણાજ તવંગર અને મોટા લોક છે. જોકે હમારૂ ખાનદાન કોઇબી રીતે તે લોકથી ઉતરતું ગણાય નહી. પણ તે છતાં દોલતનો સવાલ ઉભો થયો છે. તોપણ હું તેને વચનથી બધાઇ ચુકી છું. જાહેરમાં નહી પણ બાતેનમા હું તેને અદરાઇ ચુકીછું. ખુદા ખાતર મારો ભરમ તમે કોઇને કેહતા ના **ખસુભાઇ**."

" ફીકર નહી. " **ખસુભાઇએ** ધીરજથી જવાબ દીધો. "પણ જયારે તમારે ત્યાં તે શખસ આવતો જતો નથી, ત્યારે તમારો મીલાપ તેની સાથ કેવી રીતે થાય છે ? "

" હું તેબી તમુને જણાઉ **ખસુભાઇ**. " **ઝીલુ ખસુભાઇ**નો હાથ પકડી બોલી. " મારા મોટાં માયની ઓલખાનવાલાં કોઇ દાદોસ્તનવાલાં છે. તેઓને ત્યાં મારી સાથ તેમનની પેહલી મુલાકાત થઇ હતી. દાદોસ્તનવાલાંઓના તે લોક નજદીકનાં સગાં હોવાથી, તેપન

હમેશાં ત્યાં આવે છે, અને હુ **દાદીરતનવાલાંઓને** ત્યાં જયારેબી જાઉછું ત્યારે મારો તેવન સાથ મેલાપ થાય છે."

"પણ એ કોણ ભાયગશાલી નર છે તે કેહશો **ઝીલુ** ?" **ખસુસેઠે** ઇનતેજારીથી પુછ્યું.

"હાજી." **ઝીલુ ખસુભાઇ** તરફ જોઇ બોલી. 'તેવન મલબાર હીલ ઉપર રેહ છે; અને તેવનનું નામ **નાદરશાહ નવલ-શાહ નાનાવટી** છે."

"**ઓનરેબલ નવલશાહનો** છોકરો!" **ખસુભાઈ** બોલ્યા. "**દીન્શચમનવાલા નાનાવટી** !! ઓહો !"

"તમે એ વાત કોઈ આંગલ કેહવોતો નહી !!"

"ફીકર નહી ! **ઝીલુ** હું તમારો ભેદ કદીબી કોઇને કહેનાર નથી. ખાતરી રાખો." **ખસુભાઇ** મક્કમ અવાજે બોલ્યા. "હવે હું તમારી રજા લેઉંછ. ફરીથી આપણ આજ પછી એકબીજાને મલશું નહીં. આપણ ફરીથી મલનાર નથી, એટલે તમે એમ ના સમજતાં કે હું તમારો ખેરખાહ નથી. તમારા સુખનું હિત મારે હૈડે રેહશે. હું જાઉંછ **ઝીલુ**. તમારાં મોટાં માયને મલવા જવા જેટલી મારાંમા હવે તાકાત રહી નથી, સબબ તમારો જવાબ સાંભલી હું બલહીણ થઇ ગયોછું. છેલ્લી સલામ ! **ઝીલુ** હું જાઉંછ !!! મારૂ કામ જો કદી તમુને ભવિશમા પડે તો હું તમારે ખાતર કાંઇબી કરવા તૈઆર થવશ."

**ખા. બા. ખરશેદજી** નિરાસ થઇ તુટેલે દીલે **ઝીલુને** બગીચામા એખલી મુકી **અમબાઇજીને** મલ્યા વગર એકદમ નિકલી ગયા.

**અમબાઇજી** અને **ઝીલુ** વચ્ચે ત્યાર પછી શું થયું તે જાણ-વાની આપણુને જરૂર નથી, પણ **ખસુભાઇની** હાર થવાથી **નાદીરશાહ નાનાવટી** ઉપર તેવનને જબરો કેહર છુટો. પોતાના હરીફને કોઇબી રીતે દુર કરવાના તેંવન વિચારમા પડયા તે વિચારમાને વિચારમાં તેવન ઘેર ગયા, અને મગજની ઉસકેરાએલી હાલતને

લીધે, બીજેજ દીવસે તેવનને ' બ્રેન ફીવર ' લાગુ પડી. એ બીમારીમાથી છ મહીનાની લાંબી મુદતે સાજા થયા બાદ, છ મહીનાની બીજી રજા લેઇ હવાનો ફેરફાર કરવા તેવન લંનડન અને પેરીસ ગયા અને ત્યાંથી પાછા ફરીઆ બાદ પોતાના ઓધાનો પાછો તેવને અખતીઆર લીધો હતો.

એ મુદત દરમ્યાન **જીજીધોધાના** ખાનદાનને તેવન બીલકુલ ભુલી ગયા. એ મુદત દરમ્યાનં **અમબાઇજીને** તેમજ **ઝીલુને** તેવન વિસરી ગયા ખરા, પણ **નાનાવટીવાલાંઓ** તરફનો પોતાનો કેહર તેવન હજી વીસરીઆ નહી હતા.

વરશોની વાત ઉપર બની ગયલા એ સરવે બનાવો, **જેહાંગીરશાહને** મોહડેથી **નાનાવટીવાલાંઓનુ** નામ સાંભલતાંજ, **ખા. બા. ખરશેદજીને** તુરતજ યાદ આવ્યા. તેવનને મનથી લામબી મુદતની વાત ઉપર **ઝીલુ** સાથ થયલી વાતચીત અને **નાદીરશાહને** લીધે તેવનને હાથથી ગયેલી આ સુંદર મોહરદારવાલોં બનાવ જાણે ગેઇ કાલે બનેલા બનાવની માફક તેવણને લાગ્યો. તેવનની છાતીમાં ધપકારા થવા લાગ્યા અને તે સરવે છુપાવવા તેવન તુરતજ ઉઠી પૌતાના દીવાનખાનામાં જઇ બીછાના ઉપર પડી મનમા બોલ્યાં——

"**નાદરશાહ નવલશાહ નાનાવટી**! એક ખુની! આએ શું ગજબ! આએ કેવો બરમ!! **નાદરશાહ નાનાવટી**!! પેલી **જીજીધોધાની ઝીલુનો** પસંદ કીધેલો ધણી, એક ખુની, અને **નવલશાહની** એક વગર પરણેલી ઓરતનો છોકરો!! ખરેખર આ કેસથી **જેહાંગીરશાહના** કેહવા પ્રમાણે પારસીઓમા મોટી ચકચાર થશે, અને એક પારસી તરીકે પારસી પ્રજા મારી તરફથી દયાની આસા જરૂર રાખશે. પણ ફિકર નહી. આ મુકદમામાં સરકાર તેમજ પ્રજાને હું સાબેત કરી આપશ, કે મેં અપક્ષપાતપણે કામ લીધું છે. બંને બાજુથી બચાવતો જબરો થવાનોજ, પણ જયાં સુધી મારી દયાનત સાફ છે, ત્યાં સુધી મને કોઇથી ડરવાનું કારણ નથી, હું ફકત મારી ફરજ બજાવશ, 'અને એ ફરજ બજાવતાં હું કોઇનાબી લાગવગને મચક આપનાર નથી."

ખસુસેઠની આગલી જીંદગીનો આ એક અગતનો બનાવ હતો, અને તે જીજીથોથાની ઝોલુ વગેરે આજ સુધી બીજુ કોઇ જાણતું નહી હતું.

પુરતી રીતે શાંત થયા પછી ખસુસેઠ પોતાના દીવાનખાનામાંથી નિકલી જેહાંગીરશાહની પાસે પાછા જઇ બેઠા.

" ત્યારે એમ થયું. " ખસુસેઠ કાંઇ જાણતા નહી હોય, તેમ ખુરસી ઉપર પાછા બેસતાં બોલ્યા.

" હા સાહેબ. " ઇન્સપેકટર જેહાંગીરશાહે જવાબ દીધો. " મેં તમુને નુંનુંના ખુનીની તમામ હકિકત કહી સંભલાવી છે, અને હું તમારી પાસથી નાદરશાહને પકડવાનું વારંટ લેવા આવ્યોછુ"

" તમે ઘણાજ રસ ઉપર ચહડેલા દીસોછ ઇન્સપેકતર સાહેબ." ખસુસેઠ બોલ્યા.

" એક આવા હુશીઆર, ચંચલ, અને હિકમતબાજ ખુનીને પકડવાના કામમા તમે આવી રીતે ધીલ કરી આડે આવોછ સાહેબ ? " ઇન્સપેકટરે અધીરાઇ કીધી. " તમે કેહવોની સાહેબ કે આવા પુરાવા છતાં ખુનીને પકડવામાં ધીલ શું કાંમ થવી જોઇએ ? શું ઇજતદાર અને તવંગર માણસો પાપી કામ કરતાં નથી ! શું ગરીબો અને લુચ્છાઓજ ખુની, ચોર અને લુટારા હોય છે ? દેખાવ ઉપરથી ભુલવું નહી સાહેબ. મે એવા ઘણાક જન જોયલા છે, જે બાહરથી સાધુના જેવું ડોલ ઘાલી, બાતેનમાં નિરદોશોનાં ગલાં બકરાની કાની કાપી નાખે છે. એવા ઠગારાઓને હું મારે પોતાને જોખમે પકડી મુંબઇમાં ઉઘાડા પાડવા માગુંછું. આ નુંનુંનું ખુન આ નાનાવટીના પોરીયાએજ કીધુ છે. તેમા જરાબી શક નથી. નુંનુંની પાસે જે કાગજીઆં હતાં, તે કાગજીઆં નાબુદ કરવામાજ નાદરશાહની સલામતી હતી. તે કાગજીઆંની સાથે અગરજો નુંનું જીવતી રેહવા પામે, તો તેની જબાની ઓનરેબલ નવલશાહનો ભેદ ફોડી નાખે !! વાસતે નુંનુંની જીભ તેનું ખુન કરી બંધ કીધી છે. હીરાજી બેરીસ્ટર પોતાન

હક સાબેત કરવા ચુનંદા બેરીસ્ટરો રોકી ચુકયો છે, અને તેણે ઠેડાવ કીધો છે કે આ મુકદમો કામ પડે તો તે પ્રીવીકાઉન્સીલ સુધી લેઇ જવો."

'મી. જેહાંગીરશાહ.' ખસુશેઠ બોલ્યા. "આવી કિસમના મુકદમામા ખુબ સાવચેતી રાખી કામ લેવું જોઇએછ. ઇનસાફ તો દરેકને મલવોજ જોઇએ. ઇનસાફની નેમ ચુકાવવા હું આનાકાની કરતો નથી, અને હું માજીસ્ટ્રેટની ખુરસી ઉપર બેસી પૈસાદારને વધારે અને ગરીબને ઓછુ માન આપતો નથી. પણ એક ચીજ તરફ હું હમેશાં ઇનસાફની નજરથી જોઉછું, અને તે એજ કે ઇનસાફની અદાલતમાં થએલી ગફલતી, સાંમી બાજુવાલાને એવું નુકસાન કરે છે કે પાછલથી તે ગફલતી સુધારવા છતાં તેને થાયલું નુકસાન સેહજબી ઓછુ થતું નથી. એક વખત ગુનેહગાર તરીકે કોઇ નિરદોશ આદમી ઇનસાફની ગફલીતીથી પકડાઇ ગયો, અને પાછલથી તે પોતાનુ નિરદોશપણુ સાબેત કરી છુટીબી ગયો, પણ તેને કપાલે કાલી ટીલી જે લાગે છે, તે જીંદગીના છેડા સુધી જતી નથી. કદાચ સામી બાજુવાલાઓં ઘણીજ મજબુત "એલીબી" સાબેત કરશે તો——

"દરેક ખુનીઓ હંમેશા પોતાના બચાવમાં 'એલીબી' સાબેત કરવા નીકલે છે." જેહાંગીરશાહે કંટાલી જવાબ દીધો, "એલીબી" વગર એ લોકનો બીજો બચાવજ નથી. "એલીબી" સાબેત નહી કરે, તો બીજું શું કરે ? બચાવ તો ખરો ખુનીબી કરે અને એક ખોટો ખુનીબી કરે !! આ મુકદમામાબી એલીબીનોજ બચાવ રજુ થવાનો. અને તે 'એલીબી' કાંઇ નબલી નહી, પણ ઘણીજ મજબુત 'એલીબી' સાબેત કરવામાં આવશે. તે એવું સાબેત કરશે કે "બલેવને દાહડે સાંજે હું બે ત્રણ જણાઓં સાથ એપોલો બંદર ઉપર હતો !! રાતે આઠ વાગે હું રીપન કલબમાં હતો !! નવ વાગે ફલાના ફલાનાને ત્યાં તેવનના ફ્રેન્ડોની સાથે ટેબલ ઉપર હતો!!! અને દસ વાગે ફલાના ફલાનાની સાથે ગાડીમાંથી નિકલ્યો હતો !!!

હીયાં ગીયો હતો !!! ત્યાં ગીયો હતો !!! ' ઑલ્લ હમબગ !! શીયર નૉનસન્સ—" માફ કરજો સાહેબ, તમો મારે હાથથી આ ખુનીને છટકાવશો !! હું તેને જરાબી વખત આપવા માંગતો નથી. હું તેને એક મીનીટબી વિચાર કરવાની તક આપવા માંગતો નથી !!! તમે મને વારંટ આપો અને જુવો કે હું કેવી રીતે મારૂં કામ ચલાઉંછું !!!"

" તમે કેવી રીતે કામ કરવાં માંગોછો **જેહાંગીરશાહ** ?" **ખસુસેઠે સવાલ કીધો.**

" તમારી પાસથી આજને આજ અને હમનાને હમનાજ હું એ છોકરાને પકડવાનું વારંટ મેલવવા માંગુછું." ઇન્સપેકટરે જવાબ દીધો. " એ વારંટ લીધા બાદ, હું તે મારા ગજવામાંજ રાખશ, અને આખા દાહાડામાં કાંઇબી કરી એક વખત હું **નાદરશાહની** નજરે પડશ. તેની આગલથી ચાલી જતાં તેને હસીને હું સલામ કરશ. એમ કીધાથી તેણે જરાબી શક પડનાર નથી. ત્યાર બાદ આવતી કાલે સહવારનું પોહર પડતાંજ હું તેને બીછાનામાં સુતેલો પકડશ. પકડયા પછી તેને હું બધી વાત ખોલી કહી દેવશ, કે **નાદરશાહશેઠ** 'એલા બીના' ફાંફાં મારવામાં સાર નથી. સરવે વાત માલમ પડી ગઇ છે. આંઠ વાગે તમે ઘરમાંથી નિકલીઆ. ગ્રાંટરેડથી સાડા આંઠની ત્રેનમાં બેસી નવ વાગાને સુમારે એલફીન્સટન રોડના સ્ટેશન ઉપર ઉતરી પડયા. અને ત્યાંથી પગે ચાલીને વરલીના બાણુનો તમે રસ્તો લીધો. સવા નવ કે સાડા નવે તમે **નુંનુંને** ઘેર પુગા. તમે દરવાજો ઉઘડાવી અંદર દાખલ થયા. તમે ખાવાનું તૈયાર કરવા તેણીને કહ્યું. તમે બે ચાર 'પેગ' વ્હીસકીના ઓટી ગયા. અને દસ વાગા અગાઉ તમે **નુંનુંનું** ખુન કીધું. ખુન કીધા પછી તમે પેતી પેતારા અને કબાટ 'જબરાથી ઉઘાડીઆં. તમે **મેહરી મલેસરી** અને **નવલશાહ નાનાવટીના** કાગજો માટે શોધ કરવા માંડી. ત્યાર પછી ઘોલીઆ તરાઇ અને ગોદરાના ગલેપ ફાડી, તેમાં શોધ ચલાવી. અંતે તમુને તે કાગજીઆં મલાઆં,

અને તમે તે કાગળીઆં **નુંનુંના** ચુલામાં બાલી નાંખીઆં! દરવાજા બંધ કરી બાહરથી તાલું મારી કુચીનો રસ્તો કરી તમે વટેણા વાવી ગયા! પણ તમોએ તે દીવસે રાતના 'ફલેત હીલ' અને 'નેરોટોના બુટ' તથા પાઘડી અને કાલી બનાતનો દગલો પેહડવામા, અને વલી રેસમની છતરી સાથે રાખવામાં જબરી ભુલડાઇ કીધી હતી!"

"એ તમારો હેવાલ કોઇબી 'એલીબીને' ઉલટાવી નાખવા પુરતો છે, એમ હું ધારૂછું **જેહાંગીરશાહ.**" **ખસુશેઠ** વિચાર કરી બોલ્યા. "તમારી તકરારને વજુદ આપી હું તમુને **નાદરશાહ નવલશાહ હીરજી નાનાવટીને, નુંનુંના** ખુની તરીકે કેદ કરવાનુ વારંટ અને તે સાથ **નુંનુંના** મકાનની ઝડતી લેવાનું હુકમનામુ આપુછું."





# પ્રકરણ ૧૧ મું.

## નવલશાહ હીરજીનુ કરાંચીથી આવી પુગવું.



હીરજી **હીરાભોગી** સાથની મુલાકાત પછી **નાદરશાહની** હાલતમાં મોટો ફેરફાર થઇ ગયો હતો. તેનો સદાનો હસતો ચેહરો ઉદાસ દેખાવા લાગ્યો, તેના હોઠ અને ગાલ ઉપરની લાલી ઉડી ગઇ, તેની આંખમાં દીપતી હંમેશની ખુશાલી ઝાંખી થઇ ગઇ, અને પોતાનો સદાનો મોજીલો સ્વભાવ અને કલબ તથા વારીવંતર જત્રાનુ છોડી, પોતાના ઓરડામાં બંધ બારણે તે વિચારમાં પડયો, અને દરેક પલે કરાંચીથી પોતાના બાપ **નવલશાહના** આવવાની તે ઇનતેજારીથી રાહ જોવા લાગ્યો.

પણ આજે **દીલચમનમાં** દોડધામ ચાલી રહી છે. નોકરો અને નફરો, માલીઓ અને મસાલો, બટલરો અને બબરચીઓ, સરવે હીયાંથી ત્યાં ઉલટમાં આવી દોડધામ કરે છે! રામોસીઓ **દીલચમનના** દરવાજા ઉપર ખરેધાટ થઇ ઉભા છે! **દીલચમનના શાહબબરચીઓ રસતઇ પોપટી** અને **કાવસ ઠાકરી,** બાવરચીખાનામા તરેહવાર રાંધવાની તૈયારી કરે છે. રૂના દલાલો, અને કોલસાના મુકાદમો, પ્રેસના ઇજનેરો અને મીલના મેનેજરો ઉપરાંત બેસુમાર ખુશામતના ખોરીઆંઓ **દીલચમનના** ઓટલા ઉપર હીયાંથી ત્યાં ફરતા ફરે છે!

પણુ એટલી બધી ધમાલનુ કારણુ ?

કારણુ કે **ઓનરેબલ નવલશાહ હીરજી** કરાંચીની મુસાફ્રીથી આજે પાછા ફરે છે. તેવનનો આવવાનો વખત થઇ ગયો છે. આગબોટ '**કાવાદાવા**' બંદરમા આવી લાંગરી છે, અને તેવનને લેવા માટે ધાકજી કોચમેન શેઠની રૂબરના ચાકની નવી વેલાતી લેનડોને સફેદ ઘોડાની જોડી જોરી ગયો છે. **નવલશાહ** શેઠને માન આપનારા—ખરૂ કહીએ તો તેવનની ખુશામત કરી પેટ ભરનારા—તેમના ઓલખીતા પારખીતા, અને વેપારીઓ તેવનને સલામ કરવા માટે **દીલચમનના** દીવાનખાના અંદર આજે એકઠા થયા છે.

અંતે વાત જોવડાવી, ડોલા તનાવી, **નવલશાહ** શેઠ આવી પુગ્યા. તેવનની ગાડી વરનડા આગલ આવી પુગતાંજ, ભાટીઆ, મેહમન અને વાણીઆ વેપારીઓ તેવંનને નમીનમી સલામ કરવા લાગ્યા અને તેવનની ગાડીનું બારણું કોચમેન ઉંઘાડે, તે આગમજ તેવનના રમુજી અને દીલપસંદ દોસ્ત **ટેમુલજી ટામટામે** વરનઠા ઉપરથી ઉતરી ઝટ દઇ બારણું ઉંઘાંડયું. **નવલશાહ** શેઠ ગાડીમાંથી બાહર નિકલ્યા અને તેજ વખતે **ટેમુલજી ટામટામ** તન તન ગજ નમી નમીને **નવલશાહને** સલામ કરવા લાગ્યા.

“ઉતરો, સાહેબ, ઉતરો.” **ટેમુલજી**, જેવનનુ કામ **નવલશાહને** મસકા લગારવા સાથ રમુજ આપવાનુ હતું, તેવન રમુજી ધ્રપે બોલ્યા. “જરા આસતે રહીને સાહેબ.”

“કેમ **માનકજી માકરી**.” **નવલશાહે** ગાડીમાંથી ઉતરતાં જેની નજર **માનકજી** ઉપર પડી તેવુંજં પુછ્યું. “કેમ છો ? બચ્ચાં છોકરાં ખુશ !”

“સાહેબના હકમાં દુવા ગુજારે છે.” **માનકજી માકરીએ** ખુશામત કરવા માંડી. “શું ખુદાયનો ખેલ ! ગઇ રાતના મારી ગુચી **શીરીન સોપલીએ** સપનો જોયો ને મને વસીદે મોહને ઉઠતાં વાર

કેહ્યું કે 'પપા, મોટા શેઠને આજે મેં સપનામાં હસતાં જોયા, અને તેવને જાણે મને શેકહેન્ડ કીધી.' મેં ધારીયું કે આજે આપ સાહેબ સીધારીઆ હોવો તો દરશન કરી આવું! દાદારના બંદા હોવો તો માનજો મુરબ્બી, મારી સીપલીનો સપનો રામબાન ખરો પડ્યો!"

"અંહ! એમ કે?" **નવલશાહ** આગલ ચાલતાં બોલ્યા. "એના હવે જલદી લગણ કરી નાખો **માકરી સાહેબ.**"

"હાજી. તમારી મેહરબાની છે તો ચંદરોજમાં!" **માકરીએ** બોઆનુ મુકયું.

મોટા શેઠ, **માનકજી માકરીને** મુકી આગલ ચાલ્યા, અને **માનકજી માકરીના** જેવાં અનેક પુછડાંઓ સાથ વાત કરતા, કોઇને કાંઇ અને કોઇને કાંઇ જવાબ દેતા, દીવાનખાનામા પોતાની ટેબલ આગલ જઇ બેઠા, અને જેમ જેમ તેવનની નજર દલાલો અને મુકાદમો ઉપર પડતી જતી તેમ તેમ તેઓ તન તન ગજ વાંકા વલી તેમને સલામ ઉપર સલામ કરયા જતા હતા.

અંતે ખુશામતખોરાઓનો તમાશો પુરો થયો. વેપારી, દલાલો અને મુકાદમો રવાને થયા, અને ફકત આઠ કે દસ પુછડાંઓ **નવલશાહશેઠ** સાથ ટાહેલાં ટપ્પા કરતા હતા, તેવામાં **રસતાઇ પોપટીએ** દીવાનખાનામા આવી પાયદસ્ત પોકારનારના જેવા મોટા અવાજે ધાંટુ પાડી બુમ પાડી:—

"નાસતો ટેબલ ઉપર બીછાવ્યોછ સાહેબ."

આ અવાજ સાંભલતાંજ **માણેકજી માકરી, ટેમુલ ટોમટોમ, ખરશેદજી ખરખાવરખા, કાવસજી ચટ્ટલા, અરદેસર ઢંઢુસ** અને બીજાઓના મોહડાંમાં પાણી છુટવા લાગ્યાં, અને જેવા મોટા શેઠ ખુરસી ઉપરથી ઉઠયા, કે સરવે જન ઇસકોલના છોકરાઓ માફક 'ઇસ્ટેન્ડઅપ' થઇ શેઠની પછવાડે જમવાના દીવાનખાના તરફ ગયા અને એક એક પછી નાસતાની ટેબલ ઉપર ગોઠવાઇ ગયા.

ટેબલ ઉપર મોટા શેઠની રાહ જોતો **નાદરશાહ** ગમગીન ચેહરે બેઠો હતો.

**નાદરશાહ** ઉપર **નવલશાહની** નજર પડતાંજ તેવને લાડથી હસીને પુછ્યું "કેમ શેઠ ત્યારના કયાં હતા? સાહેબ કંઇ દેખાયા નહી ?"

**નવલશાહ શેઠને** પોતાની તરફ આવતા જોઇ **નાદરશાહ** ખુરસી ઉપરથી ઉઠી સામે ગયો, અને મોટાશેઠની પાછલ ઉભેલું પેલા ખુશામતીઆઓનુ આખું સરઘસ આ નાહલ્લા શેઠની નવી ખુશામત કરવા પડયું. **નાદરશાહને** તેઓ એકએક ગજ નમી હસી હસી સલામ કરવા લાગ્યા. જેના બાપને ત્રણ ત્રણ ગજ આ ખુશઅંક્ષ ખુસામતીઆઓ નમે, ત્યારે તેના દીકરાને એકથી દોહડ ગજ નમવું તો જોઇએ ખરૂં !

"મારી તબીયત ઠીક નથી સાહેબ." **નાદરશાહે** અનમનીયો જવાબ દીધો અને **નવલશાહ** પોતાના દીકરાની આંખોમાં ટીકી ટીકી જોવા લાગ્યા.

ટેબલ ઉપર ખાનાર તો ફકત **નવલશાહ** અને **નાદરશાહ** તથા પેલા ફોકટીઆઓમાં પાંચ કે સાત જન ફકત હતા, પણ ટેબલ ઉપર ખાવાનું બાવીસ જનને પુરૂ પડે તેટલું હતું.

'બનામે યઝદ કરો' સાહેબોનો અવાજ નિકલતાંજ પેલા ખુશામતીઆ ગીડો 'ચીસ' કરવા ટેબલ ઉપર કુદી પડયા.

**નાદરશાહની** હાલતમા થાયલો ફેરફાર જોઇ **નવલશાહ** વિચારમા પડયા હતા, તેટલાં પેલા '**બાલુ કરકર**' જેવા ભુખ્યા ખવીસોએ લામબે હાથે ટેબલપર બીછાવેલી રકાબીઓ, એવીતો સાફ કરવાં માંડી, કે પાછલથી તે રકાબીઓને ધોવાની ઘણી મુશકેલી પડી નહી.

**નાદરશાહની** ખરી હકિકતથી **નવલશાહશેઠ** બિલકુલ બેખબર હતા, પણ તેની ઉદાસી માટે તેવન એકજ અટકલ કરી મનમાં

ખડખડયા. "વરી એને પેલી ઢુકટી હૈડે ચહડી હોશે !! હજી પેલી જીજીઘોઘાવારી ઝીલુનો પીછો એ છોડતોજ નથી !"

"**નાદરશાહ શેઠ** તમે ઘણાજ લેવાઇ ગયેલા લાગેછ સાહેબ ?" **કાવસજી ચટલા** જરા ચેંગા મેંગા થઇને બોલ્યા.

"જાઓ બેટા અમથા બેસી 'શું' કરોછ ?" **નવલશાહે નાદરશાહને** ટેબલપરથી જવાની રજા આપી. "ચાલો હું આવો તુમારી પછવાડે."

"જેમ તમારો હુકમ." **નાદરશાહ** બાપના હુકમ પ્રમાણે ટેબલ ઊપરથી ઉઠી પોતાના ઓરડામાં જઇ વિચારમાં પડયો, અને થોડીવારમાં **નવલશાહે** દાખલ થઇ બોલવા માંડયું:—

"કેમ **નાદીર,** એ શું ઢોંગ !! મેં તુને કેટલી વખત કેહ્યું કે એ રોકડયાં હરમાનનો તું પીછો છોડી દે ! પણ તારે મન હું જાણે શ્વાસ કાપુછ! એ **ઘોઘાવારાંઓ** પાસે બરીયું'છ શું ! એ વિચારમા ને વિચારમાં રખે તારૂં ભેજુ ખીસી જાય તેનો મને મોટો અફસોસ છો"

"પણ બાવાજી—"

"પણ દીકરાજી તું કેહવા શું એકો છે." **નાદીર** કાઇબી તકરાર કરે તે આગમજ **નવલશાહે** પાછું બોલવા માંડયું. "કેવી કેવી મુસીબતે અને શું શું મેહનતે મારાં બાપદાદાની ઇજ્જત અને આબરૂમા વધારો કરી મારા પુરાના ખાંનદાંનનુ નામ રાખવાની હું વેતરન કરૂછ, અને તુ તો તે ખાંનદાંનના નામ અને ઇજ્જત ઉપર પાણી ફેરવવાની તજવિજ કરે'છ. તું જાણેછ દીકરા, કે હું કરાંચી શુ કામ ગીયો હતો ? ગવરનરને મલવા સારૂ ? મારી મોટી ખાએશ અને છેલ્લી ઉમેદ છે, કે મરવા આગમજ મારા ખાંનદાંન માટે બારોનેટનો ખેતાબ હું મેલવું. પણ તું શુ મારા ખાંનદાંનનું નામ રાખવાનો હતો !! તુને તો તારી બઇરીના સુખની ફીકર પડી છે. પણ ખરા ખાંનદાંની નબીરાઓ બઇરીના સુખ કરતાં પોતાના કુલની ઇજ્જતને

વધારે ચાહે છે. **જીજીબોધાધારાંઓ** પાસે બરયું છે શું? **ખાવાની** ખાકબી નથી! તુને કોઇ તેવીજ ઉંચાં ખાંનદાંનની અને તવંગર બાપની દીકરી હું અપાવવા માંગુછ!"

"પૈસાની કિમતથી ખરો પ્યાર ખરીદી શકાતો નથી બાવાજી." **નાદરશાહે** જવાબ દીધો.

આવી રીતની ટપાટપી ઘણો વખત બાપ દીકરા વચ્ચે ચાલી અને અંતે **નવલશાહશેઠનો** મીજાજ હાથથી જતો રેહ્યો. તેવન ગુસ્સામા આવી બુમ પાડી બોલ્યા:—

"ચુપ બેઅુનીઆદ મુગો રેહ નહી તો———

"મારી બુનીઆદમાં ફરકમા હોયા વગર તમે કદીબી મને બેબુનીઆદ કેહવો નહી." **નાદીરશાહે** ભરમમાં જવાબ દીધો, અને **નવલશાહ** તે ભરમભરયો તાંણો સમજી ગયા.

"હું બેબુનીઆદ છેઉ નહી? મારા મુરબ્બી મારે તમારી સાથ કાંઇ અગતની વાત કરવી છે. **જીજીબોધાના** ખાંમદાંનને તે વાત સાથ કાંઇ સંબંધ નથી."

"વલી શુ નવી વાત છે." **નવલશાહ** ઠંડા પડી બોલ્યા.

"મારા મુરબ્બી." **નાદરશાહે** એકદમ વાત ચલાવી. "તમારી ગેરહાજરીમાં એક નહી ધારેલી ભેદભરી બીના મારા જાણવામાં. આવી છે. **હીલ્ટલુંમાઇ હીરાભોગોની** ઉપર તમોએ લખેલાં સરવે કાગજો મેં વાંચ્યા છે."

જાણે એક સરપનો ડંખ **નવલશાહને** લાગ્યો હોય! જાણે આસમાન ફાટી નીરંતર ઉંડા દોજખનો એક સીહાગાર તેમની નજરે પડયો હોય! જાણે વીજલીના એક અતી જોરેમંદ ચમકારાથી તેમના બદનના બે ટુકડા થઇ ગયા હોય, તેમ તેવણ ચમકી ઉઠયા, અને લઠથાંને વાર તેવન **નાદીરને** તેની બાજુમાથી મજબુત પકડી એકદમ ધીમે અવાજે બોલ્યા:—

" **હીરાભોગીની હીલ્લુ** ! ચુપ ! મુગો રેહ ! હીયાં કોઇ સાંભલશે !!! "

" હું એ વાત આજે કરનારજ નહી હતો." **નાદીરશાહે** કહ્યું. " પણ તમે મને ફરજ પાડી છે. "

" મુગો રેહ **નાદીર**." **નવલશાહે** ધીમે અવાજે કહ્યું. "ચાલ મારી સાથે અગાસીવાલા ઓરડામાં. ત્યાં આપણી એ વાત કોઇ સાંભલનાર નથી. "

**નાદીરનો** હાથ પકડી **નવલશાહ** ઓરડામાંથી નિકલ્યા અને જતાં જતાં રામોસીને, હુકમ કીધો:——

" રામોસી, કોઇબી છોટે શેઠકો ઇયા હમકો મીલનેકો આવે, તો કેહના કે દોનો સાહાબ ઘરમે નહી હયે. "





# પ્રકરણ ૧૨ મું.

## પાપ ફુટીયું ખરૂં !



એક પલ અંદર **નવલશાહશેઠ** બધો મામંલો સમજી ગયાં. એટલુંજ નહી; પણ એક પલ અંદર કેવી રીતે કામ લેવું તેનો વિચાર કરી, તેના સેવટ ઉપરબી તેવન એકદમ આવી ગયા.

એમ એક પલમાં બધી બીનાનું સમજી જવું, અને એક પલમાં કેવી રીતે તેના બાબમાં કામ લેવું તે **નવલશાહ** જેવાં માણુસ માટે મુશકેલ નહી હતું.

પોતાની જવાંનીની જાહેલી અને મુરખાઇથી બની ગયલાં એક અવિચારી કામ ઉપર આજે વીસવીસ વરશ થયાં **નવલશાહ** વિચાર અને વમાસન કરતા હતા, અને દરેક દીવસે અને 'દરેક પલે તેવણુ પોતાના આગલાં કરમનો ભરમ ફુટવાની વકી રાખતા હતા.

ચીંગારીમાથી આગ, અને ફુંકમાથી વંટોલીઓ ઉઠવાની તેવણુની વકી અંતે આજે ખરી પડી છે. હવેજ પોતાની ખરી હાલતનો ચીતાર પોતાની નજરે જોવાની તેવણુને જોગવાઇ મલી. પ્રિનની ખુમારીમા મસ્ત થઇ ગયેલા **નવલશાહે**, **હીલ્લુબાઇ** ઉર્ફે **મેહરી મલેસરી** ઉપર જે જે કાગજો લખ્યાં હતાં, તેને માટે તેવણુ પોતાના મનમા પોતાને હજારોહજાર કદુવા હવે દેવા લાગ્યા, અને પોતાના ઓના ધીકતા વખતમાં આ નધારેલી નામોશી, હીનપસ્તી અને ફજીયતીનુ બોપાલું ફુટેલું જાણી અતીશય દુઃખી થવા લાગ્યા.

મારાં પ્રિય વાંચનાર સવાલ કરશે, અને તે એક ખુદરતી સવાલ છે, કે **નવલશાહ** જેવા એક બાહોશ, હુશીઆર અને દુરઅંદેશ આદમીએ પોતાને હાથના કાગજો **હીલ્લુબાઇના** હાથમા આજ સુધી રેહવા કેમ દીધાં ? અને જો એવાં કાગજો **હીરાભોગીની હીલ્લુ** પાસે રેહી ગયાં હતાં, તો તે મેલવવાની શું અત્યાર વેર કાંઇબી તજ વિજ **નવલશાહે** કીધી નહી ? શા માટે તે કાગજો **હીલ્લુ** પાસથી પાછાં મેલવી **નવલશાહે** ફારી કે બાલી નાખ્યાં નહી, કે આજે આવી હિનપસ્તી અને નામોશીમા તેના જેવા એક માનવંત નરને આવવું પડતે નહી.

પણ એમ બોલવું અને એવા વિચારો કરવા ઘણાજ સહેલ છે. કોઇને માટે કાંઇબી વિચાર કરવામાં કે તેને ઠપકો આપવામાં લોકોનુ કાંઇ જતું નથી. પારકાઓની ખરી હાલતનો કાંઇબી ખ્યાલ તેઓ કરતાં નથી અને ઝટ દઇ પરવારતાઓ સેંહકડો શીખામણો દેવા હમેશા બાહર પડે છે.

એક સોહામણી સીકલ ઉપર જયારે કોઇ મોહી પડી પોતાની ખરી હાલત ભુલી જાય છે, ત્યારે તે એમ સમજે છે કે તેની પ્રિત નિરંતર અને તેનો પ્યાર અથાગ અને અપાર છે. ભુત અને ભવિશનો ખ્યાલ ભુલી તે વરતમાનનીજ ફિકરમાં પડે છે.

**મેહરી મલેસરી** ઉરફે **હીરાભોગીનો હીલ્લુ**ની પ્રિત જયાંસુધી **નવલશાહના** જીગરમાં તાજી રહી, ત્યાં સુધી તે કાગજો તેણે **હીલ્લુ** પાંસ માંગવાની દરકાર કરી નહી, અને તે કાગજો માગવાની તેને જરૂર હતીબી નહી. પણ ત્યાર બાદ આંઠ વંરશની મુદત વહી ગઇ, અને તે આંઠ વરશના અરસામાં જયારે **નવલશાહે હીલ્લુને** બેવફા અને નીમખહરામ બનેલી જોઇ તેની સાથનો પોતાનો સઘલો સંબંધ છુટો કીધો, ત્યારેજ તે કાગજો પાછાં મેલવવાની તેને સુઝ આવી. ત્યારેજ **નવલશાહે** પોતાની ભુલ પોતાની નજરે જોઈ

અને ત્યારેજ પોતાને ઠગાયલો જાણી પોતાનાં કાગજો મેલવવાની તે તજવીજમાં પડયો.

પણ તે વખતે બહુ અસુરૂં થયું હતું. ખરેખર તે વખતે ઘણુજ મોડું થયું હતું.

પોતાના પાપી પ્યારનાં, ચીઠરાં, અને હિકમતની હકિકતવાલાં કાગજો મેલવવા તેણે ઘણી તદબીરો કીધી, પણ એક યા બીજાં કારણથી તે મેલવી શકયો નહી.

જેની પ્રિત માટે પોતાની જીંદગીનો તેણે નાશ કીધો હતો, જેના હાથમાં તેણે પોતાની જીંદગીના ભેદભરમની ચાવી આપી હતી, તેને બેવફા બનેલી જાણી તે ગુનેહગારની સીકલ કદીબી નહી જોવાનો ઠેડાવ કીધેલો હોવાથી, **નવલશાહ** પોતે તે કાગજો માંગવા **હીલ્લુબાઇ** પાસે ગયાજ નહી. એ એક કારણ હતું. બીજુ કારણ **હીલ્લુ** ઉપર ઉપજેલો **નવલશાહનો** ક્રોધ અને કેહર હતો. પોતાની બેવફા દીલદારની પાસ તે કાગજો માંગવા **નવલશાહ** જાય, અને **હીલ્લુ** તેવણને સમજાવી લીએ તો? **હીલ્લુની** બેવફાઇથી **નવલશાહને** એક કારી જખમ થયો હતો. પણ તે બેવફાઇ ઘણીજ અસુરેથી તેવણને માલમ પડી, સબબ છોકરાઓની અદલાબદલી થઇ જવાને આજ મુદત વહી ગઇ હતી, જેથી **નવલશાહને** 'ગલે ગાંઠ અને મોહડે ડુચા' સમાન વાત બની હતી. વલી કોઇ ત્રીજા આદમીને વચમાં નાખી એ કાગજો મેલવવાનુ કામ તેવનને જોખમ ભરયું લાગ્યું હતું.

આજે નહી અને કાલે! આ નહી અને બીજે મહીને! વખત પાણીનાં રેલા મીસાલ વહી ગયો, અને **હીલ્લુ** પાસેથી પોતાની પ્રિતવાલાં કાગજો પાછાં મેલવવા માટે અંતે જ્યારે ઘણુંજ મોડું થયું, ત્યારે **નવલશાહે** એકજ સધીઆરો પોતાના દીલમા માની લીધો કે એ ભરમ ફોડવામા મારા કરતાં વધારે નુંકસાન **મેહરીને** થશે. મારા છોકરા કરતાં એનાં ફરજંદને વધારે નુકસાન થશે, અને **મેહરી**

કદીબી પોતાના જનીતાં ફરજંદને એટલું બધું નુકસાન તે ભરમ ફોડી કરશે નહી."

**નવલશાહના** દીલને એ તો ફકત એક સધીઆરો હતો. તે જાણતો હતો કે તેનો **ભરમ ફકત ચાર** જનને માલમ હતો. **નુંનું, મેહરી, લીમબકરો** અને પોતે. એ ચારમાથી ફકત **લીમબકરો** મરણ પામ્યો હતો, અને બાકી ત્રણું જન જીવતાં હતાં. એ ત્રણ જનમાથી **નુંનુંનું** મોહડું **નવલશાહે** પૈસાના જોરે બંધ કીધું હતું. વંરલીના બાણુ ઉપર જયારથી તે આવી વસી હતી, ત્યારથી તે **નવલ-શાહને** માથે પડી હતી, અને **નવલશાહ** તેની તમામ હાજતોની વેઠ કરવા જરાબી આનાકાની કરતા નહી હતા.

પણ 'દેસખાઇ દરવાજા જેણે ખાંધે બાંધેલા' તે એટલી ગોઠવણો ઉપર સંતોશ પામી બેસે તેમ નહી હતું. પોતાની જીંદગી દરમ્યાન આ ભેદ, કોઇબી દીવસે ફુટયા વગર રેહનાર નથી એમ **નવલશાહની** પુરેપુરી ખાતરી હતી.

પોતાને માથે ઘેરાઇ રેહલું એ બલાનું સીહા વાદલ કાંઇબી ગગડાટ કીધા વિનાં, વગર ચેતવણીએ કોઇબી વખતે ફાટી તેમાંથી આફતનો વરસાદ વરસવાની તે વકી રાખતોજ હતો, અને અંતે દુરઅંદેશ **નવલશાહશેઠની** તે આગાહી **આજે ખરી** પડેલી આપણે જોઇએછે. આજે તે બલાનુ વાદલ ફાટયું છે, અને હવે આફતનો વરસાદ તેની ઉપર વરસવો શરૂ થયો છે.

પોતાની દુ:ખભરી હાલતથી **નવલશાહશેઠે** હાર ખાધી નહી. પોતાની ખરી હાલતનો સેહજબી ખ્યાલ કોઇને આવવા તેવને દીધો નહી. તેવણે પોતાનો મીજાજ ઠંડોજ રાખ્યો, અને સેહજબી દલગીરી તેવને પોતાના ચેહરા ઉપર પ્રગટવા દીધી નહી.

" બેસ દીકરા." અગાસીવાલા ઓરડામા દાખલ થઇ અંદરથી દરવાજા બંધ કરી **નવલશાહે નાદીરને** કહ્યું. " કાંઇ ફીકર નહી. તું ગભરા ના. ઠંડો પડ. **નાદીર** એ કાગજો વિશે તુને કેમ ખબર પડી તેની તમામ હકિકત અવલથી આખર સુધી મને કેહ ? "

**નાદીરશાહે** પોતાના બાપની આગલ સરવે હકિકત રજુ કરી કહ્યું :—

" ગયા સોમવારે સહવારના એક જવાન શખસ મારી મુલાકાતે આયો. તેણે બજીદ થઇ મને એક ખાનગી વાત સાંભલવા કહી. તેણે મને કહ્યું કે ' હું (**નાદીર**) તમારો હકદાર દીકરો નથી!' તમારા હકદાર દીકરાનો હક છીનવી તમે તેની જગા ઉપર મને (**નાદીરને**) લાવી બેસાડયો છે, અને **નાનાવટીના** ખાંનદાંનનો ખરો અને હકદાર દીકરો અને વારસ બીજોજ ધણી છે."

" અને **નાદીર**, તેં એ ઠંડે કલેજે બધું સાંભલીઆ કીધું? " **નવલશાહે** પુછયું. "તે પોરીયાને લાત મારી, તુંએ બાહર કાંય નહી કાહડયો ? "

" હું તેને કાંઇબી જવાબ આપું તે આગમજ તેણે મારા હાથમા એક પછી એક કેટલાંક કાગજો આપ્યાં, અને મને કાલાવાલા કરી કહ્યું કે, મારે તે કાગજો ધ્યાનથી ચીપીચીપી વાંચવાં." **નાદીરશાહે** પોતાના બાપને જવાબ દીધો.

" અને તે બધાં કાગજો તેં વાચી તેને પાછાં આપ્યાં!" **નવલશાહ** બોલ્યા. " તેં તે ફારી કાંય નહી નાખ્યાં ? "

" તેમ બને તેમ નહી હતું." **નાદીરશાહ** બોલ્યો. "અને તેમ કરવાનો મને કદાચ લાગ ફાવતે, તોપણ હું તેમ કરતે નહી. મેં તમારા હરફ તે કાગજ જોતાંજ ઓલખી કાહડયા."

" અને ઓલખીને શું કીધું ? " **નવલશાહે** પુછયું.

"ઓલખતાંજ તે કાગજ મેં પાછાં તેને સ્વાધીન કીધાં." **નાદીરે** જવાબ દીધો. "મેં તેને કાંઇબી જવાબ દીધો નહી, પણ તમે કરાંચીથી પાછા ફરો તેટલાં બે, ચાર દાહાડા તેને સબર કરવા મેં કહ્યું. હવે સાહેબ હું તમુને એટલુંજ પુછવા માગુંછ, કે એ વાત ખરી છે કે ખોટી !! સીગનપોરની ધરમસરામા છોકરાની અદલબદલ **નુંનુંએ** કીધી હતી કે નહી, તે મારે જાણવું છે."

"હા, **નાદીરશાહ**." **નવલશાહ** નિરાસ થઇ બોલ્યા. "વાત ખરી છે. તારી આગલ હવે હું છુપાવવા માંગતો નથી, સબબ, જે જે કાગજો મેં તારી માય **મેહરી મલેસરી** ઉપર લખ્યાં હતાં તે બધાં તેં વાચ્યાં છે."

**નાદીરશાહનો** બધો શક અંતે ખરો પડયો, અને પોતાના બાપને મોહડેથી ખરો એકરાર સાંભલી; એક ઉંડી હાય મારી ખુરસી ઉપર બેસી જઇ બોલ્યો:—

"બાવાજી. તમારૂં કહ્યું ખરૂ છે. તમારાં બધાં કાગજો મે વાંચ્યાં છે, અને એક છેલ્લાં કાગજમાં તમે મારા માયને લખીયું છે, કે તેવને છોકરાને **નુંનુંને** સવાધીન કરવો, અને **નુંનું** સીગનપોરની ધરમસરામાં છોકરાને અદલબદલ કરશે. પણ સીગનપોરની ધરમસરામાં છોકરા બદલાયા તેના વિશે એકબી કાગજ પાછલથી મારાં માય ઉપર તમે લખ્યું નથી, તેનુ શું કારણ?"

**નવલશાહને** આ વાત ખરેખર નવેસરથી નવાઇ જેવી લાગી! તેવણ તુરતજ સમજી ગયા, કે **નાદીરશાહે** બધાં કાગજો હજી વાચ્યાં નથી. અને **હીલ્લુ હીરાભોગીની** બેવફાઇ માટે તેવણે જે કાગજ **હીલ્લુ** ઉપર લખીયું હતું, તે **નાદરશાહના** વાંચવામાં હજી આવ્યું નથી.

"ત્યારે તેં શુ વાચ્યું દીકરા?" **નવલશાહે** પુછ્યું. "કદાચ બધાં કાગજ તેં બરાબર વાંચ્યાં નહી હશે."

"નહી બાવાજી." **નાદીરશાહે** ખાતરી કરવા બજીદ થઇ કહ્યું. "મેં બધાં કાગજો ચીપી ચીપી વાંચ્યાં છે."

"ત્યારે તો કાંઇ ફિકર નહી દીકરા." **નવલશાહને** નવી ઉમેદ આવી. "એટલાં ઉપરથી કાંઇ છોકરા બદલાયા છે એમ સરકારમાં સાબેત થઇ શકનાર નથી. મને લાગે છે, કે તારી માય ઉપર પાછલથી મેં જે કાગજો લખ્યાં હતાં, તે તેણીએ ફાડી નાખ્યાં હશે. બસ બસ, તારા હકને કાંઇ ઇજા પોહચનાર નથી. એક માણુસ પોતાના વિચારો કાગજ ઉપર લખે, અને પાછલથી તેને કાંઇ વાહરૂં આવે તો પોતાના વિચારો ફેરવી નાખે!! એ બનવા જોગ છે નંહી **નાદીર** ? આપણુ આપરો બચાવ એજ 'ગ્રાંઉન્ડ' ઉપર કરશું."

**નવલશાહને** મન આ નવી હિંમત હતી. અને તે હિંમત ઉપર તેવણે પોતાના દુશમનો સાંમે લડવાની અનેક ઉમેદો બાંધી.

પણ ઉમેદ બાંધવી એ એક વાતછે, અને ઉમેદ પાર પડવી એ બીજી વાત છે. **નવલશાહે** પોતાની ઉમેદ બાંધી, એટલે તે ઉમેદ પાર પડી એમ કાંઇ હતુંજ નહી. તેવણ મનમાં ઘણાજ પસતાવા લાગ્યા, કે નકામુ ઉતાવલમાં **નાદરશાહ** આગલ તેવને કબુલ કરી દીધું કે સીગનપોરની ધરમસરામાં છોકરા બદલાયા હતા. વલી વધુ તેવણે એવી ગણત્રી નક્કી કીધી, કે **મેહરી મલેસરી** ઉરફે **હીરાબોગીની હીલ્લુએ** કેટલાંક ઘણાંજ અગતના કાગજો ફાડી નાખીઆં છે, કે જે કાગજને છોકરા બદલાઇ ચુકયા પછી તેવને તેની ઉપર લખ્યાં હતાં. પણ આ ખાનગી કાગજને **હીરાબોગીની હીલ્લુએ** શા કારણથી રહી રહીને છેક આટલી લાંમબી મુદતે બાહર કાહડયાં હશે ?

કદાચ તે મરી ગઇ હશે, અને તેના મુવા પછી આ કાગજો પેલા છોકરાના હાથમાં આવ્યાં હશે.

**હીલ્લુ** મરી ગઇ હશે! એ વિચાર કરતાંજ **નવલશાહનું** દીલ નવેસરથી રજીંદા થઇ ગીઉં અને એક ઘડીમાં **હીલ્લુની** આગલી

મોહબત તેવનને હૈડે ચહડી આવી, અને તેજ વખતે તેવણુ મનમા બડબડવા લાગ્યાં:—

"આહ! **મેહરૂ** તું મુઇ અને તારો છેલ્લો સેજદો કરવાબી હું નહી પામ્યો !! મરતી વખતેબી તેં મને યાદ નહી કીધો !! એવી તુ પારકાંની મોહબતમા પડી, કે તે ચંડાલે તારૂ ચીત ચોરી લીધું અને મારા તરફ તુને બેવફા થવાની ફરજ પાડી ! હાય !!"

"બાવાજી એ તમે શું વિચારમા છો ?" **નાદીરશાહે** પોતાના બાપની હાલત જોઇ સવાલ કીધો.

"કાંઇ નહી બા." **નવલશાહે** તુરતજ જવાબ દીધો. "પણ હું એમ પુછુ દીકરા કે એ વાત તારી આગલ કોણ લેઇ આવ્યું !"

"તે પોતે આયો હતો;" **નાદીરે** જવાબ દીધો. "મારો પોતાનો ભાઇ ચાલી ચલાવી એ વાતનો ભેદ ખોલવા આયો હતો. તમારો પોતાનો હકદાર દીકરો. **હીરાજી બારીસ્ટર!**"

"તેજ **હીરાજી**, જેને તારી માએ પાલીપોસી મોટો કીધો હતો; વેલાત મોકલીઓ હતો; અને જેને બેરીસટર બનાવી દીધો હતો." **નવલશાહ** બોલ્યા.



# પ્રકરણ ૧૩ મું.

## શેઠ ઉપર ધાડ ધસ્રી.



"તે જ હીરાજી ! પીરોજાનો દીકરો હીરાજી ! " નવલશાહે બોલવા માંડયું. " તેજ હીરાજી જેને તારી માયે પાલીપોશી મોટો કીધો; અને જેની માયે, તુને પોતાનો ખરો દીકરો સમજી પ્યાર અને વાહલથી ધવાડી ઉછેરયો."

**નવલશાહ**ના આ સખુનો સાંભલી **નાદીરશાહ** ગમગીન થાઇ બોલ્યો :—

" બાવાજી જે બન્યું તે બન્યું. હવે નકાંમી હુજત કરવામાં સાર નથી. તમારા હકદાર દીકરાને તેની ખરી જગ્યા ઉપર મારે આવવા દેવો જોઇએ. તે ભલે આવે. તે તમારો હકદાર વારસ અને ખરો દીકરો છે. તમારા સુખ ઉપર, તમારા પ્યાર ઉપર, અને તમારાં ખાંનદાંનનાં નામ ઉપર મારો હવે સહેજબી હક નથી. તેને આવવા દો. તેને એ સઘલું લેવા દો. હું ખુશીથી મારી માયની ગોદમાંઞ દબાવા જવશ. તમારાથી છુટા પડતાં મને ઘણું અફસોસ લાગશે. આ મેહલ, આ મકાન, આ ગાડી ઘોડાની જાંહોજલાલી અને માન તથા ઇજત, એ સરવે મને ખોવાં પડશે. પણ એ સરવેના કરતાં વધારે કીમતી, એક વાહલી માય, મારી ખરી અને સાચી માયને હું નવેસરથી મેલવશ. એ મને સઉથી વધારે સનતોશ છે."

"નહી **નાદીર**, તેમ કદીએ હું બનવા દેનાર નથી" **નવલશાહ** જીકર કરી બોલ્યા. "તેમ બનશેજ નહી. જે થવાનુ હોય તે થશે, પણ **નાનાવટીવાલાના** ખાંનદાંનના નબીરા તરીકે **નવલશાહ હીરજીનો** વારેસ **નાદીરશાહ** થશે. જોઇએ તે થાય! હું ખાવસ નહીને ઘોરી નાખસ! કોરટની અંદર બધી દોલતની ધુલધાની કરશ! ધરમખાતામાં બધી દોલત લુટાવી દેવશ! આ દીલચમનને આગ લગાડી દેવશ, પણ કદીએ **હીરાજીને** હું મારો વારસ કબુલ નહી કરશ."

. "પણ બાવાજી——"

"પણ બણુ કાંઇ નહી!" **નવલશાહ** પોકાર કરી ઉઠયા. "તારી ફીલસુફી મને જોઇતી નથી. તું મારો બાપ નથી, પણ હું તારો બાપ છઉ. હું તારો દીકરો નહી, પણ તુ મારો દીકરો છે."

"તેમજ તે મારો ભાઇ છે." **નાદીરશાહે** પોતાનો ઉદાર ખવાસ દેખાડયો: "હમો બંનેની રગોમાં એકજ બાપનુ લોહી વેહછે. ફકત માય જુદી તો શું થયું!! પણ બાપ તો એકજ!"

"તારૂ દાહપણુ મારે જોઇતું નથી." **નવલશાહ** હુજજત પકડી બેઠા. "મને જે વાજબી લાગશે, તેમ હું કરવાનો. તું તારી મુરખાઇ હવે મુકી દે **નાદરશાહ**!!"

"પણ મારૂ અંતઃકરણ——"

"જાંહનમમા નાખ તારાં અંતઃકરણને." **નવલશાહે** બુમ પાડી. "તારી મરજી નથી તો શું થયું, પણ મારી મરજી તો છે! મારી મરજી પ્રમાણે તુને ચાલવું પડશે. તારાં ભલાંને સારૂ હું આમે બધો જોખમ મારે માથે ઉઠાવી લેવા તૈયાર થયોછ, ને તારાં મનમાં તો કાંઈ મજેજ નહી! અરે એ કાંઇ જેવી તેવી વાત છે? પાન ઉપર ચુનો લગાડતાં કોરટ દરબારમાં મારા હજારો રૂપીયા ઘસડાઇ જશે. અરે હજારો તો શું બલકે લાખથીએ વધારે થશે તો તેની મને ફીકર

નથી, પણ કદીબી મારા બાપદાદાના નામને હું ઝાંખ લાગવા દેનાર નથી. એ પોરીયો શું કરવાનો હતો. ચાલ ઉઠ. હમણાજ કેગીવાલાને એકદમ તેલીફોન કર કે એક અગતના કેસમાં મુબઇની બારના બધા બારીસ્ટરોને એકદમ રોકી રાખે! જોઉ પછી એ કોણને બેરીસ્ટર તરીકે બોલાવે છે અને કેમ મારી સામે કેસ લડવા ઉભો રેહછ."

"પણ બાવાજી, આવી રીતે તમને કોઇની ખુવારી કરવી ઘટે નહી." **નાદીરશાહ** બોલ્યો.

"મારી તેમા કસુર બીલકુલ નથી." **નવલશાહે** ખુલાસો કીધો. પેહલ કાહડનાર કોણ છે. હું કે તે ?"

"તે **હીરંજી**. તમારો હકદાર દીકરો !!!"

"શું સાબેતી તેની પાસે છે ?"

"તમારે હાથના લખેલાં કાગજો !"

"પણ તુંજ કેહછ કે તે અધુરાં છે. સીગનપોરમાં છોકરા ખરેખર બદલાયા છે એવું તેં કાંઇ તે કાગજોમાં વાચ્યું ?" **નવલશાહે** ફરીથી **નાદીરને** પુછ્યું.

"તમે કેહોછ તે વાત ખરી, પણ જો તે સાબેત કરવા સાખશી બોલાવશે તો ?" **નાદીરે** સવાલ કીધો.

"કોણ સાખશી ?" **નવલશાહે** પુછ્યું.

"પેહલાંતો તે તમુનેજ સાખશી બનાવશે." **નાદીરશાહે** કહ્યું. "ધારો કે તેણે તમુને સાખશી તરીકે કોરટમાં જબાની આપવાં બોલાવ્યા, તો તમે શું સોગંદખાઇ એમ કેહશો કે સીગનપોરની ધરમસરામા છોકરા બદલાયા નહી હતા ?"

**નવલશાહ** ઘણીજ આનાકાની અને વિચાર કરી બોલ્યા. "તોરે ખાતર અને મારાં ખાંનદાંનની ઇજજતને ખાતર હું કાંઇબી કરવા રાજીછું."

"પરજરી !" **નાદીરશાહ** કમકમી બોલ્યો. "ખાંનદાંનની ઈજ્જત બચાવવા તમે સોગન ઉપર ખોટી જબાની આપો એમ હું માનુજ નહી બાવાજી. પણ ધારો કે તેમબી તમે કરો, અને **હીરાજી** જો **હીલ્લુબાઇને** સાખશી તરીકે બોલાવશે તો—

"તો તેનો જોખમ મારે માથે આયો." **નવલશાહે** તુરતજ જવાબ દીધો. "હું પોતે **હીલ્લાને** જઇ મલશ. હું તેની સાથ સલ્લાહ કરશ. હું **હીલ્લાને** સમજાવશ."

"અને પેલી **નુનું**." **નાદીરે** બીજા સાખશીની યાદ આપી.

"તેનેબી હું સમજાવી લેવશ." **નવલશાહે** જવાબ દીધો. "અરે ગાડા દીકરા, દામ કરે કાંમ બીબી કરે સલાંમ, સમજીયો."

"અને પૈસાથી મોહડું દાબેલા સાખશી ઉપર બાવાજી તમે ભરૂસો રાખશો !" **નાદીરે** પાછો વાંધો લીધો. "તમે એક મોટી રકમ આપી તેનું મોહડું બંધ કરશો, તો સાંબી બાજુવાલાઓ તમારાથી એવડી રકમ આપી તેનુ બંધ મોહડું કાંય નહી પાછા ઉઘડાવે? કાંય નહી **નુંનુએ** **હીરાજીને** આ ભેદ ખોલી દીધો હોય, અને તે ઉપરથી **હીરાજીએ** **હીલ્લુબાઇ** પાસ પેલાં કાગજ મેલવવાની તજવીજ કીધી હોય ?"

"ખરી વાત છે." **નાદીરશાહની** તકરારથી **નવલશાહ** હારી ખાઇ બોલ્યા. "બધી મોહકાણ એ **નુંનુએજ** વાલી. **લીમબકરાને** બદલે એ **નુંનું** કાય નહી મરી ગઇ !"

**નવલશાહ** પાછા સોફા ઉપર વિચારમાં પડયા, અને **નાદીરશાહ** ચુંપ બેસી પોતાના બાપનાં ચેહરા ઉપર થતો ફેરફાર તપાસવા લાગ્યો. કુલની મગરૂરી **નવલશાહનુ** જીગર ચાક કરતી હતી. અંતે **નાદીરશાહે** પોતાના બાપને સમજાવવા માંડયું:—

"બાવાજી જરા મારૂં સાભલી લેવો. એ વાતનો એકજ રીતે તમે રસતો લાવી શકશો. જ્યાં સુધી તમે એ વાત મુકી છુટશો નહી

ત્યાં સુધી કાંઇ વલવાનુ નથી. વાસતે હવે ધીલ થવી નહી જોઇએ, ખુદા ન કરે ને જો એ વાત કોરટમાં ગઇ, અને જો સમન નિકલીઆ તો બોલ બોલતાં આખાં મુંબઇમા તો શું પણ ગામેગાંમ અને શેહરે શેહર એ વાત ફેલાઇ જવાની !! ન્યુસ પેપરવાલાઓને કાંઇ પુછવુ પડે ! અને નીંદાખોર લોકોના મોહડાં કોણ પકડવાનું હતું ? વાસતે હવે એ વાત મુકી છુટવામાંજ ડાહપણુ છે."

"શું કામનો એવો તું મારો દીકરો." **નવલશાહ** ચીરડાઇ બોલ્યા. "હિચકારા, આવા સખુનો બોલી તુ મારી હિમત તોડી નાખેછ."

"હું હીચકારો નથી." **નાદીરે** જવાબ દીધો. "હું તમારી હિમત તોડતો નથી. હું વાજબી બોલુંછ. '**હોરાજી**નો હક તમે ડુબાડોછ, તે મને કબુલ નથી. તે તમારો હકદાર છોકરો છે. તેને દીકરા તરીકે તમે એકદમ કબુલ કરો. તમે એમ બાહનું કાહડજો, કે ફકત **નુંનું**ની ભુલથી એવો હસવા જોગ બનાવ બન્યો હતો. બંને બાજુવાલાંઓ મલી જઇ એ વાતનો એવી રીતે નીવેડો લાવશો, તો જાહેરમા એ વાત આવતી બંધ પડશે. મારી ફીકર તમારે જરાબી કરવી નહી. **હીરાજી** જે દીવસે આ મેહલમાં આવશે, તેજ દીવસે હું યુરોપ યા અમેરીકાની લાંમબી મુસાફરીએ નિકલી જવશ. ત્યાં જઇ હું ચાર પાંચ વરશ ખેંચી કાહડશ, એટલે વાત બીલકુલ નવી જુની થઇ જશે, અને ત્યાર પછી જો હું પાછોબી આયો તો તેની ફીકર નથી."

"પણ તેના કરતા આપણું સમજુતી કરીએ તો કેમ ?" **નવલશાહે** મસલત કરવા માંડી. "એક મોટી રકમ આપી **હીરાજી** પાસે પેલાં કાગજીઆં આપણ લેઇ લઇએ. બીજી મોટી રકમ આપી તેને એક જબુરો તવંગર બનાવી દેઇએ. પૈસાના જોરથી તે સેહજમાં ગીવાવી નિકલશે. તે માગશે તે આપશું ! લાખ ! દસ લાખ !! પંદર

પચીસ લાખ! બીજુ શું? મારી અરધી દોલત આપું પછી કાંઇ? તે દપટ પડ્યો, એટલે નુંનુંને હાથ કરતા વાર કેટલી?"

"જવા દો, મારા મુરબ્બી જવા દો. **નાદીરે** કહ્યું. "તે તમારો હકદાર દીકરો છે. બાવાજી, મે એ **હીરાજીને** જોયોછ, અને તે ઉપરથી હું કહી શકુછ, કે એ તમારા કે મારા દબાવ્યાથી દબે, કે સમજાવ્યાથી સમજે એવો માણુસ નથી. તે દેખાવપરથી ઠાવકો અને ઠરેલ વિચારનો લાગે છે. પાક્કત વિચાર અને હિંમતનો છાપ તેના ચેહરા ઉપર મે એવી રીતે ખીલી નિકલેલો જોયોછ, કે તેને સમજાવી લેવાની સરવે કોશીસો હું ફોકત ધારૂછું. "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા!" જેવા તમે વિચારના મક્કમ છેવો, તેવોજ તેબી છે તેને સમજાવી લેવાની આસા રાખવી ફોકટ છે."

**નવલશાની** ધીરજ હવે રેહી નહી, અને અંતે તેવણુ છેડાઇ પડી બોલ્યા. "ત્યારે તું શું કરવા બેઠોછ, તે ભોંસની?"

"શું કરવું તે હું કહી ચુકયોછ." **નાદીરશાહે** દ્રઢ, પણ ધીમે અવાજે જવાબ દીધો. "તે તમારો હકદાર દીકરો છે. તમારી તમામ માલમીલકત અને દોલત ઉપર કાયદા પ્રમાણે તેનો હક પોહચે છે. તેને તમે તમારા હકદાર વારેસ તરીકે કબુલ કરી ઘેરમાં લાવો. હું મારો રસતો કેમ લેવો તે હું સારીકાની જાણુંછ. મારી ચીંતા તમે જરાબી કરવી નહી."

"ત્યારે તુ શું મને ફસાવવા માગેછ?" **નવલશાહે** બુમ પાડી પુછ્યું. "મારી સાથે મલી મારાં કામમાં મને મદદ કરવાને બદલે મારા દુશમનો સાથ તું મલી જવા બેઠોછ?"

"કેઇ જીંદગીને વાસતે હું કોઇનો હક પચાવી બેસું?" **નાદીરશાહે** પોતાનુ કારણ બતાવ્યું. "હું પરધનને પથર બરાબર ગણુંછ."

"ત્યારે અતે તુ મારાથી છુટો પડેછ." **નવલશાહનું** હૈડું ભરાઇ આવ્યાથી તેવન પોતાનો ગુસ્સો દાબી દઇ બોલ્યા. "**નાદીર** તુ મને મુકી જશે! અરે તું કાંહાં જશે, અને તારા વગર હું કેમ જીવશ. અરેરે મારા બાપ! આ ઘડપણમા મારી ઉપર શુ ગજબ!

"બાવાજી હું તમારો દીકરો ખરો, પણ હકદાર દીકરો નહી." **નાદીરે** કહ્યુ. "તોપણ તમારી મેહરબાનીની હું ઉમેદ રાખુંછ. હું તમારાથી છુટો પડશ, પણ મારી ખાતરી છે, કે તમે મારાં ગુજરાન જેટલી ગોઠવણ મને કરી આપશો. મને ગાડી ઘોડા કે વાડી બંગલા કાંઇ જોઇતા નથી. તેમજ ચાકર નફર અને બબરચી બટલરનીબી મને જરૂર નથી. હું ગરીબ સંસારે મારી ગુજાસ પ્રમાણે રેહી ખુશી થવશ. ગરીબો તે કાંઇ ગુનેહગારી નથી. તવંગરીમાથી ગરીબ થવામા કાંઇ પાપ કે હીનપસ્તી નથી! હું ગરીબોમાં સુખ સમજુંછું. તવંગીરી માહરે મન દલદર સમાન છે. માણસને જેમ ઘણો પૈસો મલેછે, તેમ ઘણી ઇનતેજારી વધેછે. જેમ જેમ પૈસો વધતો જાય છે, તેમ તેમ તેની સાથ લોભ અને લાલચબી વધતાંજ જાય છે. એ લોભ કોઇ દીન ઉંચે ચહડેલાંને પાવપલકમા નીચે પાડી ખુવારીની ખાકમા લોટતાં કરે છે."

"તારૂં ભાશાન બંધ કર!" **નવલશાહ** પાછા ગુસ્સે થાઇ બોલ્યા "ત્યારે એજ તારો છેલ્લો વિચાર છે નહી!"

"હા મારા મુરબ્બી——

"અરે મુવો તારો મુરબ્બી!!" **નવલશાહે** બુમ પાડી. "પણ સબર. ત્યારે તું શું પેલી **જીજીબોઘાની ઝીલુને**બી મુકી છુટશે?"

"નહીજી." **નાદીરે** ધીમે અવાજે જવાબ દીધો. "**ઝીલુને** હું સહ્યોછ. મેં તેને મારી ખરી હાલતથી જાણીતી કીધીછ,. અને તેણીએ કસમ લીધાછે કે ચહડતીમા કે પડતીમાં, સુખમા કે દુઃખમા તે મારી હકદાર ઓરત થઇ રેહશે."

"અને તું એમ ધારેછ કે **જીજીઘોઘાના અમબઇજી** તારા જેવા એક આદમીને પોતાનો જમાઇ કરશે ?" **નવલશાહે** ખુલાસો માંગ્યો.

"હું એમ ધારૂંછ." **નાદીરે** જવાબ દીધો. "પણ **અમબઇજી જો** એ વાત ના પાડશે, તો હમે બન્ને જને ઠેડાવ કીધો છે, કે **અમબઇજીની** કબારજાએ હમોએ લગંન કરવાં."

"તોબાહ ખુદા તોબાહ!!" **નવલશાહ** હવે, મોહડાંમા તમાચા મારીં બોલ્યા. "અંતે મને મારા પાપની આએ સજા થાય છે! અરે ઓ બેવકુફ! તુને આટલું સમજાઉંછ તોબી તું નથી સમજતો !! તારા ભેજામાં ભેજુ છે કે ભુસો !!! 'જાત તેવી ભાત અને કાંમર તેવાં ડીઆં'! તેમ તું તારી હુજત છોડતો નથી અને નસાખરા જેવી અંટાલી લેઇ બેઠોછ. બચ્ચા, કેહવત છે તે ખોટી નથી કે 'ઘેર ઘેખડે રાજી.' આખર તું તારી માયની જાત ઉપર ગીયો."

"ખબરદાર જો કાંઇબી નાલાયક સખુન મારાં માયને વાસતે બોલ્યાછ તો!" **નાદીર** ઘણોજ ગુસ્સે થઇ ડોલા ચહડાવી બોલ્યો. "હું મારાં માયને એકબી નાલાયક સખુન કોઇનેબી બોલવા દેનાર નથી. એકબી નાલાએક સખુન મારી માયને બોલવાનો તમુને જરાબી હક નથી, સબબ તમે તેવન તરફ કેવી રીતે———

**નાદીરનો** આવી રીતનો સખત ઠેડાવ જોઇ, **નવલશાહ** છેડાઇ પડી ગાલગલોચી ઉપર આવી ગયા, અને અંતે તેવને બુમ પાડી **નાદીરને** કહ્યું.—

"કારૂ કર તારૂં! નીકલ, તારૂ કારૂં કર મારી આગલથી."

**નાદીર** પોતાના બાપની મરજીને એકદમ તાબે થયો, અને એક હરફ પણ બોલ્યા વગર, પોતાના બાપના સખુનને માન આપી દુખી દીલે પોતાના ઓરડામાં ચાલી ગયો, અને ત્યાં જતાંજ દરવાજા બંધ કરી પલંગ ઉપર ઉંધે મસતકે પડી, તરેહવાર વિચાર કરવા લાગ્યો.

**નવલશાહ હીરજી** સુરતના એક પુરાના અને જાણીતાં ખાનદાનના નબીરા હતા. તેવનના બાપદાદા અસલ સુરતથી મુંબઇ આવી વસ્યા હતા, અને તેઓ ગરીબીમાથી માતબર થયા હતા. **હીરજી શેઠે નવલશાહની** કેલવણી ઉપર પૈસો ખરચવાની જરાબી કોટાઇ કરી ન હતી. તેવને ઇંગ્રેજી ભાશાનું પુરેપુરૂ જ્ઞાન **નવલશાહને** આપ્યા બાદ, પોતાના ધિકતા વેપારમાં પોતાના મદદગાર તરીકે તેવનને સામેલ કીધા હતા. ઉમરે જવાન, દેખાવે સોહામનો અને પૈસાની ભરતીમાં તરતો જવાન **નવલશાહ**, અક્કલે પુરો અને હિંમતે સુરો હોવાથી, **હીરજીશેઠના** વેપારને ટુંક વખતમાં તેણે વધારી નાખી પોતાની હુશીઆરીનો છાપ આસપાસનાઓ ઉપર સાબુત મારયો હતો. પોતાના એક પુરા દીકરાની બાહોશી જોઇ **હીરજીશેઠે** હરખથી હરખાઇ જઇ પોતાના કારભારની લગામ રફતે રફતે **નવલશાહને** સવાધીન કરી પોતે પોતાની બુજોરગીને લીધે એકાંત જીંદગી ગુજારવા લાગ્યા.

આ સુધરેલી સદીના સડેલા સંસારથી **નવલશાહ** નિરાલા નહી હતા. જવાનીની જાહેલીથી તેઓ ભરપુર હોવા છતાં, મોજમજાહ અને એશઆરામ કરતાં તેવન પોતાના ધંધા ઉપર વધારે ધ્યાન આપતા હતા. **હીરજીશેઠની** ઉમેદ પોતાના ખાંનદાંનની ઇજજતમાં વધારો કરવાની હતી, અને તેવા પોતાના વિચારો **હીરજી નાનાવટી**, પોતાનાં આ સપુત પુતને હમેશાં જણાવતા, અને કેહતા કે:—"દીકરા **નવલ, નાનાવટીનું** ખાંનદાંન બહુ પુરાનું અને બહુ જાણીતું છે. તારા બપાવાના કેહ્યા પ્રમાણે મારી જીંદગીમા જોર હતું ત્યાં સુધી તેવનના ખાનદાનનુ નામ અને ઇજજત જાલવવાની મેં દરેક તજવીજ કરી છે, અને હવે હું તે ખાનદાનની ઇજજતની સલામતી તારા હાથમાં આપું છઉં, તે તું જાલવવાને ભુલતો ના."

**નવલશાહના** જીગર ઉપર **હીરજીશેઠના** આ સખુનો કોતરાઈ રેહ્યા. **હીરજીશેઠ** ત્યારપછી મોટી ઉમરે અતેસારના રોગથી ગુજરી ગયા,

અને પોતાના મરહુમ બાપના ફરમાન મુજબ **નવલશાહ** પોતાના બાપીકા ખાંનદાંનની ઇજ્જત તથા **હીરજીશેઠની** કમપનીને નામે ચાલતા વેપાર વનજોમા મોટો વધારો કરી મુંબઇમાં જાણીતા માનીતા થઇ ગયા હતા.

હુશીઆરી કાંઇ બજ્જારમાં વેચાતી મલતી નથી ! તેમજ મેહનત કીધાથી કાંઇ તે આપો આપ હાંસલ થતી નથી! **નવલશાહની** હુશીઆરી જનમથીજ તેમની સાથે લાગી હતી. **હીરજીશેઠના** કમપનીને નામે મુંબઇમા તેઓએ જુદી જુદી મીલ કમપનીઓ ઉભી કીધી. બાહરગામમા રૂનાં પ્રેસો ચાલુ કીધાં. બ્રીટીશ ઇનડીયા નેવીગેશન કમપનીની સાંમે હરીફાઇમા ઉતરવા તેવને એક પારસી નેવીગેશન કમપની ઉભી કરી, અને એ સરવેમા તેવન પોતાના બુલંદ નસીબના જોરે ફાવતાજ ગયા.

રાજ દરબારી વિચારમા તેવન જબરા કુનેહબાજ હતા. તેવન ઍંગલો ઇનડીયન વરગના ગોરા સાંહેબોને દરેક રીતે રાજી રાખતા, અને હમેશા સરકારની તરફદારી કરવા 'જો હુકુમ' કરી તેમને માન આપતા હોવાથી, ગવરનર સાહેબની સીફારસથી ગયે વરસેજ **નવલશાહને** 'ઓનરેબલનો' માનવંત ખેતાબ મલ્યો હતો.

લક્ષમી માતા **નવલશાહને** પરસન થયાં હતાં. રૂપજીની રેલ છેલ **દીલચમનમાં** ચાલી રહી હતી. પૈસાની પુર રેલછેલથી તેવને કેટલીક જાહેર સખાવતો કરી હતી ખરી, પણ તે સરવે જાહેર સખાવતોના ભીત્તરમા તેવનની ખાનગી મતલબ સમાયલી હતી! કોઇબી સખાવત તેવન હમેશા કબુલાત કરીને કરતા, કે જો તે ખાતું તેવનના નામથી ઓલખાય તોજ તેવન મોટી રકમ તે ફંડમા ભરતા. એવી સરતે સરકારની નજરમાં ટસવા, લાખોની સખાવત આજ સુધી તેવન કરી ચુંકયા હતા. ખરી સખાવત પોતાની હમકોમને ખાતર તેવન જુજ કરતા હતા, અને જો કરતા, તો તે જુજથીબી નજીવી હતી. ઘણાક હમદીનો તેવનને નામે ફફડતા હતા. એકાદ ઇંગ્રેજ જો કાંઇ મદદ ખાતર તેવન પાસે જતો તો **નવલશાહ** તેને , નવાજી નાખતા, પણ કોઇ પારસી બાઇબાવરી, કે કોઇ પારસી ગરીબ,..કાંઇ

મદદ લેવા જતાં તો બાએગે પાંચ દશ કે પંદર રૂપડી આપી તેમને રૂખસદ કરતા.

ઑનરેબલ થયા પછી **નવલશાહ** હવે બારોનેટ થવાની ઉલટમા આવ્યા હતા. બારોનેટ થાઇ નીકલવાની મતલબથી તેવન છેલ્લા ગવરનર સાહેબની ખાનગી મુલાકાતે કરાચી જઇ પાછા ફરયા હતા, અને એ દોલતે બાહદુરના કરાંચીથી પાછા ફરતાંજ, કેવા બાર વાગી ગયા છે, તે વાંચનારે જોઇ લીધું છે.

* * * *

**નાદીરશાહ** ઉપર **નવલશાહની** પ્રિતનો પાર હતો નહી, છતાં તેની આજની નાફરમાનીથી તેવન લાચાર થાઇ ખુરસીપર પડયા પડયા આંખમાં પાણી લાવી બડબડયા:—

" એ જયા વગર રેહવાનો નથી ! એ મને મુકી જશે ! જેની ઉપર મેં મારી સરવે ઉમેદનો કોટ બાંધ્યો હતો, તે મને અંતે મુકી જશે. ધન છે તારી ધવાડતીને ! એ તારો નહી પણ તુએ ધાવેલાં દુધનો ખવાસ છે ! આવી બાદશાહીભરી જાહોજલાલી, આ મેહલ, બાગ બગીચા, ઈજજત હુરમત અને ધનનો ઢગ, એ સરવે કાંઇબી આનાકાની વગર એ તજી જવા નીકલ્યોછ' ! શુ એનું ઉદાર દીલ છે ! શું એની દયાનતદારી છે ! યા ખુદા ! ફરજંદ આપે તો સરવેને એવાંજ આપજો ! પણ એવું ફરજંદ મારા નમીબમાંજ નહી, તે કયાંથી હું ભોગવું !!!

બીજા હાથ ઉપર **નાદરશાહના** દુ:ખનો પાર રેહયો નહી.

એ દુ:ખ શું હતું ?

**નવલશાહનો** લાડ, અને **દીલચમનની** માલેકી મેલવવાની તેની સરજત ઉંધી વલી, તેથી તે દુ:ખી થતો હતો નહી, પણ તેનું દુ:ખ તો તેની અંતી વાહલી મોહરદાર **જીજીબોધાની** ઝીલુને માટે હતું.

**અમબાઇજીને** સમજાવી લેવા **ઝીલુએ નાદીરને** વચન આપ્યું હતું. પોતાના આ પસંદ કરેલા અમીરી દરજ્જો ભોગવનાર ખાવીંદને તેના ફકીરી હાલમાં આવી પડવાથી, તેને તજી દેવા કરતા મોત તેણીને મન વધારે મીઠું લાગ્યું. **નાદીરને** મોહડેથી તેની ફેર-વાયલી હાલતની ખબર જાણી **ઝીલુએ** તેને દુઃખી નહી થવા ઘણો દીલાસો આપી સમજાવ્યું, કે પૈસાને ખાતર તેણીએ **નાદીરને** પસંદ કીધો નહી હતો, પણ સાચા પ્યારથી તે તેને ચાહતી હતી. આ જવાન જોડાની પ્રીતના રસતામાં **અમબાઇજી** ગોયા પથ્થર સમાન હતા. **ઝીલુએ નાદીરને** ધીરજ આપી જણાવ્યુ હતું કે અગરજો **અમબાઇજી** તે લોકના લગન માટે વાંધો લેશે, તો બંન્ને જન હાલ તુરત પરણવાનું તકુબ કરી તેવનની કજારજા સુધી દુરથી મલતાં ભેટતાં રેહશે. **નાદીરે ઝીલુના** આ વિચાર વખાની, તેવીજ રીતે પોતાની આ વાહલી તરફ વફાદાર રેહવાની કબુલાત આપી હતી ખરી, પણ ત્યાર પછી **નવલશાહ** સાથ તેને થયલી ખટપટથી તે બહુ દુઃખી થવા લાગ્યો, અને પોતાને સર આ નવી આફત આવેલી જોઇ તેના સેવટ માટે ભારે વિચાર અને અંદેશામાં પડયો.

પણ અંદેશામાં પડી તે કાંઈ હિંમત હારયો નહી હતો. સરવે કરતા વધારે ફીકર તેણે પોતાની ફજેતીની પડી. તે દીવસ તો તેણે જેમ તેમ કરી પુરો કીધો, અને રાતબી આખી બેકરારીમાં ગુજારી. વિચારના વમલમાં તનાતો તે છેક મોડી રાતે બે વાગે ભર ઉંઘમાં પડયો, અને સહવારૂં પડી સાત વાગ્યા, ત્યાં સુધી તેની આંખ એવી તો લાગી ગઇ કે તેને ઉઠવાનુ ધ્યાનબી રહ્યું નહી.

અંતે તે એકાએક કાંઇ બુરો સ્વપનો જોઇ ઝપકી ઉઠયો ! પોતાની બેકરાર નિંદમાંથી ઉઠતાં વાર તેણે આસપાસ નજર કરી, તો સહવારૂં પડેલુ જોઇ દલગીર થાઇ મનમાં બોલ્યો:—

"લોકો કેહછે કે પાછલી રાતે અને સહવારને પોહર જોયલા સઘલા સ્વપના સરવેથી વેહલા ખરા પડે છે ! ખુદા મારી લાજ રાખે!"

**નાદીરશાહે** તુરતજ બીછાના ઉપરથી ઉઠી, મોહડું ધોઇ દાતન કરી લીધું, અને ચાહે પીવા આગમજ પોતાની વાહલી **ઝીલુ** ઉપર કાગજ લખવા બેઠો.

પણ તેનું ઠેકાણુંજ કયાં હતું કે તે કાગજ લખે !

એક કાગજ લખતાં તેને નજદીક અરધી ડજન કાગજ એકએક લીટી લખી ફાડી નાખ્યાં.

"છટ્ છટ !! એમ લખવાની શું જરૂર !! નકામી તે બીચારીને ગભરાવવાની શું જરૂર !!" પેહલું કાગજ ફાડી નાંખતાં **નાદીર** મનમા બોલ્યો, અને બીજુ કાગજ લખવા માંડયું.

"પણ એવું કાગજ વાંચયાંથી મારે વાસતે તેને હલકો વિચાર બેસશે. એના કરતાં બીજીજ રીતે લખું તો ઠીક."

એમ બડબડી તે કાગજબી તેણે ફાડી નાખ્યું.

અને એવી રીતે તેણે પાંચ કાગજો થોડાં થોડાં લખી ફાડી નાખ્યાં. છઠું કાગજ જેવું તે લખવા જતો હતો તેવામાં **ખરશેદ ખીચરો, નાદીરશાહનો** વિસવાસુ નોકર એકદમ દાદરના ચારચાર ફાડીયાં ચહડી હાંફતો દોડતો **નાદીરશાહના** દીવાનખાનામાં બુમ પાડતો દાખલ થયો.

" નાહલ્લા શેઠ નાહસો ! નાહસો ! ! જીવ લેઇ નાહસો !!! જયાં નહસાય તીયાં નાહસો !!! કયેબી નાહસો !!! પેલાઓ આવી લાગશે !!! અરે તેઓ દાદર ઉપર ચહડે છે તમે નાહસો !!!

"શું છે **ખટલા?**" **નાદીરશાહે** ખુરસી ઉપર બેઠાંબેઠાં ગભરાઇ જઇ પુછયું. "કોણ આવી લાગશે—એ શું ગરબડ સહવારને પોહર."

ખટલો કાંઇબી આગલ બોલે તેટલાં પુલીસ કૉન્સટેબલ **મો. હાઉ** ઓરડા અંદર ચાર સફેદ કપડાંવાલાઓ સાથ દાખલ થયો,

અને તેઓની પાછલ ધીમે અને ધીરે કદમે ઈન્સપેકટર **જેહાંગીરશાહ** ઓરડાની ચાહરે બાજુ નજર કરતા આવ્યા.

કૉન્સટેબલ **મી. હાઉએ નાદીરશાહ**ની આગલ જઇ સવાલ કીધો:—"**નાદીરશાહ નવલશાહ હીરજી નાનાવટી?**"

**નાદીરશાહ** આ પુલીસ :અમલદારને જોઇ જરાબી ગભરાયો નહી, પણ આવી સહવારને પોહર એક ઈંગરેજ પુલીસ અમલદારને જોઇ અજબ થાઇ ગયો. તોપણ **મી० હાઉ** તરફ નજર કરી બોલ્યો:—

"હું પોંતે! મારૂ નામ **નાદીરશાહ** છે!"

"**મી. નાદીરશાહ** તમુને પકડવાનું મારી પાસે 'વારંત' છે."

"વારંત! શાનું વારંત!"

"નુંનુંનું ખુન કરવા માટે તમુને પકડવાનુ મારી પાસે વારંત છે"

"નુંનુંનું ખુન!!" **નાદીર** આ ખબર સાંભલી ફાટી ગયો! તેની રગોમાં ફરતું લોહી એકદમ બંધ થઇ જવા લાગ્યું! તેનું મોહડું ફીકુ પડી ગયું, અને ધાસતીથી બેધ્યાન થાઇ બોલ્યો:—

"નખોદ—હું મુવો!!!"

**નાદીર** બેહોશ જેવો થાઇ ગયો અને કૉન્સટેબલ **હાઉ** **નાદીરશાહ** આગલ ઉભો રહી તેની હીલચાલ તપાસવા લાગ્યો.

જયહરે **મી. હાઉ**, એવી રીતે **નાદીરને** તપાસતો હતો ત્યારે ઇન્સપેકટર **જેહાંગીરશાહ, નાદીરશાહના** ઓરડાઓની ઝડતી લેતા હતા, અને પોતાને મલેલા વારંતની રૂએ **નાદીરશાહની** ટેબલ અને કબટના ખાના તથા દગલા બદીઆન અને પાટલુનના ગજવાં વગેરેની બીજી બારીક તપાસ કરી, તેવને નીચલા નોંધ કરી લીધી.

## પેહલો ઓરડો. ડ્રૉઇંગ રૂમ.

ભીંટ ઉપર કેટલીક રીવાલવરો અને ખંજરો તથા શીકારની બંદુકે તથા એક અરધી ભાગેલી છુરી વીગેરે હથીઆરો તાંગેલાં છે. ભાગેલી છરીનો કટકો ઓરડામાથી મલ્યો નથી. છરીનો હાથો હાથીદાતનો છે અને તે ઉપર ત્રણ એન પાડેલા છે. એ ભાગેલી છરી વિશે તોહમતદાર કાંઈ ખાતરી પુરવક ખુલાસો કરતો નથી.

## બીજો ઓરડો. ડ્રેસીંગ રૂમ.

એક કોરૂં પાટલુન હજી પાણીથી ભીંગાયલુંછે ! તે ઉપર ધુલ અને કાદવના ડાઘ પડેલા છે ! લીલના ડાઘ જાંગવાલા ભાગ ઉપર દેખાય છે, અને ગુઠણ આગલથી તે પાટલુન ફસકાઇ ગયું છે ! મજકુર પાટલુન કબટની પછવારે ડુચો કરી સંતાડેલું મલ્યું હતું. એ ઓરડામા વધારે તપાસ કરતાં કાલી બનાતનો એક ડગલો મલ્યો છે, જે દામન આગલથી ચીરાઇ ગયલો, અને બટન આગલ એક નાહનુ ગાપચું પડેલુ માલમ પડ્યું છે.

કેટલાંક બુટની જોડીઓમાથી એક વારનીશના 'નેરો ટો', અને 'ફ્લેટ' હીલવાલા શુઉ, કાદવથી ખરડાયલાં, અને પાણીથી ભીંગાયલાં મલ્યાંછે. એક રેસમની છતરી, પાણીથી ભીંગાયલી મલી છે.

**જેહાંગીરશાહ** પોતાનું નોધ લેવાનું કાંમ પુરૂ કરી ગુપચુપ ઓરડામાથી નિકલી ગયા, અને તેજ વખતે **મી. હાઉ, નાદીરશાહને** પોતાની સાથે આવવાને સમજાવવા લાગ્યો.

"કાંઇ ફીકર નહી **મી. હાઉ**, હું તમારી સાથે આવવા તૈયારછું." **નાદીરશાહે** હિંમતથી જવાબ દીધો. "પણ એક મેહરબાની તમે મારી ઉપર કરશો તો ઉપકાર થશે. તમારી હાજરીમાજ હું ઓનરેબલ **મી. નવલશાહને** બે બોલ કેહવા માગુંછું. કોઇ નહી ધારેલી ભુલનો હુ ભોગ થઇ પડયોછું, અને તેનો ઇલાજ તુરત થઇ શકશે."

"**મી. નાદરશાહ.**" **મી. હાઉએ** જવાબ દીધો. "તમારો સખુન હુ જરૂર કબુલ કરતે, પણ મને એવો ખાસ હુકમ મલ્યો છે,

કે તમુને કેદ કીધા પછી સેહજબી કોઇ સાથ તમુને વાત કરવા દેવી નહી. તેથી હું લાચારછું. દરવાજાની બાહર તમારે સારૂ ગાડી ખોટી થાય છે. મેહરબાની કરી મને ખોટી નહી કરો તો ઠીક."

"કાંઇ ફીકર નહી." **નાદીરે** દરકાર વગર કહ્યું. "ચાલો. તમારે ગમે ત્યાં મને લેઇ જાવો."

**મી. હાઉએ** તેજ વખતે **નાદરશાહને** હાથે બેડી ઠોકી. **ખરશેદ ખીચરાની** આંખમાં પોતાના શેઠની આવી હાલત જોઇ પાણી આવી ગયાં. **રસતંઇ પોપટી** અને **કાવસ કાકરીની** છાતીજ ફાટી ગઇ. નોકર નફરો ગભરાઇ દાયાં બાચાં થઇ ગયા !! **નવલશાહને** ખબર પોહચાંડવાની કોઇની છાતી ચાલી નહી, અને દીલચમનમા સરવે કોઇ નાહલ્લાંથી મોટાં આ બનાવથી ગમગીનીમા ગીરફતાર થઇ પડયાં.

**નાદીરશાહને** પોતાની સાથે લેઇ **મી. હાઉ** ઉપરથી નીચે ઉતરયો. સુફેદ કપડાંવાલાએ એક નિશાની કીધી, કે તેવીજ બાહર ઉભી રેહલી એક ગાડી કમપાઉન્ડમાં દાખલ થઇ અને **મી. હાઉ, નાદીરશાહને** લેઇ તે ગાડી અંદર દાખલ થઇ બોલ્યો: "ચલાવ, પુલીસ કોર્ટ."

તેજ વખતે તેમની પાછલ ઇન્સપૅકટર **જેહાંગીરશાહ** સફેદ કપડાંવાલાઓને લેઇ, એક બીજી ગાડીમાં ચહડી બેસી બોલ્યાઃ— "કીલ્લેમે જાને દો."



# પ્રકરણ ૧૪ મું.

## કેસની તૈયારી—એક સાખશી મલતો નથી.



બપોરના બાર વાગ્યા આગમજ મલબાર હીલ ઉપર બનેલા આ આફ્ત ભરીયા બનાંવની ખબર, પેહલ વેહલી કોટમા શેરબજાર મધે **નવલશાહ શેઠના** કોઇ દલાલે આપી. ત્યાંથી એક કલાકમાં ઑફીસે ઑફીસ અને બેંકે બેંક દીલચમનવાલાંઓની ઉપર આવી પડેલી આ આફ્તની ખબર આગની મીસાલ ફેલાઇ ગઇ; અને સાંજ પડતાં કોટ, બાહરકોટ, ધોબીતલાવ, ગીરગામ અને ખેતવાડી તથા તારદેવ અને ગ્રાંટરોડ વીગેરે મઠકો ઉપર એ ગમભરી ગંભીર ખબર ફરી વલી !

પેહલાં તો પારસીઓએ એ વાત માનવાજ ના પાડી. કેટલાકોએ તે હસી કાહડી અને કેટલાકોએ તે સાંભલી દરકારબી નહી કીધી. જે લોકોએ એ વાત માની તે લોકના ચેહરા ફિક્કા પડી ગયાં, અને જે લોક નહી માનતા હતા તે લોક આવતી કાલના ન્યુસપેપરની કાગને ડોલે વાર જોતા બેઠા.

વેપારી મંડલમાં ધાસતી પડી. **નવલશાહ હીરજીના** ખાંનદાંન અને હોરમત ઉપર. આવી કીસમનો દરોરો પડેલો સાંભલી તેઓ હેબતી ગયાં. કોઇને કાંઇ સુજ પડયું નહી. જેઓ શેઠના ઓલ-

ખીતા હતા. તેઓએ શેઠને બંગલે જઇ એ બીના ખરી છે કે ખોટી તેની ખબર વટીક કાહડવાની હિંમત કરી નહી.

**દીલચમનમા** ગભરાટનો પાર રહયો નહી. **નાદીરશાહને** હાથે બેડીઓ ઠોકી એક ઇંગ્રેજ કૉન્સટેબલ તેવનને ગાડીમાં નાખી લઇ ગયો, એવી ખબર **નવલશાહશેઠને** કાને જેવી પડી, તેવાજ તેવન ધાસતી ખાઇ બેહોંશ થઇ સોફા ઊપર પડવા, અને ઘણે વખતે જયારે સુધ્ધીમાં આવ્યા, ત્યારે તે દુઃખભર્યા બનાવ ઉપર તેવન વિચાર કરવા લાગ્યા.

કૉન્સટેબલ **હાઉએ નાદીરશાહને** લઇ જઇ માજીસ્ત્રેટ **ખા. બા. ખરશેદજીની** સામને ઉભો કીધો, અને પાછલા પોહરે **નાનાવટીવાલાઓ** તરફથી **મેસર્સ ગીરધરલાલ ગુમાસતાની કંપનીવાલા** સોલીસીટર **મી. ગીરધરે** હાજર થાઇ બંધવાને મોટી રકમના જામીન ઉપર છોડવાની માજીસ્ત્રેટને અરજ કરી, પણ માજીસ્ત્રેટે તોહમતદાર ઉપર મુકાએલો આરોપ ગંભીર પ્રકારનો જણાવી દલગીરી સાથ તોહમતદારને જામીન ઉપર છોડવા ના પાડી, વલતે દીવસે મુકદમો સાંભલવાની તાકીદે ગોઠવણ કીધી.

ઇન્સપેક્ટર **જેહાંગીરશાહની** હાલત આવે પ્રસંગે સુલી વચ્ચે સોપારી જેવી હતી. તેણે એક ઘણું મુશકેલ કામ માથે ઊઠાવી લીધું હતું. **નુંનુંના** ખુનનો પત્તો શોધી કાહાડવાનું જયારે તેણે બીડું ઝડપ્યું હતું, ત્યારે તેને જરાબી ખ્યાલ નહી હતો કે, **નાનાવટીવાલાં** જેવા આબરૂદાર ખાંનદાંનની સામે મુકદમો ચલાવવા તેને ઉભુ રેહવુ પડશે. તોબી ઇનસાફની નેમ જાલવવા, અને પોતાની ફરજા બજાવવા ઉપરાંત તેવન બીજું કાંઇબી કરતા નહી હતા, એટલો તેવનને સધીઆરો હતો. એટલું છતાં **નાદીરશાહ** હજીબી નિરદોશ ઠરે અને આ ગંમબીર પ્રકારના આરોપમાંથી તે સલામત છુટી જાય એવું તેવન દીલમાં ચાહતા હતા.

તુરતજ તેવને પોતાની ગાડી કોટમાં પબલીક પ્રોસીક્યુતરની ઑફીસ તરફ લેવડાવી. ત્યાં તેવન મી. લીટલ સાથ લામબો વખત મસલત ચલાવી અને સાંજના ચાર વાગે માજીસ્ત્રેટની પાસે ચેમબરમાં હાજર થાઇ નીચલા પાંચ સાક્ષી સમન બંધવાની ઉપર આરોપ સાબુત કરવા માંગ્યા.

**ઓનરેબલ મી. નવલશાહ હીરજી નાનાવટી.**

**ખરશેદજી ખીચરો, ( નાદીરશાહનો** ખાસ કારભારી )

**શેહરીઆર ઇસફાની. (દીલચમનનો** બાગબાન)

**કાનજી.** ( મસાલ )

**રસતઇ પોપટી ( દીલચમનનો** બબુરચી )

**હીરાજી મનજી હીરાભોગી બેરીસ્ટર.**

**હીલ્લુબાઇ મનજી હીરાભોગી,**

સાખશી સમનો તેજ દીવસે **જેહાંગીરશાહેં** સાંજને સાંજ કોરટમાંથી મેલવી પોતાની હાથ હેઠલના સફેદ કપડાંવાલાને સવાધીન કરી વલતે દીવસે સહવારને પોહર **દીલચમનવાલાઓને** આપવાની તાકીદ કરી, પોતે પેલા સુંન્નાની કડીવાલા આદમીની તપાસ કરવા કસતમ હાઉસ તરફ નિકલી ગયા.

" હું મારાં ખરાં અંતકરણથી ઇચ્છુંછ કે **નાદીરશાહ** નિર-દોશ હોય." **જેહાંગીરશાહ** કસતમ હાઉસ તરફ જતાં મનમાં બડબડયા. "પણ તે બનવું મુશકેલ લાગે છે. અત્યાર સુધી એવું કાંઇબી બન્યું નથી, કે **નાદીરશાહ** ખુની નથી એમ હું ધારૂં. દીલચમન-માથી મલેલાં કપડાં, પેલી ભાંગેલી છુરી, પેલી રેસમની છતરી, નેરોટોના બુટ, એ સરવે આબાદ મારી ગણત્રી પ્રમાણેજ મલી આવ્યું છે. હવે એ પોતાનો બચાવતો કરશે. મોટા મોટા બેરીસ્ટરોની આવતી કાલે હારકટાર પુલીસ કોરટમા બેસશે ! પારસીઓના ધારેધારાં કોરટ

તરફ જશે ! અને જો પ્રથમ દરશક મુકદમો સાબેત થયો, તો એ પોતાનો બચાવ 'સેશનમાં' કરવા કહેશે. પણ હું ઇચ્છુ છું કે એ નિરદોશ હોય, અને ખરો ખુની કોઇ બીજો હોય. એનો બચાવતો ફકત એકજ હોવો જોઇએ. અને તે એને તૈયાર તો રાખ્યોજ હશે ! એ ફકત '**એલીબી**' સાબેત કરશે. **એલીબી** વગર છુટકોજ નથી. અને **એલીબી** સાબેત કરી આપવામા એનો બેરીસટર કાંઇ કચાસ રાખશે તો નહીજ. પણ કેસ સેશનમા નિકલે, તે આગમજ આ સુંન્નાની કડીવાલા મુસલમાનને મારે તૈયાર રાખવો જોઇએ. આ સુંન્નાની કડીવાલો શખસ એક ઘણોજ અગતનો સાખશી છે, અને તે હજી મને મલ્યો નથી. એની મદદથી હું એ કામ કરી શકસ. **નાદીરને** ગુનેહગાર ઠરાવવા તેમજ ખરા ખુનીને પકડવાનું કામ સેહલ કરવા મને એની મદદની ઘનીજ જરૂર છે. જીવી ઘોડાવાલીએ તેને કાસમઅલી તંનડેલનું નામ બોલતાં સાંભલ્યો હતો. વાસતે એ કાસમઅલી કયાં વાહણનો તનડેલ છે અને તે વાહણ કેઇ તરફ હાલ ગયું છે, તેની ખબર કસતમમાથી મેલવતાં મને વાર લાગનાર નથી. તેટલી ખબર જો હમણા મલી, તો મારાં માણુસને તે તરફ રંવાના કરતાં કેટલી વાર ? પણ ખુદા કરે ને **નાદીરશાહ** નિરદોશ હોય."

એવો વિચાર અને અટકલ કરતાં **જેહાંગીરશાહ** ગાડીમાથી ઉતરી કસતમ હાઉસમા દાખલ થયા, અને ત્યાં **કાસમઅલી** નામનો મુસલમાન કયાં વાહણનો તનડેલ છે, અને તે વાહણ કઇ તરપ હંકરાઇ ગયું છે, તેની શોધ કરવા કસતમના વડાને જઇ મલ્યા.

તે દીવસે સાંજના અૅડવોકેટ ઓફ ઇનડીયાની ઉપર ધમાલ પડી. સાંજના પ્રગટ થતું પત્ર બીજુ કોઇ નહી હોવાથી લોકોની ધુસની ધુસ જુદીજુદી લાઇબ્રેરીઓ તરફ 'એડવોકેટ' વાંચવા ચાલી. રસતામા જતાંઆવતાં લોકો એક બીજાને વગર ઓલખવે, સવાલ કરતાં કે "કેમ આ, ત્યાર પછી કાંઇ નવી વાત ?"

પણ વાત વાતને ઠેકાણે ! નાદીરશાહને વારંત મારફતે ખુનના વાંક માટે પકડયો હતો, એથી વધારે ખબર કોઇને મલી નહી. એડવોકેટ-વાલાએબી વલતે દીવસે તેટલીજ ખબર આપી હતી. રોજીંદા ગુજરાતી છાપાવાલાએબી તેટલીજ ખબર આપી. પણ રોજીંદા પત્રોમા એ ખબર મરીમસાલાએ ભરેલી હોવાથી અને તેમના ખાસ પ્રતીનીધીઓ (તેમાનુ કાઇજ નહી) એ મેલવેલી હોવાથી લોકો સહવારને પોહર ઉઠતા વાર ઇનતેજારીથી તે વાંચવા લાગ્યા.





# પ્રકરણ ૧૫ મું.

## ખુંનનું તોહમત—તોહમતદારની તપાસ.



પ્રજા મત રાખેતા પ્રમાણે બે બાજુ વેહચાઇ ગયાં. એક બાજુવાલાઓ પુલીસની કસુર કાહડી **નાનાવટી** જેવા ખાનદાન ઉપર ખુનનું બોહતાન મુકવા માટે પુલીસ ઉપર હુલડાઇનું બોહતાન મુકી વાતો કરવા લાગ્યા, અને બીજી બાજુવાલાઓ **નાદીરશાહની** કેટલીક ચાલચલન ઉપર ટીકા કરી તેને સેતાનચોઘડીએ એવું કામ કરવાનુ સુજ પડ્યું હોય, એમ બોલવાં લાગ્યા.

છાપાવાલાઓબી વધુ ખબર એ બીના ઉપર પ્રજાને આપી શકયા નહી. તોપણ મોટે ભાગે પ્રજામત એવું હતું, કે 'પુલીસ આજકાલ પારસીઓની વિરૂધ હોવાથી આવી કિસમનો એક ટાગરો કરી એક આબરૂદાર ખાનદાનના નબીરાને ફસાવવા માંગે છે, પણ તે ખાનદાન પૈસે અને લાગવગે પુર હોવાથી પુલીસને ઠેઠ વેર પુગાડવાને ભુલશે નહી. !!'

'નુનુ'ના ખુનની તપાસ આજે પુલીસ કોરટમા અગીઆર વાગે શરૂ થનારછે, એ ખબર જાહેર થતાંજ પારસીઓનાં ટોલે ટોલાં આઠ વાગ્યાથી પુલીસ કોરટ તરફ જવા લાગ્યાં, અને દશ વાગામા કોરટની બાહર અને અંદર એટલી તો ગીરદી થઇ ગઇ કે શાંતે બંદોબસ્ત રાખવા વધુ પુલીસને બોલાવવી પડી.

બરાબર પોના અગીઆર વાગે ઇન્સપેકટર **જેહાંગીરશાહ** સરકારી વકીલ સાથ કોરટમા દાખલ થયા, **અને તેમની પાછલ પાચ મીનીટ મી. ગોરધર સોલીસીટર મી. ઇનવૅરારીટીને** લઇ બચાવ તરફથી બીરાજ્યા.

તોહમતદાર **નાદરશાહને** લાવી ઇનવેરારીટીની પાછલ ઉભો રાખ્યો અને અગીઆરમાં પાંચ મીનીટ કમી હતી, તેટલાં બબે ત્રણત્રણની ટોલ-કીમાં પરવારતા " **એલ એલ બી** " વકીલો અને બોફલેસ બારોસટરો, ડાયરી અને કોરાં ફુલસકેપનો વાલેલો એક કટકો હાથમાં પકડી ટેબલ આગલ કેસ સાંભલવા એકાદ બેઠક મેલવી હારેદોર ગોઠવાઇ ગયા.

પારસી તમાશગીરોથી કોરટનું દીવાનખાનું ચીકાંર બરાઇ ગયું હતું. **બારીસ્ટર ઇનવેરારીટી મા. ગીરધર** સાથ અને ઇન્સપેકટર **જેહાંગીરશાહ** સરકારી વકીલ સાથ મસલત કરતા હતા. જેઓ **નાદીરશાહ**ને ઓલખતા તેઓ ટીકીટીકી તેના ચેહરા તરફ જોતા હતા, અને જેઓએ આજ સુધી તેને જોયલો નહી હતો, તેઓ ઉંચી નીચી ડોકીઓ કરી તેનું મોહડું જોવાની તજવિજ કરતા હતા. સરવે કાંઇ ચુપ તો હતુંજ, તેવામાં "ચીઇઇઇપ" કરી સીપાઇદાદાએ ધુમ પાડી, એટલે સરવે કોઇ ઉઠી ઊભા થયા, અને માજીસ્ત્રેટ સાહેબે પોતાની બેઠક લીધા બાદ **નુંનુંના** ખુનવાલા મુકદમાનું કામ શરૂ થયું.

સરકારી વકીલે **નુંનુંના** ખુનવાલા મુકદમાની હકિકત માજીસ્ત્રેટને પોતાની હમેશની રીત પ્રમાણે લંબાનથી પોતાના ભાશીનમાં જણાવી જુદાજુદા સાક્ષીઓની જબાની કેવી મતલબની પડશે, તે ઉપર કોરટનું ધ્યાન ખેંચી પેહલા સાખશી તરીકે **હીરાજી મનજી હીરાભોગીને** સાકશીના પીંજરામાં ઉભા કીધા.

## હીરાજી હીરાભોગીની જબાની.

મારૂં નામ હીરાજી છે. હું હાલ તુરત મારા બાપનું ખરૂં નામ અને મારી અટક કેટલાંક કારણો માટે આપવા ના પાડું છું, અને હું કોરટને અરજ કરૂં છું કે મારો વાંધો કબુલ કરવો.

**માજીસ્ટ્રેટ**—એમ બનવું મુશકેલ છે. તમે કયા આધારે આવી અરજ કરોછ **મી. હીરાજી.**

**મી. હીરાજી**—મોટાં માન સાથ કોરટને જણાવવાની હું રજા લેઉંછ, કે મારી અરજના ટેકામાં હાલ કાયદાની કોઇબી શાહાદત ટાંકવાને હું અશક્ત છેઉ. હીયાં હાજર થવા માટે મને એકાએક આજે સહવારના નવ વાગે સમન મલ્યો છે અને તેથી હાલ હું મારી અરજના સંબંધમાં કોઇબી રીતની તકરાર કરવા તૈયાર નથી. છતાં હું કોરટની પાસ ખાસ મેહરબાનગી માંગુંછું કે——

**માજીસ્ટ્રેટ**—એક ખુનના આરોપમા જબાની આપનાર ધણીનુ નામ નિશાન બરોબર અને ખુલ્લે ખુલ્લું જાહેર થવું જોઇએ. મારી જાણને માટે નહી પણ કાયદા પ્રમાણે હું તમુને તમારૂ આખું નામ લખાવવાની ફરજ પાડું છઉં.

**મી. હીરાજી**—ત્યારે તો સાહેબ——

**માજીસ્ટ્રેટ**—દલગીર છેઉ કે તમો તકરાર કરી કોરટનો વખત ગુમાવોછ. હું મારો ચુકાદો આપી ચુકયો છઉં.

**મી. હીરાજી**—ઠીક છે, લખો સાહેબ. મારૂ નામ હીરાજી મનજી હીરાભોગી. હું મુંબઇની યુનીવરસીટીનો ગ્રેજયુએટ અને બૅરીસ્ટર—એટ—લૉ છું. હું નુંનુંને પીછાણતો હતો. તે મારી આયા હતી.

**સરકારી વકીલ**—ઠીક છે. ત્યારે તમે આ નુંનું વિશે કાંઇ નવી ખબર કોરટને આપી શકસો મી. હીરાજી.

**મી. હીરાજી**—હું પોતે નુંનું વિશે કાંઇ ઘણું જાણતો નથી. બેહતર તો એ છે કે તમે મને સવાલ કરો અને મને જે વાત ખબર હશે તેનો હું જવાબ આપતો જવશ.

**સરકારી વકીલ**—તમે નુંનુંને મલવા જતા હતા ?

**મી. હીરાજી**—હું જુનુને મલવા ઘણી વખત ગયેલ હતો. હીલ્લુબાઇ તેણી ઉપર કોઇ કોઇ વખત કાંઇ લખતાં હતાં. મારાં કરતાં વધારે ખબર તેવન આપી શકે ખરાં ?

**સરકારી વકીલ**—કોણ ? હીલ્લુબાઈ ?

**માજીસ્ટ્રેટ—હીલ્લુબાઇ** ઉપર સમન કાહડેલો છે ?

**સરકારી વકીલ**-તેવન હીયાં હાજર થવાં જોઇએ. હમે સમનતો કાલના કાહડેલા છે.

**મી. હીરાજી**—તેવનનો સમન મને મલ્યો છે. પણ તેવન હીયાં આવી શકે એવી હાલતમા નથી. તેવન ઘણુાજ બીમારછે.

**માજીસ્ટ્રેટ**—ઘણુાજ બીમાર એટલે ?

**મી. હીરાજી**—એટલે એટલાં બધાં તેવન બીમાર છે, કે તેવનની જવાનીની કોરટે જરાબી આશા રાખવી નહી. તેવનના ભેજામાં કાંઇ દરદ થયું છે. ડાકટરો તેને " **ઍનકેફીલાઇતોસ** " કેહછે. જીવે તેવી આશાતો નથી, પણ જો કદાચ જીવે તો તેવન પોતાની સુધબુધ સદાની ખોઇ દેશે એવું મત ડાકટરોએ આપ્યું છે.

આ નવા સમાચાર સાંભલી માજીસ્ટ્રેટ **ખનડાલેવાલા** તેમજ સરકારી વકીલ વિચારમાં પડયા, અને તમાશગીરોમાં '"કચકચ' અવાજ થઇ રહયો. સીપાઇએ 'ચીઇઇઇપ' કરી બુમ પાડતાંજ તે અવાજ બંધ થઇ ગયો અને **હીરાજી**ની તપાસ આગલ ચાલી.

**સરકારી વકીલ**-અમારા રસતામાં એક નહી ધારેલી મોટી અડચણ આવી પડી છે. મુકદમાની તપાસ **હીલ્લુબાઇ**નાં બીમારીનુ સેવટ આવે ત્યાં સુધી મુલતવી રાખવાની હું અરજ કરશ.

**મી.** ઇનવેરારીટી સરકારી વકીલની આ દરખાસ્ત સાંભલી હસી પડયો, અને માજીસ્ટ્રેટ સરકારી વકીલને જવાબ દીધો:—

" તેમ બનવું મુશકેલ છે. તોહમતદાર ઉપર મુકેલાં બોહતાનના સરવે પુરાવા તમારી પાસે તૈયાર તો હોવા જોઇએ. જેટલા સાખશીઓ ઉપર સમન લીધા છે તેમની જબાની લેઇ લેવો, અને પાછલથી હીલ્લુબાઇની જબાનીની જરૂર પડે તેમ હોય તો———

મી. હીરાજી—તેવનની જબાનીની કોરટે આશા રાખવીજ નહી એમ હું મારા પાક્કા અનુભવ ઉપરંથી કેહું છું. મને લાગે છે કે ભાયગે તેવણ એ ચાર દીવસ કાહડે.

માજીસ્ત્રેટ—તેવન કેટલું થયું બીમાર પડયાં છે ?

મી. હીરાજી—બલેવ પછી બીજે દાહડે. એક રોજીંદા ગુજરાતી છાપામા તેઓએ નુનુના ખુનની વિગત વાંચી, અને તે વાંચતાંજ એક ચીસ પાડી તેવનં બેભાન થઇ પડયાં, અને તેવી બેભાન હાલતમાં આજ સુધી 'ઑ મુવો રે તું—મુવો રે તુ'—કરી આખી રાત બડબડતાં રહયાં છે. '

માજીસ્ત્રેટ—મુંવોરે તું ! ! કે મુઇરે તું ! ! !

મી. હીરાજી—નહી સાહેબ, તેવન ' મુવોરે તું ' કરી બોલેછે.

માજીસ્ત્રેટ—દલગીરીની વાત છે કે હીલ્લુબાઇની હૈયાતી ધાસ્તીમા છે. કાંઇ ચીંતા નહી. તમે કામ આગલ ચલાવો ?

સરકારી વકીલ—નુનુના કોઇ દુશમનો હતા એવું તમે કાંઇ જાણોછો મી. હીરાજી.

મી. હીરાજી—હું તેવું જરાબી જાણતો નથી સાહેબ.

સરકારી વકીલ—ફીકર નહી. વારૂં નુંનુંના મરણથી કોઇને ફાયદો થાયો હોય, એવુ તમે જાણોછો?

હીરાજી આ સવાલ સાંભલી ગુચવાડામા પડયો. માજીસ્ત્રેટ તથા સરકારી વકીલે તે જોઇ લીધું અને હીરાજી ડગમગતે અવાજે બોલ્યા:—" નહી સાહેબ. હું તેવા કોઇને પાછાનતો નથી."

**સરકારી વકીલ**—તમે સોગંદ ઉપર જવાબ દેશો કે તમે એ વાત ખરી કહી.

**મી. હીરાજી**—એક ચીજ હું જાણુ છું, અને તે એજ કે જુનુના ખુનથી મને બેહદ નુકશાન થયું છે.

**સરકારી વકીલ**—તમુને નુકશાન થયું? તે કેવી રીતે ? મેહરબાની કરી તે કહી જાઓ.

**હીરાજી** નીચી મુંડીએ દલગીર ચેહરે ઉભો રહયો, અને સરકારી વકીલે તેવનને જ઼વાબ દેવાનુ દબાન કીધાથીં, **માજી-સ્ટ્રેટે** કહયું:—

" **મી. હીરાજી**, ઇનસાફની નેમ જાલવવા તમે જેબી કાંઈ જાણતા હોવો, તે કેહવા અચકાવું નહી. તમેં એક ચુનંદા બારીસ્ટર છો, એટલે તમારી ફરજ઼ તમે બરોબર સમજેતા હોવા જોઇએ.

**હીરાજીના** કપાલ ઉપર પસીનો ફુટી નિકલવા લાગેલ, અને તેવન ઘણુજ઼ ધીમે અને દબાએલે અવાજે બોલ્યા:—

" આ કેસમા જબાની આપતાં મને ઘણુંજ હીણું લાગે છે. તોપણ કાયદા પ્રમાણે જવાબ આપવા હું બંધાયલો હોવાથી હું લાચાર થયો છું. મારી હકિકત હું ઘણીજ ટુંકમા કહેવશ. આજ સુધી હું **હીલ્લુબાઇ મનજી હીરાભોગીને** મારી માય સમજતો હતો, અને હું તેવનની એક તાબેદાર બેટા તરીકે સંભાલ અને માહવજત રાખતો હતો. **હીલ્લુબાઇ** પોતાના એક વાહલા દીકરા તરીકે મને જીગરથી આજ સુધી ચાહતાં હતાં, અને હું એક વાહલી માય તરીકે આજ સુધી તેવનને વાહલ અને પ્રિત કરતો હતો. એક દીવસે; એટલે આંજથી ત્રણ કે ચાર અઠવાડીઆંની વાત ઉપર, **હીલ્લુબાઇની** કબાટમાથીં મારા બાપના હાથના લખેલાં કેટલાંક કાગજોનુ એક ' પેકેટ ' મારા હાથમાં અચાનક આવી ગયું: તે કાગંજો વાંચતા મારી ખાતરી થઇ કે મારા બાપનુ ખરૂ નામ **મનજી હીરાભોગી** નહીં પણ **નવલશાહ**

હીરજી નાનાવટી છે ! એ કાગજો જે મને મલ્યાં, તે નવલશાહે હીલ્લુબાઇ ઉપર લખેલાં હતાં."

આ ભેદભરી નવી બીના સાંભલી બારીસટરો અને વકીલો દબાઇજ ગયા, અને તમાશગીરોમાં એટલી બધી ગડબડ થાઇ રહી કે, સીપાઇઓએ 'ચીઇઇપ' ઉપર 'ચીઇઇપ' ના પોકારો મારવા છતાં તે ગડબડ ઓછી થાઇ નહી.

સરકારી વકીલ—આગલ ચાલો મી. હીરાજી.

તપાસનું કામ આગલ ચાલેલું જોઇ લોકની ગડબડ આપોઆપ નવી જબાની સાંભલવા બંધ પડી, અને હીરાજીએ પાછું ધીમે અવાજે બોલવા માંડયું:—

" તે બધાં કાગજો નવલશાહશેઠે, હીલ્લુબાઇ ઉપર તેમના પ્રિતભરયા એખલાસને દરમીઆન લખ્યાં હતાં. તે કાગજો વાંચ્યા પછી, મારી પુરેપુરી ખાતરી થાઇ કે હીલ્લુબાઇ મનજી હીરાબોગી મારી માય નથી, અને મનજી હીરાબોગીને બદલે નવલશાહ હીરજીનો હું દીકરો છુ. "

એ પછી હીરાજી બારીસટરે જેવી રીતે પોતાનો મુકદમો જેહાંગીરશાહ ઇન્સપેકટર આગલ રજુ કીધો હતો, તેવી રીતે, પણ વધારે છતાદાર ભાશામા કોરટમા બારીસટરો અને વકીલોના મંડલ સમક્ષ માજીસ્ત્રેટ હજુર રજુ કીધો, અને તેમ કરી પોતાના સાંભલ-નારાઓની સંમપુરણ દયા તેણે પોતા તરફ ખેચી લીધી. હીરાજીના બોલવાથી તેના સાંભલનારાઓ ઉપર એટલી બધી તો અસર થાઇ ગઇ, કે જયારે જયારેબી તે નવલશાહનુ નામ પોતાની જબાનીમા બોલતો, કે તેજ વખતે કોરટમાથી 'હીસ હીસ' અને 'હુસ હુસ' ના અવાજો નિકલતા હતા.

કોરટ સમક્ષ હીરાજીએ હીલ્લુંબાઇ સાથ જે વાતચીત પોતાને થાઇ હતી, તે ટુકમા કહી નાદીરશાહની મુલાકાતનુ બયાન આપતાં

તેના વિશે પોતાના ઘણા સારા વિચારો જણાવી, તેની વખાન કીધી.

**માજીસ્ટ્રેટ**—તમે હમના જવાબ દીધો કે **નુનુના** મરણથી કોણુને લાભ થાય તે તમે જાણુતા નથી. હવે તમે તે સવાલનો જવાબ શું આપોછ.

**હીરાજી**, માજીસ્ટ્રેટના સવાલનો જવાબ આપવાને બદલે બોલ્યો "મે એમ ધારયું સાહેબ કે **નાદીરશાહનુ** નામ **નુંનુંના** કેસમાં નકામુ બદનામ થવું નહી જોઇએ. **હીલ્લુબાઇની** હાલત સુધરે તેવી નથી. **નવલશાહશેઠ** કદીબી ખરી બીના કબુલ કરવાના નથી. અને હું કદીબી **નાદીરશાહની** વિરૂધ મારો હક જાહેર કરનાર નથી."

**માજીસ્ટ્રેટ**—તમારી હકિકત ઉપરથી એવુ જંણાય છે કે **નુંનુના** ખુનથી **નાદીરશાહને** લાભ થવો જોઈએ."

**મી. હીરાજી**--ખુદા કરે ને એવું સાબેત નહી થાય.

**સરકારી વકીલ**—તમારી હકિકત **નાદીરશાહે** સાંભલી તમારી પાસ કાંઇ વખત માંગ્યો,

**મી. હીરાજી**—હા સાહેબ. મારી સાથે **નુંનું** પાસે આવવા મેં **નાદીરશાહને** અરજ કીધી, પણુ તેવને આવવા ના પાડી કહયું કે "**નુંનુંને** તેવન ઓલખે છે, અને તેવન **નવલશાહશેઠ** સાથે **નુનુને** ત્યાં ગયા હતા, અને તેણીને નાંનાંની મદદબી **નવલશાહે** કરી હતી." **નવલશાહશેઠ** કરાંચીથી પાછા ફરે ત્યાં સુધી તેવને મને સબુર કરવા કહયું હતું.

**સરકારી વકીલ**--**હીલ્લુબાઇનો** કબાટમાથી તમુને મલેલાં કાગજો હાલ તમાંરી પાસે છે?

**મી. હીરાજી**—નહી સાહેબ. તે કાગજો મારે બંગલે છે.

"આ કાગજો હું એ મુકદમામાં રજુ કરવા માગુ છું" સરકારી વકીલે માજીસ્ટ્રેટને અરજ કરી.. "કોરટે તે કાગજો અતરે રજુ કરવા માટે સાંખશીને હુંકમ કરવો."

**માજીસ્ત્રેટ— મી. હીરાજી** તે કાગજો તમે મેહરબાની કરી બપોર આગમજ સરકારી વકીલને મલે તેમ કરો તો બેહતર.

**મો. હીરાજી**—કોરટના હુકમને માન આપવાની હું દરેક તજવિજ કરશ.

માજીસ્ત્રેટ તેમજ સરકારી વકીલ **હીરાજીની** સાલેસાઇ ભરી ચાલચલન, અને જબાની આપવાની રીતથી ખુશી થાઇ ગયા.

**હીરાજીની** જબાની પુરી થવાથી બચાવ તરફના બેરીસટર **મી. ઇનવેરારીટીને** 'ઉલટ પાલટ તપાસ' કરવા માજીસ્ત્રેટે કહયુ, પણ **મી. ઇનવેરારીટીએ** પોતાની તપાસ તકુબ રાખી સેશનમા બચાવ કરવાની ખાએશ દેખાડી. એ ઉપરથી કોરટે **હીરાજીને** સાખશીના પીજરામાંથી નીચે ઉતરવા જણાવી, **હીરાબાઇની** કબાટમાથી તેવનને મલેલાં કાગજીઆં બપોર પછી કોરટમા હાજર-કરવાની તાકીદ કીધી અને સરકારી વકીલે બીજા સાખશીને બોલાવ્યો.

**હીરાજી** તેજ વખતે કાગજીઆં લેવા ભારતી ગાડીએ પોતાને બંગલે ગયો, અને બીજા સાખશી તરીકે, **નવલશાહ હીરજી નાનાવટીને** બોલાવ્યા.

"**નવલશાહ હીરજી નાનાવટી**" સીપાઇએ કોરટના દીવાનખાના બાહેર જઇ રાબેતાના અવાજ પ્રમાણે બુમ પાડી. "**શેઠ નવલશાહ હીરજી નાનાવટી !**"

તમાશગીરો ઉંચી ડોકી કરી દરવાજા તરફ નજર કરવા લાગ્યા, અને સીપાઇદાદાએ આવી ખબર કીધી કે સાખશી કોરટમા હાજર નથી.

"સાખશીને સમન કોણે પુગાડયો હતો **મી. જેહાંગીરશાહ?**" માજીસ્ત્રેટે તલાશ કરવા માંડી.

સરકારી વકીલે મસલત કરી જવાબ દીધો. "સાંખશીને સમન આજે સહવારના પોહચાડવા સીપાઇ પોતે ગયો હતો, અને સમન હાથો હાથ પુગાડયો હતો.

**માજીસ્ટ્રેટ**—છતા **મી. નવલશાહ હીરજી** હાજર થયા નથી? શું તેવન તરફથી કોઇબી કોરટમા હાજર થયુ નથી?

કોરટમા સરવે બારીસટરો અને વકીલો એકએકના મોહડાં જોવા લાગ્યા કે હાજર થાયલા બારીસટરો કે વકીલોમાંથી કોઇ ઉઠી **નવલશાહ** તરફથી કાંઇ ખુલાસો કરે છે?

**સરકારી વકીલ**—બચાવ તરફના બારીસટરને એ વિશે કાંઇ ખબર હોવી જોઇએ.

**મી. ઇનવેરારીટી**—મને **મી. નવલશાહ** તરફથી કાંઇબી ખુલાસો કરવાની ફરમાસ થઇ નથી. હું તો ફકત બચાવ તરફથી આ 'ફારસ'ની તપાસ રાખુ છું.

**માજીસ્ટ્રેટ**—**મી. ઇનવેરારીટી**, તમે આવા એક ગમભીર કેસને ફારસનુ રૂપ આપો છો એ સાંભલી હું અજબ થાઉ છું. મારે તમને કેહવુ જોઇએ કે તોહમતદારને પકડવાનું વારંટ આપવા આગમજ મેં પકી તપાસ કરી હતી.

**મી. ઇનવેરારીટી**—નામદાર કોરટ તરફ પુરતુ માન ધરાવવા છતાં મને કેહવાની ફરજ પડે છે કે એઉ બાજુની પુરેપુરી જબાની સાંભલવા આગમજ મત આપવા માટે કોઇબી કોરટને કાયદાની રીતે સત્તા નથી.

**માજીસ્ટ્રેટ**—મે મારૂ મત આપ્યુજ નથી.

**મી. ઇનવેરારીટી**—મે હમણાજ સાંભલ્યુ સાહેબ કે તમે વારંટ આપવા આગમજ પકી તપાસ કરી હતી.

**માજીસ્ટ્રેટ**—તેમ કરવાની મારી ફરજ હતી.

**મી. ઇનવેરારીટી**—ફરજ બજાવવી એ એક ચીજ છે ને ફરજ બજાવી મત બાધવું એ બીજી વાત છે.

**માજીસ્ટ્રેટ**—મેં હમણાજ કહુયું કે મેં પકી તપાસ કરી હતી.

**મી. ઈનવેરારીટી**—અને તે તપાસ કીધા પછી એવું મત બાધ્યું કે બંધવો અપરાધી છે માટે તેને વારંટથી કેદ કરવો.

**માજીસ્ત્રેટ**—કેદ કરવા માટે મેં વારંત આપ્યુ હતુ.

**મી. ઈનવેરારીટી**—માર એવું કેહવું છે કે વારંટ આપવા આગમજ આ મુકદમાની ઉપર ટપકેની તપાસ કરવાનુ હુકમનામુ વધારે અનુંકુલ થાઇ પડતે.

**માજીસ્ત્રેટ**--તે મારૂં કામ હતું મી. ઇનવેરારીટી.

**મી. ઇનવેરારીટી**---હા સાહેબ તેજ કામ નામદાર કોરટનું હતું.

આ ટપાટપી ચાલતી હતી તેટલાં **મી. મેકફરસન બેરીસ્ટર** કોરટનાં દીવાનખાનાંમાં દાખલ થયાં, અને તેમની પાછલ **ઓનરેબલ મી. નવલશાહ હીરજી** ધીમે ધીમે પોતાની સુનાની મુઠવાલી લાકડીનો ટેકો લેઇ ચાલતા તમાશગીરોની નજરે પડયા.

**મી. મેકફરસને** કોરટમા દાખલ થતાંજ જણાવ્યું કે **ઓનરેબલ મી. નવલશાહનો** તબીયત ઠીક નથી છતાં એવન પોતાની જબાની આપવા કોરટમા હાજર થયા છે. અને હું એવન તરફથી એવનના અંગત લાંભ તપાસવા હાજર થયો છું.

માજીસ્ત્રેટે **નવલશાહ** તરફ નજર ફેરવી જોયું, અને **નવલશાહ** શેઠ જેમ તેમ કરી કોરટ તરફ માન આપવાના હેતુંથી નમ્યા, અને પોતાની જબાની આપવા માટે સાખશીના પીંજરામાં જઇ ઉભા. માજીસ્ત્રેટે તેવનને ખુરસી આપવાનો હુકમ કીધો.

## નવલશાહ હીરજીની જુબાની.

## ( કનફેસનઉ ! )

"હું નામદાર કોરટની રજા માગું છું, કે આ મુકદમાની બાબદમાં મારી જબાનીની નોધ લેવા આગમજ મને એક 'સ્ટેટમેંન્ટ' કરવાંની રજા આપવી." **નવલશાહે** કોરટને અરજ કીધી. "કોરટનો વખત

તેથી ફોકટ જશે નહી એમ હું ખાતરીથી કેહું છું. વધુ હું એવી અરજ કરૂ છુ કે 'મારા સ્ટેટમૅંટની' બોલે બોલ નોધ કરી લેવી અને તે ઉપરાંત જો કોરટને કાંઇ સવાલ પુછવા હોય તો તે સુખેથી પુછવા, હું તેનો ખુલાસાવાર જવાબ આપશ. કોઇબી ચીજ છુપાવવામા સાર નથી, સબબ મોડે કે વેહલે તે આપોઆપ બાહર આવે છે. 'પાપ બોલતું નથી પણ બોડે છે એમ હું માનુછું.' મને મારા ગુનાહની સજા થાઇ ચુકીછે. મારાં ખાનદાનના નામ ઉપર કલંક લાગ્યું છે. અરે કોણ ધારતું હતું કે નાનાવટીના ખાનદાનનો નબીરો એક ખુની તરીકે પકડાશે, અને કોણ ધારતું હતું કે તેને વારંટથી પકડી, જુની તુરંગમાં કેદ કરવામા આવશે. આપો સાહેબ આપો! ખુદા ખાતર મને એક 'સ્ટેટમેન્ટ' કરવાની રજા આપો સાહેબ!"

માજીસ્ત્રેટ, **નવલશાહના** સખુનો સાંભલી દલગીર થાઇ ગયા. સરવે કોઇ ચુપ થાઇ માજીસ્ત્રેટના હુકમની રાહ જોવા લાગ્યા.

"ઇનસાફની નેમ જાલવવા ખાતર, અને બચાવ કરવાની દરેક તક તોહમતદારને આપવા ખાતર હું કદીબી આનાકાની કરનાર નથી. મી. **નવલશાહ**. તમારૂ 'સ્ટેટમેન્ટ' શુ છે તે હું સાંભલવા માગું છું."

"તમારી મોટી મેહરબાની થાંઇ સાહેબ." **નવલશાહે** બોલવા માંડયુ. "નોધો સાહેબ, હું જે બોલુ છુ તે બોલે બોલ નોધી લેવો. હું હવે તમારી તેમજ લોકોની દયાને લાયક નથી. મે મારૂં સરવે કાંઇ ખોઇ દીધુ છે. ઇજજત, હોરમત, અને મારાં ખાનદાનનુ નામ, એ સરવે મેં આજે ખોઈ દીધુ છે. મારી અરજ એ છે કે મારો હાલ કુલ મુંબઇ જાણે!"

## મેહરી મદમની મુલાકાત!

"લખો સાહેબ કે જયારે હું પચીસ વરસની ઉમરનો હતો, ત્યારે મારાં માબાપે પોતાની મરજી અને જુલમ જબરીથી કાઉખાંના ખાંનદાનની એક અમીર ખવાસની જવાન બાનુ પીરોજા સાથ મારી

મરજી ઉપરાંત મારાં લગન કીધાં. તે નવજુવાન બાનુ મારી સાથ પરણી સુખી થાઇ નહી, સબબ હું તેણીને ચાહતો હતો નહી. મારૂં ધ્યાન મારાં લગન આગમજ એક બીજે ઠેકાણે રોકાયું હતું. તે એક ગરીબ પણ આબરૂદાર કુટુંબની ખુબસુરત જવાન બાનુ હતી. તેનુ વતન નવસારી મધ્યે હતું. નાતાલના તેહવારો ઉપર હું મુંબઇથી નવસારી મારા મીત્રો સાથ ફરવા ગયો હતો, ત્યાં તે નવજુવાન બાનુ, પેહલ-પેહલી લુનસી કુઇ આગલ મારી નજરે પડી તેણીને જોતાંજ હું તેના પ્યારમા પડયો. તે જેમ ખુબસુરતીમાં ઉમદા હતી, તેમજ દીયાનતની પાક અને બીલકુલ ભોલી હતી. નવસારીનુ તમામ લોક તેણીને **મેહરી મલેસરીના** નામથી ઓલખતુ, અને છુટેલ મરદો તેણીની ખુબસુરતીને લીધે તેણીને '**મેહરી મદમ**' કરી કેહતા હતા. નવસારીમાં **મેહરાં** સાથ મારી પ્રિત લાગી, અને હમે બંને જન એકમેકને ચાહવા લાગ્યાં. ખાંનદાંનની મગરૂરીને લીધે મારાં માબાપે પોતાથી ઉતરતાં ખાંન-દાંનની છોકરી સાથ મારાં લગન કરવા સાફ ના પાડી. પણ અફસોસ, કે **પીરોજાબાનુ** સાથ જયારે મારાં લગન થયાં તે આગમજ મારી નવસારીવાલી માહાબુબને પરણવા હું દીલથી વચન આપી ચુકયો હતો. પણ તે વચન હું પાલી શકયો નહી.

**પીરોજા** અને **મેહરાં** બંનેજને કુદરતના સંજોગે એકી વખતે બેટાનો જનમ આપ્યો. તે વખતે મારી વધારે વાહલી માહબુબ **મેહરાંના** દીકરાને મારી આંખ આગલ રાખી તેને મારા કુલનો ચેરાગ બનાવ-વાનો મેં નક્કી વિચાર કીધો. **મેહરાંને** એ ખબરથી મેં જાણીતી કીધી. તેણીએ મારા વિચારોને મલતી થવા પેહલાં ના પાડી, મારી ઉપર જે કાગજો લખ્યાં હતાં, તે હજી મારી પાસે મોજુદ છે. આ રેહયાં તે."

**નવલશાહે** પોતાના ખીસાંમાંથી કાગજો કાહડી કોરટની ટેબલ ઉપર ફેકી પાછું બોલવા માંડયું.

"મારો વિચાર નક્કી થયો હતો. તુરતજ હું નવસારી ગયો, અને **મેહરીને** મેં સમજાવી લીધી. મુંબઇ આવી મારા ઝંનની કાર-

મારી **લામબકરા** સાથ મેં મસલત કીધી અને **નુંનુંને** છોકરા બદલવાના કામમા મદદગાર તરીકે મોટી રકમની લાલચે મે સામેલ કીધી. તેણીએ છોકરા બદલ્યા હતા. **નાદરશાહને** નામે જે છોકરો હાલ મારી સાથ રેહછે, તે કોઇજ નહી પણ **મેહરી મલેસરીનુ** ફરજંદ છે, અને જે **નુંનુનુ** ખુન કરવા માટે પકડાયો છે."

"**નવલશાહ?**" માજીસ્ત્રેટે સવાલ કીધો. "ત્યારે તમે એકરાર કરોછ કે **નાદીરશાહ** તમારો હકદાર વારેસ નથી, અને તમારો ખરો હકદાર વારેસ **મેહરી મલેસરીની** સાથ રેહનાર છોકરો છે:"

**છોકરાઓની અદલાબદલી!**

"હા સાહેબ." **નવલશાહ** બોલ્યા. "**મેહરીના** છોકરાને મેં મારી નજર આગલ રાખ્યો અને **પીરોજાના** બાલકને મેં **મેહરીને** સવાધીન કીધો. તેની દેખરેખ રાખવા, તેની સંભાલ લેવા, તેને ઉછેરી મોટો કરવા અને મોટો કરી કેલવણી આપવાનુ કામ મેં **મેહરીને** સોંપ્યું અને તેમ કરવા માટે મેં **મેહરીને** મોટી રકમ આપી હતી."

"ભોલી, ભલી, અને નિરદોશ **પીરોજા** આ ફીતુર ભરયા બનાવથી બીલકુલ બેખબર હોવાથી, **મેહરી મલેસરીના** બાલકને તે પોતાનુજ બાલક સમજી. તેણીએ તેને લાડથી પોતાના ખોલામા રમાડયો અને ગોદમા લઇ પોતાની છાતીનું દુધ ધવાડી પાલીપોશી મોટો કીધો. **પીરોજા** નહી જાણુતી હતી કે **નાદીરશાહ** નામનું આ બાલક તેની સોખનુ બાલક છે, અને તેનુ પોતાનુ બાલક **મેહરી મલેસરીને** પારકે ઘેર જઇ પડયું છે."

"એટલું છતાં **પીરોજા** તરફ હું બીલકુલ બેદરકાર રેહયો. **દીલચમનનો વારેસ** પેદા થવાં છતાં **પીરોજા** તરફનો મારો પ્યાર, ધિક્કારમા બદલાઇ ગયો, અને તે મારો ધિક્કાર **પીરોજા** ગુજરી ગઇ ત્યાં સુધી વધતોજ ગયો. પણ ખુદાની લાકડીને અવાજ નથી. કર અને જો બંન્ને આ દુનીઆમાંજ છે.

## આગનું છમકલું. બેવફા કે બાવફા!

**મેહરી મલેસરી** મુંબઇ આવી વસી હતી, અને હું અવારનવાર તેણીને મલતો હતો. એક દીવસ મને એવી ખબર મલી કે **મેહરી** મને ઠગે છે, અને તે બેવફા ઓરત આજ લાંમબી મુદ્દત થાઇ મારી ગેરહાજરીમાં એક પરકોમના આદમીની છુપી મુલાકાતો લીએ છે. આ ખબર પેહલાં તો મેં બીલકુલ માનીજ નહી, પણ પાછલથી તપાસ કરવા મેં એક છુપો જાસુસ **મેહરીના** ઘરની આસપાસ ફરતો રાખ્યો. મારા જાસુસે એક રાત્રે સુમારે નવ વાગે આવી મને ખબર આપી, કે એક ઇગ્રેજંને **મેહરીના** મકાનમાં દાખલ થતો તેણે જોયો. આ ખબર સાંભલતાંજ મારા ગુસ્સાનો પાર રેહયો નહી. અદેખાઇના અંગારથી હુ બલીજલી જવા લાગો. નવસારીના એક એકાંત રસતા ઉપર આવેલા વજીફામાં પોતાના બુધ્ધા બાપ સાથ ગરીબીમા સંસાર ચલાવતી આ ઓરતને મેં મારી દોલતના જોરથી મુંબઇમા આવી વસવાની અને મારી નજર આગલ રેહવાની જોગવાઇ કરી આપવા છતાં, તે આવી કિસમની નિમખહરામી અને બેવફાઇ કરે, એમ જાણુતાંજ મારૂ માંથુ ફરી ગયું, અને તેજ વખતે હું **મેહરોને** ઘેર ગયો. સુમાર રાતના અગીઆરથી બારનો હતો. મેં દરવાજો ઠોકયો અને **મેહરીએ** તે તુરતજ ઉઘાડયો. હું દીવાનખાનામા દાખલ થયો, અને તે બેવફા ફીતુરી હસતે ચેહરે મારી સાથ વાત કરવા મારી પાસે આવી બેઠી. ઘરમાં કોઇબી પારકું માણુસ મારી નજરે પડયું નહી. મેં ધારયું કે મારા જાસુસની ભુલ થાઇ હશે. પણ તેમ હતુંજ નહી. મારી નજર તેવામા એકાએક દીવાનખાનામા એક ટેબલ ઉપર પડી. તે ટેબલ ઉપર એક 'હૅલમેટ' જેવી લશકરી સીપાહ ટોપી મેં પડેલી જોઇ! એજ તે શખસ! તે બેવફાએ મને અચબુચ આવેલો જોઇ પોતાના પાપી દોસ્તને કોઇ ઠેકાણે ઘરમા છુપાવી દીધો, પણ તેનુ પાપ અંત્તે મારી નજરે પડયું. મે લોહીનો ગોટ ગલી, મારો ગુસ્સો ઠંડો પાડયો. રાત મોડી થઇ હતી. નીચે બાકુત રેહતાં ગ્હતાંઃ કેસાદ

કરવાથી મારી ફજેતી થાય તેમ હતું. એક હરફ પણ બોલ્યા વગર હું તે દીવાનખાનુ તેજ વખત છોડી ચાલી ગયો. ત્યાર પછી મેહરીને હું મલ્યો નથી, જોકે મેહરીએ મને મલવાની ઘણી તજવિજ કીધી. તેણીએ મારી ઉપર કાગજ ઉપર કાગજ લખ્યાં. પણ તે બધાં કાગજો મેં ઉંઘાડયા વગર પાછાં મોકલ્યાં ! ! "

"જોકે મેહરી ઉપર હું ધિક્કારની નજરથી જોતો હતો, પણ મારાં અંતઃકરણમા તેની તરફનો પ્યાર જેવોને તેવોજ હતો. મારો ધિક્કાર તેની બેવફાઇ તરફ હતો, પણ તેની તરફનો મારો પ્યાર તો જેવોને તેવોજ રેહયો હતો.

મેહરીના બાબમા આવો બનાવ બન્યા પછી, મારા પસ્તાવાનો સુમાર રેહયો નહી. મેં, કમબખતીના ઘેરેલાએ એક એવું પગલું ભરયું હતું, કે હવે તે હું પાછું હટાવી શકતો નહી હતો. ઘણી વખત મેં વિચાર કીધો, કે મારા ખરા હકદાર વારેસને પાછો મેલવવા હું કાયદા પ્રમાણે પગલાં ભરૂં, પણ મારા કુલને તેથી કલંક લાગે, એમ સમજી હું તે વિચાર હમેશાં માંડી વાલતો હતો. પણ અંતે તે પાપ આપોઆપ ફુટયું છે."

"મી. નવલશાહ." માજીસ્ટ્રેટે સવાલ કીધો. "નાદીરશાહ ઉપર મુકાયલાં તોહમત વિશે તમો શું કેહવા માંગોછ."

"કરાંચીથી હું ગઈ પરમદાહડેજ પાછો ફરયોછ." નવલશાહે જવાબ દીધો. "અને એ શું બનાવ બન્યો છે, તેની મને બીલકુલ ખબર નથી. પણ હું એટલું ધારૂ છ, કે પુલીસ નાદીરશાહ સામે, જયારે ખુનનું બોહતાન મુકે છે, ત્યારેં તે સાબેત કરવા માટે તેની પાસ પુરતી સાબેતી હોવી જોઇએ. પુલીસને તે સાબેત કરવા દો અને નાદીરશાહ પોતાનો બચાવ કરશે. નાદીરશાહ એક નાદર ઓહદ છે સાહેબ. તેની રગોમા નાનાવટીના પુરાના ખાનદાનું લોહી વહે છે, એ

ખરૂ છે. એ ખુન કરે એવું હજી હું માનતો નથી, અને જો એને ખરેખર ખુન કીધુજ હોય, તો એક ખુનીની સરજતને તે પુગવોજ જોઇએ "

"ત્યારે **નાદીરશાહ** નિરદોશ છે એમ માનવાના તમારી પાસ શું કારણ છે **મી. નવલશાહ** ?" માજીસ્ત્રેટે સવાલ કીધો.

"કારણો આપવા લંબાન તકરાર કરૂ એવી મારી આજે તબીયત નથી સાહેબ." **નવલશાહે** કંટાલી જવાબ દીધો. "હું ધારૂછ કે મારૂ આ 'સ્ટેટમેંટ' એક જબાનીની ગરજ પુરી પાડશે, વાસતે મારો વધુ ખુલાસો તમે નોધી લેઓ સાહેબ. ગઇ પરમદાહડે **નાદીરશાહ** સાથે એ વિશે મને વાત થઈ હતી. **હીરાજી હીરાભોગી** પાસ મારે હાથના જેટલાં જોઇએ તેટલાં કાગજીઆં પોતાનો હક પુરેપુરો સાબેત કરવા નથી, એવી મેં બાથ લીધી હતી. પણ મારી તકરાર **નાદીરશાહને** પસંદ પડી નહી. તે મારી સાથ જીકર કરી કેહવા લાગ્યો, કે **હીરાજીનો** ખરો હક તે ડુબાડવા માંગતો નથી. **હીરાજીને** દીલચમનમાં મારા હકદાર વારેસ અને દીકરા તરીકે દાખલ કરવા તે મને આજેજી કરવા લાગ્યો. મેં તેની અરજ ના કબુલ કરી કોઇબી કિમતે, **હીરાજી** સાથ સમજુતી કરવા કહયું. એ વાત **નાદીરશાહને** પસંદ પડી નહી. **નાદીરશાહને** સમજાવવાની મારી સરવે કોશીસો ફોકટ ગઇ.

*　　　*　　　*　　　*

**નવલશાહની** જબાની લગભગ બે કલાક ચાલી. **નાદીરશાહ** સાથ એ બાબદ વિશે, પોતાને જે તકરાર થાઇ હતી તે બોલેબોલ યાદ કરી લબાનથી **નવલશાહે** કોરટને કહી સંભલાવી, અને કોરટના કારકુને તે બોલે બોલ લખી લીધી. કોરટ સમક્ષ પડેલી **નવલશાહની** જુબાની ઉપરથી **નાદીરશાહની** પોતાના બાપ તરફની ચાલ કોરટને ઘણી વખાનવા જોગ લાગી, પણ **હીરાજી હીરાભોગીએ નાદીરશાહને** તે દીવસે **નુનુને** ઘર લઇ જવાની ફરમાસ કીધા છતાં **નાદીરશાહે** તેની

સાથ જુંનુંને ઘર જવા ના પાડી, તે બાબદ કોરટને જબરો વસવસો રહી ગયો.

**નવલશાહની** જુબાની લેવાનુ કામ લગભગ પુરૂં થવા આવ્યુ હતું, અને માજીસ્ત્રેટ તેવનને કાંઇ સવાલ કરતા હતા, તેટલાંમા **હીરાજી** પોતાના હાથમાં એક કાગજનું 'પેકેટ' લઇ ઉતાવલે પગલે કોરટમાં દાખલ થયા.

**નવલશાહની** જુબાની પુરી થતાંજ **હીરાજી હીરાભોગીએ** માજીસ્ત્રેટને અરજ કીધી. "નામદાર કોરટના ફરમાન મુજબ મેં પેલાં કાગજો હીયાં રજુ કીધાં છે. સરકારી વકીલને તે ગણી લેવાનો તમે સાહેબ હુકમ કરશો. હું એક વધુ અરજ એવી કરૂં છું સાહેબ. કે મને કોરટ છોડી જવાની એકદમ પરવાનગી આપવી, સબબ **હીલ્લુબાઇ હીરાભોગી** ઘણુજ ગભરાય છે, અને હું ધારૂં છું કે કદાચ સાંજ પડતાં તેવન ગુજરશે."

"**હીલ્લુબાઈ હીરાભોગી** સાંજ સુધીમા ગુજરશે!" **નવલશાહને** કાને આ સખુનો પડતાંજ તેવનની છાતી ફાટી જતી હોય **એમ** તેવનને લાગ્યું. "**હીલ્લુબાઇ** ગુજરશે." એ સખુનો સાંભલતાંજ 'વીસ વરસની નવી જુની' તેવનને એકદમ હૈડે ચહડી આવી. **હીલ્લુ**! તેવનની એક વખતની વાહલી **હીલ્લુ**ના મોતના સમાચાર સાંભલી, તેવનના કાંન બેહરા થઇ જવા લાગ્યા. આંખે અંધારાં આવ્યાં અને મગજે ચક્કર આવી જવાથી તેજ વખતે ખુરસી ઉપર બેભાન હાલતમા તેવન અફેલાઇ પડયા.

આ બે દીવસની મુદતમાં **નવલશાહની** તબીયતમાં મોટો ફેર પડી ગયો. એ બે દીવસમાં તેવન દસ વરસ વધારે ઘરડા દેખાવા લાગ્યા. **નાદીરશાહની** જીંદગીમા થયલા ફેરફાર, અને પોતાના કુલને લાગેલ કલંકથી **નવલશાહ** ઉપર કુદરતનો એવો એક જબરો ફટકો પડયો હતો, કે તેથી તેવની હાલત બેહદ બુરી થાઇ ગઇ હતી.

"મી. હીરાજી." મેજીસ્ત્રેટે જવાબ દીધો. "તમારી જબાની પુરી થઇ છે. તમારૂં જો કામ પડશે તો તમુને ફરીથી બોલાવવામાં આવશે. તમારી જબાંની વંચાય તે સાંભલી લઇ તે ઉપર તમે તમારી સહી કરી જાઓ."

**નવલશાહની** જુબાની પુરી થવાથી **મી. મેકફરસન** બેરીસટરે એવી અરજ કરી, કે **મી. નવલશાહની** જબાની ઉપર તેવનની સંહી લેઇ તેવનને કોરટમાંથી જવાની રજા આપવી.

**હીરાજી** તેમજ **નવલશાહની** જબાની માજીસ્ત્રેટે વાંચી, અને બંન્ને જને પોતપોતાની જબાની ઉપર સહી કીધા બાદ કોરટ બપોરનુ 'તીફીન' લેવા ઉઠી.

**હીરાજીએ** તેજ વખતે કોરટના દીવાનખાનામાંથી ચાલવા માંડયું, અને **નવલશાહ હીરાજી** તરફ જોઇ બોલ્યા—

'**હીરાજી**'—

**હીરાજીએ** તુરતજ પાછલ ફરી જોયું. તેને કાંને કોણનો અવાજ પડયો ! તેણે પાછલ ફરી નજર કીધી તો **નવલશાહશેઠને** પોતા તરફ તેણે આવતા જોયા. શું **નવલશાહે હીરાજીને** તેડયો ? **હીરાજીતો** ડંગજ થાઇ ગયો ! તોપણ હિંમત રાખી **હીરાજી** ઉભો રેહયો અને તેટલામાં **નવલશાહ** આગલ આવી લાગ્યા.

"સાહેબે, મને હાક મારયો ?" **હીરાજી** નમીને બોલ્યો.

"ઉભા રેહવો." **નવલશાહે** બોલવા માંડયું. "મારી તબીયત બગડી છે. હું એખલો ચાલી શકતો નથી. મને તમારો હાથ આપો."

**નવલશાહ હીરાજીના** હાથમા પોતાનો હાથ ઘાલી લાકડીના ટેકાની મદદે પુલીસ કોરટના દાદરપરથી નીચે ઉતરયા.

---



# પ્રકરણ ૧૯ મું.

## ઘરના માણુસોની જબાની (તપાસ ચાલુ).



પોરના તીફીન લીધા પછી કોરટ જયારે પાછી બેઠી ત્યારે દીલચમનના ચાકર નફરોની જબાની લેવાનુ કામ ચાલ્યું.

ચાકરોની જબાનીમા જાણુવા જેવું કાંઇ હતુ નહી. એટલુંજ કે તે સરવેની નાહની નાહની જબાનીના ટુકડાઓને સાથે મેલવતાં, તેમાંથી એવો સાર નિકલતો હતો, કે ગુંનુંનું ખુન નાહીરશાહે કીધું હતું. માજીસ્ત્રેટે એ નોકરોની તપાસ ચીપીચીપીને કરી, અને તે સરવેની પાસે બલેવના તેહવારની બે દીવસ આગમજથી બલેવના દાહાડા સુધીની નાહીરશાહની તમામ હીલચાલની બારીક વિગત માંગી, જેનો ટુંક સાર નીચે પ્રમાણે જુદા જુદા નોકરોની જબાની ઉપરથી મલ્યો.

### ખરશેદ ખીચરાની જબાની.

રવીવાર—

ખરશેદ ખીચરો જે નાહીરશાહનો વિસવાસુ નોકર હતો તેણે જણાવ્યું કે “ રવીવારને દાહડે નાહીરશાહ શેઠ ઘણુંજ બેચેન દેખાતા હતા, અને મને એવો ખાસ હુકમ આપ્યો હતો, કે કોઇ દસ્તોસ્તદાર કે ઓલખાન પીછાનવાલા કાંઇબી કામસર મલવા આવે, તો કેહવું કે શેઠ સુને ગયા છે. તેવન આખો દાહડો વિચારમા અને

વિચારમા બારણા બંધ કરી ઓરડામાજ રેહ્યા હતાં. ટેબલ ઉપર બપોરના કે રાતના તેવન ગીયા હતાજ નહી. અને રસતમ પેપટીએ તેવનનુ બપોર અને રાતનું ખાનું ઓરડામાંજ મોકલ્યું હતું.

**સોમવાર—**

એ દીવસે તેવન સહવારના ઘણાજ મોડેથી ઉઠયા, જો કે રોજ સહવારને પોહર તેવણ ઉઠતા હતા. ઉઠતાં વાર તેવને પોતાનુ માથુ દુખવાની ફરીઆદ કરી હતી.

તેવન સોમવારે બારી આગલ એક અરધો કલાક સુધી વિચારમાં ઉભા હતા, અને એટલું બોલતા મેં સાંભલ્યા હતા કે, '**હવે આનાકાની કરવામા સાર નથી. મારે હવે એનુ સેવટ લાવવુ જોઇએ.**' ત્યાર પછી એવનં ટેબલ ઉપર કાંઇ કાગજ લખવા બેઠા હતા. તે કાગજ **જીજીઘોઘાના ઝીલુંબાઇને** હાથો હાથ આપી આવવાની મને તેવને તાકીદ કરી હતી, અને જો **ઝીલુબાઇ** નહી મલેતો તે કાગજ **ઝીલુબાઇની** સહી **કુકીઆઇ કેનતીનવાલાને** સવાધીન કરવા કેહ્યું હતું.

**મંગવાર—**

ત્યાર પછી મંગલવારે રાત્રે બે વાગે એવન બાહરથી જયારે પાછા ફરીઆ, તેં વખતે મેં દરવાજો ઉંઘાડયો હતો.

**બુધવાર—**

બુધવારે સહવારના જયારે હું એવનની વરદી લેવા ગયો ત્યારે એવનના બદલેલાં કપડાં જોઇ હું ગભરાઇ ગયો હતો. તે પાણીથી ભીંગાયલાં અને કાદવથી ખરડાએલાં હતાં. પાતલુંન ફાટી ગયલું, અને બુટ કાદવથી ખરડાઇ ગયલાં હતાં. તે કપડાનું શું કરવું તે પુછતાં ગુસ્સે થાઇ શેઠે કહયું હતું કે "**એક ખુનામાં નાખી રાખ, કોઇને આપી દઇશું.**" બુધવારે તેવન નચીંત અને ખુશ દેખાતા હતા. બુધવારે તેવણે પેટ ભરી ખાધુંબી હતું. બપોર પછી તેવને કેટલાંએક કાગજો ફાડી નાંખ્યાં હતાં.

## શેહેરીઆર બાગબાનની જબાની.

**મંગલવાર—**

" મંગલવારે સહવારના નાહલ્લી શીઠ **નાદરશાહ** બાગમાં ફેરવા ઍાવીતી." **શેહેરીઆરે** કોરટમાં જબાની આપી. "મે તેને ઘણાજ દીલગીર જોયા. તેને એવા દીલગીર જોઇ મારા કાલીજા બધા અંદરથી કૅપાંઇ ગીયાં. મેં એક મજેના જેવા ગુલાબ અને મુગરા સાથ ગુલછડીના તુરા બનાવી નાહલ્લી શીઠના હાથમાં આપ્યા. તેં તેવને લીધા, પણ સુંઘીઆ નહી. મને તેથી ઘનાજ ખરાબ લાગા. મે ફરીથી આગલ જઇ સલામ કીધા, અને હાથમાં એક દારમ આપીઆ, તે તેવને લીધા નહી અને બોલ્યા. "**જાહુનમે નાખ.**" બસ. હું બીજા કંઇ જાણુતા નથી.

## કાહાનજી ઘોડાવાલાની જબાની.

**મંગલવાર—**

" મંગલવારે બપોરના છેક બાર ઉપર એકને તકોરે તબેલામાં આવેલા, અને પોતાની ઘોડીને તપાછેલી." **કાહાનજી** ઘોડાવાલાએ જબાનીમા લખાવ્યું. " તેવન પાછે મેં ઘોડાની નવી જુત, ખરેરા, બરછ અને હારનીછ માંગેલું, પણ 'ગેધેમ' કરી ચાલી ગેયલા. તેવન કાંઇ વિચારમા હોય એવું મને લાગેલું. આપરે હું, છેક લોક પએરા. ઘડીમાં કેમ ને ઘડીમા કેમ. ફરીથી પુછવા કે કેહવા હું ગયલોજ નહી.

## મસાલની જબાની.

**મંગલવાર—**

મંગલવારે તણુ વાગે હું નીચલા હૉલમાં બતી કરતો હતો, તેવામાં એક કાગજ લેઇ કોઇ 'આવેલો. નાહલ્લાશેઠે તે કાગજ લીધું, અને તેજ વખતે, તે ઉખેડી વાંચેલું. ત્યાર પછી હું તેવનના ઓર-

ડામા સામાન સાફ કરતો હતો, તીયારે મેં શેઠને બોલતા સાંભલેલા કે 'તે ના કહી શકવાનીજ નથી.' એમ બોલતાં મારી પાસે કાંડીનો બાકસ માંગેલો, અને તે કાગજ તેવને કાંડી હલગાવી તે વરે બાલી નાખેલું.

## રસતઇ પોપટીની જબાની.

**મંગલવાર—**

મંગલવારે રાતે ( બલેવને દાહડે રાતે ) ૭ વાગામાં શેઠ જલદીથી જમવા બેઠા, અને તેવામાં એવનના બે દોસતદારો આયા હતા. તેવન બજીદ થઇ શેઠના ઓરદામાં મલવા ગયા હતા. નાવેલતી ઠીએટરમાં હરીસચંદ્રના નાટકમાં શેઠને લેઇ જવા તે લોકે ઘણી બોહશ કીધી, પણ શેઠે ના પાડી કહયું, કે તેવન બીજે ઠેકાણે રોકાઇ ગયા છે. રાતના આઠ કે સાડા આઠને અમલે તેવન છતરી બગલમા મારી ફરતા ફરતા બંગલામાથી બાહાર નિકલ્યાં હતા. બાહરથી તેવન કયારે પાછા ફરયા તે હું જાણતો નથી.

સરકારી વકીલે ત્યાર બાદ તોહમતદાર **નાદીરશાહના** જુદા જુદા ઓરડામાંથી મલેલી ચીજો, દગલા, પાતલુન, બુત, છરી, છતરી વીગેરે કોરટ સમક્ષ રજુ કરી પોતાનો મુકદમો પુરો થાયલો જણાવી તે ઉપર લંબાન વીવેચન કીધા બાદ, માજીસ્ત્રેટે તોહમતદાર **નાદીરશાહને** સવાલ કીધો:———

'તમારે કાંઇ કેહવું છે ?'

———



# પ્રકરણ ૧૭ મું.

## જેહાંગીરશાહ કેસ 'વીઠ ડ્રો' કરવા માગે છે.





તે " પ્રાઇમાફેસી " કેસ, થયો ખરો ! '

તમાશગીરો માજીસ્ટ્રેટની બોલવા ચાલવાની ધપછપ અને વલાન જોઇ કોરટમાં ટીકા કરવા લાગ્યા, અને માજીસ્ટ્રેટ પોતાનુ મત આપે તે આગમજ તમાશગીરોએ પોતાના મત આપી દીધાં કે ' મુવો છુટો, કેમ્ સેસનમાં નોધાવાનો. '

' હું ચાર્જ ઘડી કાહડું તે આગમજ તમારે કાઇ કેહવું છે, મી. નાદીરશાહ ?' માજીસ્ટ્રેટે પુછ્યું.

મી. ઇનવેરારીટી સાથ નાદીરશાહે થોડો વખત મસલત કરી માજીસ્ટ્રેટને જવાબ દીધો.

" મારો બચાવ કરવાનુ કામ મેં મારા બારીસટરને સોંપેલું છે, અને તેવનને જેગ દરૂસત લાગે તેમ તેવન કરવા મુખતીઆર છે. "

,જેહાંગીરશાહ જે ઘણીજ ઇનતેજારીથી બચાવ સાંભલવા ઉંચા કાન કરી બેઠા હતા, તેવન નાદીરશાહને ઠડે પેટ આ.વી કિસમનો જવાબ દેતાં સાંભલી સરકારી વકીલનુ કોથું જોવા લાગ્યા, અને સરકારી વકીલ ઘડીમાં માજીસ્ટ્રેટ તરફ અને ઘડીમાં જેહાંગીરશાહ તરફ જોવા લાગ્યો. ખુદ માજીસ્ટેટ પણ વિચારમા પડી ગયો, અને તેજ વ મતે " જેહાંગીરશાહે સરકારી વકીલના કાંનમાં ફુંક મારી—

"એ લોક, 'ઍલીબી, સાબેત કરવા નથી માગતા શું. ?"

પણ તેટલા **મી. ઈનવેરારીટીએ** ઉઠી જણાવ્યું:—'આ કેસમા જે જે જબાનીઓ પડી છે, તેની ઉપર સાખશીઓની સહી લેઇ લેવી અને તે દરેક જબાનીની એક એક નકલ હમુને મલે એવો હુકમ કોરટે કરવો. અગરજો તમો નામદાર આ કેસ સેશનમા મોકલવાના ઠેડાવ ઉપર આવ્યા હોય, તો હમો હમારો બચાવ સેશનમા રજુ કરશું, અને તેમ કીધાથી મેહનત અને વખતનો બચાવ થશે.'

'તમારો જો તેવો વિચાર હોય, તો મારાથી તમુને ના પાડી શકાય નહી.' માજીસ્ત્રેટે **ઇનવેરારીટીને** જવાબ દીધો. 'તમારી પાસે હાલ બચાવ તૈયાર નહી હશે, સબબ હું જાણુ છું કે તોહમતદારને એવી તો અચબુચ રીતે પકડવામા આવ્યો છે, કે તેને બચાવની ગોઠવણ વરીક કરવાનો વખત મલ્યો નથી.'

'કોઇબી રીતે હા કે નાનો જવાબ દઇ હમો બંધાઇ જવા માંગતા નથી.' **મી. ઇનવેરારીટી** બોલ્યા. 'શું કોરટનો એવો અભીપરાય છે કે 'પ્રાઇમાફેસી' કેસ સાબેત થયો છે ?'

'તોહમતદાર ઉપર હુ આરોપ ઘડી કાહડું તે આગમજ હું તેમે કેટલાક સવાલો કેરવા માગું છું.' માજીસ્ત્રેટ બોલ્યા.

અતરે માજીસ્ત્રેટે **નાદીરશાહ** તરફ નજર કરી સવાલ કીધો. '**નાદીરશાહ નવલશાહ નાનાવટી** એવી રીતે તમુને હવે ઓલખાવાનો કાંઇ હક છે. ?

'નહી સાહેબ.' **નાદીરશાહે** શાંતપણે ટુંકામા જવાબ દીધો.

'નુંનું અગરજો જીવતી હતે, તો તેની જબાની તમારી વિરૂધ જતે કે નહી ?' મેજીસ્ત્રેટે પુછ્યું.

'હા. સાહેબ.'

'અને તમુને તે જબાનીથી મોંટુ' નુકસાન થતે?

'નહી સાહેબ. હીરાજી તરફથી જયારે મે મારા જનમ વિશેની ખરી બીના જાણી; ત્યારે તેજ વખતે મેં હીરાજીને તેનો વાજબી હક આપવાનો પક્કો ઠેડાવ કીધો હતો. ઓનરેબલ મી. નવલશાહને પણ મેં બજીદ થાઇ તેમ કરવા કહયું હતું'

'કોરટ એવું ધારે છે, કે નુંનુંની જબાની સદાની નાબુદ કરવાના ઇરાદાથી તમે તેણીનું ખુન કીધું છે.'

ખુન જેવું ભયંકાર તોહમત તેની ઉપર સાબેત થાઇ ચુકું છે, એમ સાંભળવા છતાં નાદીરશાહે સેદજબી ગભરાટ દેખાડયો નહી, અને ધીરજથી ધીમે અવાજે જવાબ દીધો:—

'હું જાતે પારસી છું. મારો ધરમ જરથોસ્તી છે, અને તે મારા ધરમે આ જગતમાં એકજ ખુદાને માનવા માટે મને શીખાડયુ છે. તે પાક ખુદાના પવીત્ર નામના કસમ લઇ હું જણાઉ છું, કે નુંનુંનું ખુન મેં કીધું નથી. હું બીલકુલ નિરદોશ છેઉ.'

'કોરટમા એવી જબાની પડી છે, કે તમે કેટલાંક કાગજોનો નાશ કીધો.'

'હીરાજીના આવી ગયા પછી, દોલચમન છોડી જવાનો મેં વિચાર નક્કી કીધો હતો.' નાદીરશાહે ખુલાસો કીધો. 'અને તેટલા માટે મેં મારાં સરવે ખાનગી કાગજીઆંનો નાશ કીધો હતો.'

'નુંનુંના ખુનથી આ કેસમાં વધારે નુકસાન કોણને થયું છે?'

'મી. હીરાજીને.'

'નુંનુના ખુનથી વધારે લાભ કોણને થયું છે?''

આ સવાલનો જવાબ નાદીરશાહ શું આપે? પેલા ચંચલ માજીસ્ટ્રેટે નાદીરશાહને મોહડેથી બોલાવવાનો ઠેડાવ કીધો હતો, કે 'હા નુંનુંનું ખુન મેં કીધું છે.' પણ નાદીરશાહ એવા સવાલથી

જરાબી ગભરાયો નહી. તે જરાબી અચકાયો નહી. તેજ વખતે તેણે ઝટ જવાબ દીધો, અને તેના ઝટપટ જવાબ દેવાની રીત ઉપરથી માજીસ્ત્રેટ વિચારમા પડયો.

' મને પોતાને.'

' હવે મને એકજ જવાબ આપો. મંગલવારે બલેવનો તેહવાર હતો. તમારી આખા દાહડાની હીલચાલની વિગતો દીલચમનના નોકરોએ મને આપી છે. પણ બલેવની રાતના આઠથી બે વાગા સુધીની વીગતોનો પત્તા મલતો નથી. વાસતે હવે મને જણાવો નાદીરશાહ, કે બલેવને દાહડે રાતે આંઠથી તે તમે ઘેર પાછા ફરયા, ત્યાં સુધી તમે કયાં હતા, અંને તમે શું કીધું.'

ઇન્સપેકટર જેહાંગીરશાહની ઇનતેજારીનો પાર રેહયો નહી. પુલીસ કોરટમા નાદીરશાહનો બચાવ કરવા ઇનવેરારીટી બારીસટરે હમનાજ ના પાડી હતી. એમ કરવાની તે બાહોશ બારીસટરની મતલબ અને કુનેહમા કાંઇબી રીતનો ભેદ તો હોવો જોઇએ. તે પોતાના કુલનો બચાવ ભરમમા રાખવા માંગતો હોય, એમ જેહાગીરશાહને લાગ્યું, પણ તે ભેદ માજીસ્ત્રેટે ફોડી નાખ્યો. અરથાંત નાદીરશાહ 'ઍલીબી' સાબેત કરવા માંગે છે કે નહી તે આપોઆપ જાહેર થવાનો વખત આવ્યો હતો.

' મંગલવારે રાતે–બલેવની રાતે–તમે કયાં ગયા હતા.'

' કયે દાહડે રાત્રે સાહેબ ? મંગલવારે ?' નાદીરશાહ લઠડવા લાગ્યો.

' હા બલેવને દાહડે રાત્રે.', માજીસ્ત્રેટે નાદીરશાહનો ગભરાટ જોઇ પોતાની ખાતરી કીધી.

' મારી યાદદાસત ઘણીજ કાચી છે સાહેબ.' નાદીરશાહે બોદુ બાહણું કાહડયુ. ' મને તેની યાદ નથી સાહેબ.

' એમ ના બોલો. એમ ના બોલો નાદીરશાહ.' માજીસ્ટ્રેટે ઠીખામણ દીધી. ' બે કે તન મહીના જો એ બીનાને થાઇ ગયા હોય, અને તમે યાદદાસ્ત શકતીનો વાંક કાહડો તો તે માની શકાય, પણ આ તો બે ચાર દાહડાની વાત છે, અને વલી બળેવના તેહવારનો દીવસ હતો. એથી વધારે તમારી યાદદાસ્તને તાજી કરવા બીજી શું મદદ જોઇએ."

' તે દાહડે હુ ફરવા ગીયો હતો.'

' તમે કયાં ખાધું હતું ?'

' મેં ઘરમાંજ ખાધું હતું.'

' વારૂ. તમુને તમારા બે દોસ્તદારો નાવેલતી થીએતરમા તેડી જવા આવ્યા હતા, અને તમે તેઓને કહયું કે તમે રોકાયલા છેઓ.'

' એમ કહી મેં તે લોકને ખેરવવાનુ બાહણું કાહડયું હતું.'

' નહી નાદીરશાહ તેમ નહી.' માજીસ્ટ્રેટે ખુલાસો કીધો. 'કોરટ એમ ધારે છે, કે વરલીનાબાણુ ઉપર ગુંનુંને ઘેર તમે તે દાહડે રાત્રે જવાના હતા, અને તેથી તમે તે લોકને ખેરવીઆ હતા. તે દીવસે ' તે ના કહી શકવાનીજ નથી.' એમ બોલતા તમુને તમારા મસાલે સાંભલ્યા હતા, એવી રીતની જબાંની પડી છે. એ ઇશારો તમે કોણુને સારૂ કીધો હતો ?'

'એક જન, કે જેની ઉપર મે કાગજ લખ્યું હતું, અને જેનો જવાબ મને મંગલવારે મલ્યો હતો, તેના બાબમાં એ ઇશારો હતો.

" તે કાગજ કયાં છે ?'

' મેં તે કાગજ બાલી નાખ્યું છે.'

' એ ઉપરથી કોરટ એમ ધારે છે, કે તે કાગજ અગરજો કોઇનો હાથમા જતે તો તમે ફસી જતે, અને તેટલાં વાસતે તે કાગજોનો તમે નાશ કીધો.' માજીસ્ટ્રેટે ખુલાસો કીધો.

'તેમ હતુંજ નહી સાહેબ.' નાદીરશાહે જવાબ દીધો. 'તે એક ઘણુંજ ખાનગી કાગજ હતું.'

'તે કાગજ લખનાર કોણ હતું?'

'તેનુ નામ હું આપવા ના પાડુંછ સાહેબ.'

'**નાદીરશાહ**, તમે ઘણાં ખોટા પગલાં ભરોછ. તમે જાણુતા નહી હશો, પણ તમારો કેસ ઘણુજ ગંભીર રૂપ પકડતો જાય છે. મારી તમુને ભલામણ છે કે તમે તે રાતના કયાં હતા અને શું કરતા હતા તે બધું કહી દો. **નુંનું**નું ખુન મંગલવારે રાતે આઠથી બાર વાગા વચ્ચે થયું છે, અને તે ખુન તમે કીધું છે, એમ કોરટ માનેછે.'

માજીસ્ત્રેટનો ખુલાસો સાભલી **નાદીરશાહ** ઉધાઇ ગયો. પણ તે હિંમત હારયો નહી અને ધિરજથી બોલ્યો:—'ખરેખર હું કમનસીબ છેઉં. મારી કમબખતીએ મને ઘેરી લીધો છે.'

'શું ત્યારે તમે '**ઍલીબી**' સાબેત કરવા ના પાડો છો?' માજીસ્ત્રેટે અજબ થાઇ પુછ્યું, અને તેજ વખતે **જેહાંગીરશાહે**, **નાદીરશાહ** તરફ બારીકીથા જોયું.

**નાદીરશાહે** કાંઇબી જવાબ દીધો નહી.

**નાદીરશાહની** આવી કિસમની હુજત જોઇ માજીસ્ત્રેટ બીજો સવાલ કીધો.

'આ દગલો, પાટલુન, બુટ, તથા છતરી તમારી છે કે નહી.'

'હા સાહેબ.'

'જુવો **નાદીરશાહ**, આ કાગજ ઉપર **નુંનું**ના ખુનીના પગલાંનો ચીતાર જમીન ઉપર પડેલા છાપ ઉપરથી લીધો છે. મેં એ ચીતાર તમારા આ બુત શાથ સરખાવી જોયો છે, અને તમારા બુટનોજ એ ચીતાર છે, એમ સાબેત થયું છે. બુટની હીલનો આ એટલો નમુનો પણ તમારાં બુટની હીલ જેટલોજ છે. આ દગલાની

ફાટેલી ચીપનું કપડું તમારા દગલાના કપડાં જેવુંજ છે. તમોએ તે રાતે પેહડેલું આ પાતલુન પણ ફાટી ભીંગાંઇ ગયું છે. તકરાર ખાતર તમારૂ કેહવું કબુલ કરશું કે તમે મંગલવારે કયાં ગયા હતા તેની તમુને યાદ રહી નથી, પણ આ કપડાં અને બીજી ચીજોની આવી હાલત વિશે તમે શું ખુલાશો કરો છો ?'

આ એક પછી એક બનતા બનાવોને પોતાની વિરૂધ જવા જોઇ નાદીરશાહ હવે વધુ હિંમત રાખી શકયો નહી. તેની આંખે અંધારાં આવી ગયાં, અને તેને ચક્કર આવ્યાથી, તે પાસે પડેલી ખુરસી ઉપર બેસી જઇ બોલ્યોઃ—

'હું નિરૂદોશ છું. ખુદા જાણે છે કે હું નિરદોશ છું.'

'ત્યારે મંગલવારે રાતે તમે કયાં હતા તે જણાવી તમારૂ નિરદોશપણું સાબેત કેમ કરતા નથી.'

'તે કેહવા હું ના પાડું છું.' નાદીરશાહે હુજત કીધી. 'મારાથી તે કેહવાય તેમ નથી. ખુદા જાણે છે કે હું નીરદોશ છું."

'તમુને કાંઇ વધારે કેહવુ છે ?' માજીસ્ટ્રેટે પુછ્યું.

'કાંઇજ નહી.'

'ત્યારે તમે ' ઍલીબી ' સાબેત કરવા ના પાડો છો ?'

'હું નિરદોશ છું.'

'તમે ઘણીજ મુરખાઇ કરોછ—'

'હુ નિરદોશ છું સાહેબ.' નાદીરશાહ પોતાનુ મસતક પોતાના બંન્ને હાંથો વચ્ચે પકડી દબાઇ જતે અવાજે બોલ્યો. 'ખુદા જાણે છે કે હું નિરદોશ છું.'

ઇન્સપેકતર જેહાંગીરશાહ નાદીરશાહના છેલા હરફો સાંભલી હેબતી ગયા. જુંજુંના ખુની તરીકે દરેક રીતે કોરટની નજરમાં તે તકસીરવાર ઠરી ચુકયા છતાં, ઇન્સપેકટર જેહાંગીરશાહે જ્યારે

**નાદીરશાહ** પોતાના બચાવમા **ઍલીબી** સાબેત કરવા ના પાડે છે એમ સાભલ્યું, ત્યારે તેવનની અજાએબી અને દલગીરીનો પાર રેહયો નહી. અજાએબી એટલાં માટે કે **નાદીરશાહે** પોતાના બચાવમાં '**ઍલીબી**' રજુ કીધી નહી, અને દલગીરાનો સબબ એ હતો કે તેવને પોતાની ગણુત્રીમાં ભુલ કીધાથી એક ભલતા આદમીને ખુની તરીકે પકડી તેવને ઉભો કીધો હતો.

એ બધી ગણુત્રી અને એ બધા વિચાર ઇન્સપેકટર **જેહાંગીરશાહના** ભેજાંમા એકદમ ઉભરી આવ્યા. માજીસ્ટ્રેટના વારંવાર પુછવા છત્તાં પોતાના બચાવમા **ઍલીબી** રજુ કરવા **નાદીરશાહે** ના પાડી, તે સાંભલતાજ **જેહાંગીરશાહના** તમામ વિચારો એકદમ ફરી ગયા. તેવને જબરી ભુલ કીધી હોય યા ઠાપ ખાધી હોય એમ તેવનને તેજ વખતે માલમ પડયું અને તેજ વખતે પોતાનુ આંગલું દાંત વચ્ચે જોરથી કરડી, ટેબલ ઉપર હાથ અફાડી બોલ્યાં 'એ નિરદોશ છે.!!'

'કેણુ?' સરકારી વકીલ જે **જેહાંગીરશાહનો** પાસે બેસી કેસ ચલાવતો હતો તેને **જેહાંગીરશાહને** એવી રીતે બોલતાં સાંભલી પુછ્યું. 'કોણુ નિરદોશ છે? તમે કોણુને સારૂ બોલોછ **જેહાંગીશાહ**!'

'બંધવાને સારૂ.' **જેહાંગીરશાહે** તેજ વખતે જવાબ દીધો અને તે પાસે બેડેલા બીજા વકીલો અને બારીસટરો સાંભલી અપસંઅપસમા ધીમે અવાજે ચકચાર કરવા લાગ્યા અને માજીસ્ટ્રેટ પોતાની નોધ કરવામા ગુંટાયા.

'**નાદીરશાહ** નિરદોશ છે.' ઇન્સપેકટર **જેહાંગીરશાહે** સરકારી વકીલને કહયું. 'એને ખુન કીધું નથી. વકીલ સાહેબ તમે ખુદા ખાતર મારી ખાતરી કરો કે **નાદીરશાહ** '**ઍલીબી**' સાબેત કરવા ના પાડે છે.'

'હા. તે વિશે તે કાંઇબી જવાબ આપતો નથી.' વકીલે જવાબ દીધો.

'જો એ ઍલીબી રજુ કરવા ના પાડે તો હું કેહુ છું કે તોહમતદારે નુંનુંનુ ખુન કીધુંજ નથી.' જેહાંગીરશાહે ભાર મુકી કહ્યું. 'તમે જોતા નથી સાહેબ, કે નુંનુંના ખુની તરીકે અતીઆર સુધીમા તોહમતદાર સામે દરેક જબાની પડી ચુકી છે. ફાંસી જવા શીવાય બીજી તેને શીખશા થાય એ બનવું મુશકેલ છે, એમ તોહમતદારે જોઇ લીધુ છે. અને એટલું તે જાણે છે, તે છતાં તે એક 'ઍલીબી'.રજુ કરી પોતાની જીંદગી બચાવવા ના. પાડે છે. એ શું દેખાડે છે સાહેબ? એટલુજ કે તોહમતદાર નિરદોશ છે. નુંનુંનો ખુની તે નથી પણ કોઇ બીજો છે. હજી વખત છે. હજી ઘણુ મોડું થયું નથી, તેટલાં આપણુ આપણી ભુલ સુધારી એક બેગુનાહને બચાવી શકશું. વાસતે વકીલ સાહેબ મારી તમુને અરજ છે કે આ કેસ આપણુ પાછો ખેચી લેઇએ.'

'તમે અક્કલવાલા આદમી બની વગર અક્કલની વાતો આજે કરોછ ઇન્સપેક્ટર.' વકીલે જવાબ દીધો. 'બંધવાએ કહ્યું કે હું નિરદોશ છું, એટલે તે ખુની નથી એમ તમે કબુલ કરોછ?'

'નખોદ! નખોદ!' જેહાંગીરશાહ ડોકું જોરથી ધુનાવી વકીલને સમજાવવા લાગ્યા. 'મે જબરી થાપ ખાધી છે. આ દગલો, પાટલુન, છતરી અને બુટ ઉપરથી તમે તેને ખુની તરીકે ઠડાવી શકો. તે કેટલીક બાબતોનો જવાબ નથી આપતો તે ઉપરથી તમે તેને ખુની ઠેડાવી શકો. પણ તે સરવે છતાં હું એને નિરદોશ ઠેડાઉ છું. નુંનુંનો ખુની કોઇ કાચો માણુસ નહી હતો. તે કાંમ કોઇ જબરા બાહોશ અને અક્કલવાલા માણુસનું છે. નુંનુંનુ ખુન કરવા આગમુંજ તે ખુંન કરનારે પોતાના બચાવ માટે એક સધ્ધર 'ઍલીબી'

તૈયાર કરી રાખવી જોઇતી હતી. અને તે 'ઑલીબી' કોરટમા રજુ થવી જોઇતી હતી. તે પ્રમાણે આ કેસમા થયું નથી. આહા ! વકીલ સાહેબ, નુંનુંના ખુનીને તમે શું એટલો બધો કાચો સમજોછ, કે કોરટમાં તે પોતાનો બચાવ કરવાને ના પાડે ? નહી નહી. નુંનુંના ખુનીએ 'ઑલીબી' રજુ કરવી જોઇતી હતી. નાદીરશાહે તેવી કોઇ 'ઑલીબી' રજુ કરી નથી, અને તે ઉપરથી હું એને નિરદોસ ગણું છું.'

'મારાથી એવી બેહુંદી અરજ કોરટને કરી શકાય નહી.' વકીલે જવાબ દીધો.' તમે બચાવવાલાઓને મદદ કરો. ખાનગી રીતે મદદ કરો. મારે કાઇ તેમાં અડચણ નથી. તેઓ તે બચાવ સેશસનમાં રજુ કરશે.'

' અફસોસ ! અફસોસ મારી હુલ્લડાઇ ઉપર !' જેહાંગીરશાહે દલગીર થઇ કહ્યું. 'જે કામ મારે પેહલે કરવું હતું તે છેલ્લે કરવાનો મેં વિચાર કીધો, અને તેજ મારી ગણત્રીમાં મેં ભુલ કરી. પેલો સુંન્નાની કડીવાલો મુસલમાન જો મલ્યો હોત, તો એક નિરદોશ ઉપર આવી આફત નહી પડતે. મને ડર લાગેછ કે રખે તોહમતદાર બંદીખાનામાં આપઘાત કરે, અને તેમ જો થયું તો એક નિરદોશનો નાહેક જાન જશે. તમે કાંઇબી કરી આ મુકદમાનો ચુકાદો તકુબ કરાવો, અને હું તેટલાંમાં ખરી બીના શું છે તે શોધી કાહડવાની તજવીજ કરશ. મને આસા છે કે આજ સાંજ સુધીમા પેલા સુંન્નાની કડીવાલા માણુસનો પત્તો મલશે. પેલો કાસમઅલી સુરીચબાન નામનો કોઇ બનેલાનો તંનડેલ છે, એવી મને ખબર કસતમમાથી મલી છે. તે જાતેલો સુરત તરફ હંકરાઇ ગયો છે. મેં મારાં બે માણુસોને ગેઇ રાતની મેલમાં સુરત રવાને કીધાં છે, અને મને આજ સાંજ સુધીમા તેની કાંઇબી ખબર મલવી જોઇએ. હું કોઇબી રીતે આ નિરદોશને બચાવસઃ મેં એને પકડાવ્યો છે, અને હુંજ એને છોડવસ. હુ નુંનુંના

ખરા ખુનીને પકડી કાહડી આ ખોટા ખુનીનુ નિરદોશપણુ સાબેત કરી નહી આપુ તો હુ પારસી બચ્ચો નહી. હવે તો જે હોય તે હાઇ કોરટમાં.'

તમાશગીરોની અતીશય અધીરાઇ વચ્ચે, અંતે માજીસ્ત્રેટે જબાની વાંચી પોતાના વિચારો જણાવવા માંડયા, અને ઝુંઝુંના ખુની તરીકે નાદીરશાહ નવલશાહ હીરજીને આવતી ફોજદારી સેશનમાં નોધીઓ.





# પ્રકરણ ૧૮ મું.

## નાનાવટીનો નવો દીકરો.



હીરાજી બૅરીસટર, નવલશાહ હીરજીને પુલીસ કોરટના દાદર ઉપરથી લેઇ હલવે હલવે નીચે ઉતરયો, અને નવલશાહે પોતાની ગાડી માટે આસપાસ નજર કરી. કોચમેનને ઇશારત કીધી અને તેજ વખતે ગાડી પુલીસ કોરટના દરવાજા આગલ આવી ઉભી રેહી. હીરાજીએ નવલશાહને ગાડીમા બેસાડી પોતે નમીને સલામ કીધી.

'આવો, બેસો મારી સાથે.' નવલશાહે હીરાજીને ગાડીમાં બેસી કહયું. 'મને તમારી સાથે વાત કરવી છે.'

હા કે ના કેહવાની હીરાજીની હિંમત ચાલી નહી. પોતાન બાપનો રોબ, તોર, દમ દમામ અને મીજાજ જોઇ હીરાજી ડપાઇજ ગયો, અને મનમા વમાસયું કે 'એની સાથે કાસી સંગ કેમ જશે?'

પોતાના મુરબ્બીના હુકમને માન આપી તુરતજ હીરાજી ગાડીમાં સાંમેની બેઠક ઉપર બેઠો, અને તેજ વખતે નવલશાહે પોતાના આ નવા દીકરાને પોતાની પાસે બેસવા બપકામાજ ઇશારત્ત કીધી. નવલશાહે પોતાનુ કામ બધું બપકામાજ લેવાનો ઠેડાવ કીધો હોય, એમ હીરાજીને લાગ્યું. હીરાજી તુરતજ પોતાની બેઠક ઉપરથી ઉઠી નવલશાહની પાસે બેઠો અને નવલશાહે ગાડી હીરાબાગ તરફ લેઇ જવાનો હુકમ કીધો.

કોટમાંથી મલબાર હીલ સુધી પુગતાં એકબી હરફ નવલશાહ બોલ્યા નહી. પોતાના બાપની આવી ચુપકીદી જોઇ હીરાજીએ કાંઇબી બોલવાની હિંમત કીધી નહી, અને એવી ચુપકીદીમા અંતે ગાડી હીલચમનના કમપાઉન્ડમા દાખલ થાઇ. નોકરો નફરો દોડી આવ્યા, ગાડીનો દરવાજો રામોસીએ સલામ કરી ઉંઘાડયો, અને નવલશાહ પોતાની સાથે હીરાજીને લેઇ પોતાના ઓરડામાં ગયા.

ઓરડામાં હીરાજીને પોતાની સાંમે બેસાડી નવલશાહ તેને ટીકી ટીકી જોવા લાગ્યા. હીરાજીના વસવસાનો પાર રેહયો નંહી. અંતે નવલશાહ બોલ્યા. 'આજથી આ મકાન તમારૂં છે. આજથી નવલશાહ હીરજી નાનાવટીંના તમે હકદાર દીકરાં તરીકે ગણાશો, અને મારાં ખાનદાનની ઇજજત અને હુરમંતમાં વધારો કરવા જેવી તમે ચાલ ચલાવશો એવી હું આશા રાખું છુ.'

'મારા મેહર—'

'સબર કરો.' નવલશાહ ડોલા ચહડાવી મોટે બોલ્યા. 'હમારાં મકાનમાં, અને હમારાં ખાંનદાંનમાં, જયારેબી હું બોલતો હોઉ ત્યારે કોઇએ વચમા બોલવાનો કાયદો નથી, તે તમે યાદ રાખજો.'

'મારા મેહરબાન મુરબી,' હીરાજીએ જવાબ દીધો. 'તમારા દરેક હુકમને હું માન આપવા બંધાયલો છુ.'

'નાદીરશાહને મારાં ખાનદાનની ઇજજત પ્રમાણે રેહવા, ફરવા, અને ખાવાપીવા માટે દર માસે ચાર હજાર રૂપીઆ જે મલતા હતા, તે રકમ હવે દર માસે તમુને આજથી મલતી જશે. તે ઉપરાંત એક લેંનડો, એક મેલ ફેટીન અને એક બ્રૂમ અને પાંચ ઘોડા, અને ખાસ નોકર નફરોનો લવાજમ તમારે સારૂં ઘેર ખરચ ખાતે થતો જશે. તમારાં પેહરવેના કપડાં ચપડાં ફકત 'બેડમપાઇલ' ને ત્યાંથી નહી તો 'લેડલો અને વાઇટ- તવેઇ'ને ત્યાંથી લેવાં અને સીવડાવવાં. તેનાં બીલ ઘેર ખરચ ખાતે લખાશે.'

'મારા મેહરબાન—'

'જરા સાભલી લેઓ. વચમાં બોલવાનો કાએદો નથી! એમ ઉતાવલમા કેમ પડયાછ!' નવલશાહે ફરીથી દમ કીધો. 'મેં હમનાજ તમુને જણાવ્યું કે હમારાં ખાંનદાંનમાં જયારેબી હું બોલતો હોઉ ત્યારે વચમા કોઇએ બોલવાનો કાયદો નથી? સાંમલો. આ મકાનમાં ત્રણુ ઓરડાનો એક 'સૅટ' તમારા વપરાસ માટે તમુને મલશે. તેમાં ગોઠવવા માટે તમોએ 'વીમફ્રીજને' ત્યાંથી મનપસંદ ફરનીચર મંગાવી લેવું. તેનો આંકડો આપણી ઑફીસમાં મોકલવો. મેહતો તે બીલ ચુકવી આપશે.'

'નાદીરશાહના ઓરડાને હાલ તુરત કુલુફ મારી બંધ કરવામા આવશે. તેનો કેસ સેશન કમીટ થયા બાદ. શું સેવટ આવે છે ત્યાર પછી તે ઓરડાનો ઉપ્યોગ કોણે કરવો તે નક્કી કરશું.'

'તમો સાહેબ જે ફરમાવશો, તે મને મન્જુર છે.' હીરાજીએ બીહીતાં બીહીતાં જવાબ દીધો.

'તમે આજ સુધી ગરીબીમાં વસેલા છો.' નવલશાહે કહ્યું. 'વાસને પૈસાનો કાંઇબી ગેરઉપ્યોગ તમોએ કરવો નહી, અને લોકો આંગલી દેખાડે તેમ કોઇબી કાંમ તમોએ કરવું નહી.'

'તેવું કામ————'

'સબર! મારા સાહેબ તમે કોણ છેઓ કોણ!' નવલશાહે ફરીથી હીરાજીને દમ ભરાવ્યો. 'મેં હમનાજ તમુને કહ્યું કે હમારાં ખાંનદાંનમાં જયારેબી હું કાંઇ બોલતો હોઉ ત્યારે કોઇએ કાંઇ વચમાં બોલવુ નહી. સાંભલો. કાંઇબી કાંમ, વગર વિચારે અને ઉતાવલમાં તમારે કરવુ નહી. દરેક કાંમ બે વખત વિચાર કરીને કરવું. તમે બેરીસટર થવા વેલાત ગીયા હતાની.? તમે સાહેબ લોકની કાની બીડી પીઓછ કે? તમે સદરો કસતી રાખીઓ છ કે એમથાજ પારસીઓં ખાવા ડગલો પાઘરી પેહડી ફરોછ?'

'નહી મુરબ્બી.' **હીરાજીએ** ગભરાઇને તુરતજ ના કહ્યું. 'બીડી પીવાની મને——'

'ઘણું બોલવામાં સાર નથી.' **નવલશાહે** વચમાં બોલી ઉઠી કહ્યું. 'તમે સુધારાવાલા છો? તમને ઉંધાડે માથે જાંગલાઓની કાની બેસવાની આદત હશે?'

'નહી મુરબ્બી.'

**હીરાજી** એટલા ઠોડા વખતમાં એટલો તો બોબરો થઇ ગયો કે **નવલશાહને** 'નહી સાહેબ' અને 'હા સાહેબ,' વગેરે ટુંકોજ જવાબ દેવા લાગ્યો.

'કાંઇ રૂનો કે અફીમનો સટ્ટો કરવાનો શોખ છે કે?' **નવલશાહે** પુછ્યું?.

'નહી સાહેબ.'

'કાંઇ નાટક ફાટકનુ ચેટક—'

'નહી મુરબ્બી—'

'નાયકણીઓના નાચની ગમત.'

'નહીજી.'

'કલબ અને વારીમાં જાઓ છ કે.'

'હાજી.'

'કૅાનગ્રેસવાલા તમે તો હશો?'

'હાજી.'

'ઠીક છે.' **વનલશાહે હીરાજીની** અંદર અને બાહેરની અગતની ખાસીયતો જાણી લેઇ કહ્યું. 'કાંઇ ઘણી ફરીઆદ કરવો જેવું નથી. હીરાજી, મારાં કુટુંબના આ ખટપટીયા બનાવનું સેવટે આબ્યા બાદ તમે એક લાંબી સફરે નિકલી જજો, કે જેથી લોક ચરચા દબાઇ જશે. તમે મુંબઇમાંજ રેહશો તો તેથી નિન્દાને વધારે

ને વધારે ઉતેજન મલશે. તમારી સાલેસાઇ, અને બોલવા ચાલવાની રીતભાતથી મને દલગીર થવાનુ કાંઇ કારણ મલ્યું નથી. બનાવ એવો બનીયો છે, કે તેથી દલગીર થવાના કરતાં દુઃખી વધારે થવું પડે છે. લોકોના બોલવાની સામે થાઇ બચાવ કરવાના કરતાં લોકોના બોલવાને ધિક્કારી કાહડવામા હમેશાં દાહપણ સમાએલું છે. મારા દીકરા તરીકે, મારા દરેક આચાર વિચારને મલીને તમોએ ચાલવું. કૉનગ્રેસવાલામાં તમે ખપોછ. હીરાજી મને એ કૉનગ્રેસ તરફ ઘણોજ ધિક્કાર છે. જેઓને જાહેરમાં આવવાના, અને લોકોમાં જાણીતા થવાના અભખરા હોય છે, તેઓજ ફકત કૉનગ્રેસમાં દાખલ થાય છે. ઇંગ્રેજ લોકો એ લોકને એક noisy class તરીકે ઓલખે છે. પણ હું કહુ છું કે અદલ બ્રીતીશ રાજ તરફ એ એક જાતનુ નિમખહરામીપણું દેખાડવા જેવું છે. બ્રીતીશ સરકાર તમારા હક તમુને આપવા કયાં ના પાડે છે. તમે તમારા હક માંગો. તમે તમારી હાજતો તે લોક આગલ રજુ કરો. તમે તે વિશે ખુલ્લાસો કરો અને તમુને તમારા હક જરૂર તે લોક આપયા વગર રેહનાર નથી. પણ તમે આવી રીતે ગરબડ કરી, દમ બરાવી માંગવા જાવો તો તે વાત કદીબી ઇંગ્રેજ લોકને ગલે ઉતરે નહી. કાનગ્રેસવાલા તરીકે તમુને શરમાવાનું કાઇ નથી. એ તો આજ કાલની એક ફેશન છે. નાદીરશાહુનેબી કાનગ્રેસનોજ મરજ લાગુ પડયો હતો. પણ મારી ખાતરી છે કે આ દીલચમનની અંદર આવ્યા આગમજ તમે તમારી તમામ ફેશન દીલચમનની બાહર મુકી આવશો. તમે આ દીલચમનમાં આજથી મુકામ કરો.'

'મારા સરતાજ મુરબ્બી.' હીરાજીએ નમીને જવાબ દીધો. 'હું એવી અરજ કરૂછ કે એટલો જલદી હું મારી જીંદગીમાં ફેરફાર કરી શકતો નથી.' વાસતે મારી ઉપર મેહરબાની કરી, મારી હાલની હાલતમાજ મને જયાં હું પડેલો છું ત્યાંજ રેહવા દો. નાદીરશાહ દીલચમન છોડી જાય અને તેને બદલે હું તેની જગ્યાએ.. બેસું, એ મારી લાગનીથી નહી ખમાય એમ છે. એ તો એક નીચ અને ધાઇ

ખોરા જેવું થયું. એમ થવાથી મારી પાછલ ખુર બોલાશે, અને લોકોના અનગમામાં હું વધારે આવી પડવાનો.'

'તમારૂં કહેવું બી ખરૂં છે.' નવલશાહે વિચાર કરી કહ્યું.

'વલી મારે કહેવું જોઇએ સાહેબ કે હીલચમનમાં આવી, હું મારી નવી જીંદગી શરૂ કરૂં, તે આગમજ મારી જુની જીંદગી મારે બીલકુલ બદલી નાખવી જોઇએ. મારો ધંધો બેરીસટરનો છે. મારાં કુલ સાથની મારી લેવડ દેવડ મારે પતાવવીછે, અને મારી આગલી પાછલીનો સરવાલો કરી, તેનો નીકાલ કરવો છે. જેમ તેમ કરી મોટી મુશકેલીએ મેં મારો ધંધો જમાવી મુંબઇના 'બારમા' મેં મારી શકતી અને મારી ગુંજાસ દેખાડી મેં પ્રજાના વિસવાસ અને પ્રિત મેલવ્યાં છે. તે આવી કિસમના મારા ફેરફારથી હું ખોઇ દેવશ. મારી ઉપર તમારો વિસવાસ જોઈ હું હરખાઇ ગયોછ મુરબ્બી, અને હું હિંમતથી કેહુ છુ કે તમુને કોઇબી રીતે હું દુઃખી કે દલગીર કરનાર નથી. હાલ તુરત તો હું હીલચમનમાં આવવા ના પાડું છું સાહેબ!'

'જેમ તમારી મરજી હીરાજી.' નવલશાહે પોતાનો વિચાર બદલી નાખી કેહયું. 'કોઇબી રીતે મને નાદીરશાહને યાદ કરવો પડે એવી ચાલ તમે ના ચલાવતા.'

'મારી ઉપર તમે વિસવાસ રાખો મારા મુરબ્બી.' હીરાજીએ રફતે રફતે છુટથી બોલવા માંડયું. 'હવે નાદીરશાહ વિશે હું પુછવાની રજા લેઉછ. નાદીરશાહને બચાવવો જોઇએ સાહેબ.'

'બચાવે? કોણુને? એક ખુનીને?' નવલશાહે ડોલા ફેરવી જવાબ દીધો. 'ઘડપણમાં નાનાવટીના ખાનદાનની ખુવારી કરનારને બચાવે! હું તેમ કરવા જો માંગતે તો કરી શકતે. મને તેમ કરવાના રસતા ખબર છે. પણ નહી. તેને તેના પાપની સજા થવીજ જોઇએ.'

'એ શુ બોલોછ સાહેબ?' હીરાજી અજબ થઇ બોલ્યો. 'નાદીરશાહને તેની આવી હાલતમાં છોડી દઇએ! તેમ બનનાર

નથી. હું તેમ બનવા દેનાર નથી સાહેબ. જે લોહી તેની રગોમાં વેહ છે, તેજ લોહી મારી રગોમાં ફરે છે. જે બાપનો તે દીકરો છે તેજ બાપનો હુંબી દીકરો છુ. હમો બંને ભાઇ છેએ. તમો બન્નેના બાપ છેઓ. અને આપણુ બંન્નેની ફરજછે કે **નાદીરશાહને** બચાવવા બનતી તજવીજ કરવી. તે ગુનેહગાર હોય કે નહી, પણ તેને બચાવવો જોઇએ. અગરજો તમે તેના બચાવ માટે મેહનત નહી કરશો તો હું કસમ લેઇ જણાઉ છું કે આ **દીલચમનમાં** હું ફરીથી પગ મુકનાર નથી.'

**હીરાજીના** આવા ઉદાર વિચારો સાંભલી, **નવલશાહ** ઘણા ખુશી થયા, અને પોતાના દીલમાં તેના ખવાસની વખાનો કરી બોલ્યા:– '**હીરાજી** શું તું **નાદીરશાહને** બચાવવા માગે છે? તે કેમ બને ? એ મુશકેલ વાત છે. ખુનનો વાંક તેની ઉપર સાબેત કરવામા પુલીસ કાંઇમી કચાસ રાખનાર નથી. આજે સાંજના તે સેશન કમીટ થવાનો. મેં **ઇનવેરારીટીને** તેના બચાવ માટે મોકલ્યો, અને તેને **ગીરધર** સાથ મસલત કરી એવો ઠેડાવ કીધો કે, બચાવ સેશનમા કરવો. પણ સેશનમાંથી તે છુટવો મુશકેલ છે.'

'તે બિરદોશ હશે તો જરૂર છુટી જવાનો.' **હીરાજી** બોલ્યો. 'બાવાજી હું પોતે એક બેરીસ્ટર છું, અને **નાદીરશાહ** મારો ભાઇ છે. શું એક ભાઇ પોતાના ભાઇને ફાંસી જતો પોતાની નજરે જોશે?' એક નહી પણ લાખો ધિક્કાર છે તેવા આપમતલબી ભાઇની જીંદગી ઉપર, કે જે પોતાના ભાઇના દુ:ખમાં પોતાનું દુ:ખ નહી સમજે, અને જે તેના દુ:ખથી દુ:ખી નહી થાય. મારે વાસતે ઇગ્રેજ સોલીસીટરો ઘણુ સારૂ મત આપે છે. **મી. ઇનવેરારીટીની** સાથે સેશનમાં **નાદીરશાહનો** કેસ ચલાવવાનુ કાંમ હું માથે લેઊ છું. મને **ઇનવેરારીટી** સાથ ઘણી દોસતી છે. હમો બંન્ને પોતાની સામતી મદદથી **નાદીરશાહનુ** નિરદોશપણુ સાબેત કરવા બનતી મેહનત કરશું. હું તેને બચાવસ. હું સેશનમાં **નાદીરશાહ** તરફથી કેસ ચલાવશ.

જયુરીને 'પ્રેજયુડીસ' કરવા માટે હું મુંબઇના બારમાં જાણીતો થયલો છેઉ. તેમ કરી હું મારા બાઇને છોડવી લાવસ, અને મુંબઇની સેશનમાં **નાદીરશાહનો** કેસ ચલાવી, હું મારા બૅરીસટરના ધંધાને છેલ્લી સલાંમ કરી, **દીલચમનમાં** આવી રેહવશ.'

**નવલશાહે** પોતાનો હાથ લંબાવી **હીરાજીનો** હાથ પોતાના હાથમાં પકડી પ્યાર ભરી લાગણીથી 'શેકહેન્ડ' કીધી, અને **હીરાજીએ** પોતાના માતબર બાપને નમીને માન આપ્યું. આખર **હીરાજીએ** પોતાની નમનતાઇ, સાલેસાઈ અને સીફત ભરી ચાલચલનથી પોતાના બાપનુ દીલ જીતી લીધુ.

'બાવાજી, **નાદીરશાહના** બાબમાં હું ધારૂછુ કે તમે મારો વિચાર પસંદ કીધો છે.' **હીરાજીએ** બોલવા માંડયું. 'હવે મને જવાની રજા આપો. તમારો હુકમ સરપર ચહડાવી તમો તરફ મેં મારી ફરજ બજાવી છે. પણ એક બીજી ફરજ બીજી તરફ હવે મને બજાવવાની રહી છે, અને તે ફરજ બજાવવાને હવે મને જલદી જવું જોઇએ. **હીલ્લુબાઇ હીરાભોગી.** ઘણાજ બેહાલ છે. ડાકતરોએ તેવનની આશા મુકાવી છે. મને તેવને બચપણથી પાલી મોટો કીધો છે, વાસતે મને તેવનની આગલ એવે વખતે હાજર રેહવું જોઇએ.'

**હોહ્લા !!—ઓ મેહર !——**

એક દુઃખ ભરી ચીસ પાડી **નવલશાહ** પોતાનુ મોહડું બંન્ને હાથોમા ધાંકી ખુરસી ઉપર અવાછક થાઇ પડયા ! **હીલ્લુબાઇનુ** નામ **હીરાજીને** મોહડેથી સાંભલી તેવનની છાતી ભરાઇ આવી.

'એ **મેહરીથી** મને ઘણું નુકસાન થયું છે.' **નવલશાહ** મનમાં બોલ્યા.' તેને મારી આખી જીંદગી ખરાબ કીધી છે. પણ આંવે વખતે મારે તેનું વેર લેવું નહી જોઇએ. પોતાના દીકરા ઉપર આવી પડેલાં ખુંનનુ તોહમત સાંભલી તે મરવા પડી છે. મરતી વખતે તેનો દીલનુ અરમાન મારે પુર પાડવું જોઈએ. મારા ઉપર તેનું હેત બેહદ હતું, અને મારો પ્યાર તેની ઉપર અનંન્ત હતો. હવે ફરીથી હું તેને

ક્યાં મલશ, અને ક્યાં તેને જોવશ. હમારો ખરો ઈનસાફ ને પાક પરવરદેગાર પોતાની દરગાહમાં કરશે. પણ એહરી મરે તે આગમજ હું તેને એકવાર મારી નજરે જોવા માગું છું. દીકરા હીરાજી, હું હીલ્લુબાઈને જોવા આઉછ.'

'મુરબ્બીજી,' હીરાજી બોલ્યો. 'તમુને તજદી લેવી નહી જોઈએ. હીલ્લુબાઈ જીવેછ ખરાં પણ તેવન મુવા બરાબર છે. તમે આવીને શું કરશો બાવાજી ? તેવન આંખ ઉઘાડી જોતાં નથી, અને હોઠ ઉઘાડી બોલતાંબી નથી. ત્યાં આવવાથી તમારી તબીયત ઉલટી નારાજ થશે.'

'જેમ તારી મરજી દીકરા.' નવલશાહના ધ્યાનમાં વાત ઉતરવાથી તેવને પોતાનો વિચાર ફેરવ્યો. 'તું જા દીકરા, પણ હીરાજી આજે રાતના તું મારી સાથે જમવા બેસજે. પછી જોઈએ તો પાછો સીધારજે દીકરા. હું તારી વાત જોવશ હો?'

હીરાજી પોતાના બાપને નમી દીલચમનમાંથી નિકલી ગયો અને નવલશાહ, હીલ્લુની ખબર સાંભલી દલગીર થાઈ વમાસનમાં પડયા.

'હીરાજી ખરેખર એક હીરો છે.' નવલશાહ દીલમાં વિચારવા લાગ્યા. 'એજ દીલચમનનો વારેસ અને નાનાવટીનો ખરો નબીરો. એજ પીરોજાનો દીકરો. આબેહુબ એની માયની સીકલ. તેજ આંખ, તેજ નાંખ, અને તેજ ઘટમ અને ઘાટ. આખરે આ દોલત વાપરવાની સરજત એનીજ. નાનાવટીના ખાનદાનનું એ નામ રાખશે. પેલા કમબખત પોરીયાને એ શું સેતાન સુજ પડયો. હાથે કરી મોતના મોહડાંમા જઈ પડયો. પોતે જાનથી ગીયો, અને મારીબી ખરાબી કીધી. તોબી હીરાજીનું દીલ એક હીરો છે. હજી તે નાહારને બચાવવા માંગે છે. એ કેવી બલાઈ ! મારાં ખાનદાનમાં એવો ખવાસ, એવું ઉદાર દીલ તો કોઈનું નહી હતું ! દુશમનને

પણ એ પોતાનો દોસત સમજે છે, અને હીરૂતુને હજી એ ચાહે છે. આહા ! હીરૂતુ ! ઓહરી !! મારી અરધી ખુવારી તુએ બેવફા થઇને કીધી, અને આખી ખુવારી તારા દુકટા નાદીરે કીધી, અને હવે તું મરવા સુતી ! ! પણ તું મરી જાય તે આગમજ છેલ્લી વાર હું તુંને નજરે જોઇ લેવા ચાહુંછ. પછી આપણુ બંન્નેનો ખરો ઇનસાફ તે દાદગરની દરગાહમાં કયામતને દાહડે થશે.





# પ્રકરણ ૧૯ મું.

## મવલાપીરનો મેહરજી.



**હીલચમનમાંથી** નિકલી **હીરાજી** મારતી વીકટોરીઆએ પોતાને બંગલે ચાલીઓ. તેણે ધારયું કે **હીલ્લુબાઇ** કદાચ હક થયાંબી હશે, કારણ બપોરના જયારે તે બંગલેથી કાગજો લઇ પાછો કોરટમાં ગયો, ત્યારેજ તેણે **હીલ્લુબાઇની** હાલત ધાસતી ભરેલી જોઈ, તેવનની આસા મુકી હતી. ડાકટર **ભીખોબા મારટને** પણ તેવોજ વિચાર **હીરાજીને** જણાવ્યો હતો, અને **સુનઇ ઘેખરીએ** તો ડાકટરના કેહવા આગમજ પોતાની હુશીઆરીમાં રેહીને બપોરથી ખરકી ધોવારી ચોખી કરી રાખી હતી.

**સુનઇ ઘેખરી** સેતાન બંગલા આગલ કોઇની ગાડીનો ખડખડાટ સાંભલી બારીમાથી ડોકું કાહડી જોવા દોડી, અને **હીરાજી** તેણીને દીવાનખાનામાજ સાંમે મલ્યો. **સુનઇની** ધરપચ જોઇ **હીરાજીએ** તુરતજ પુછ્યું:—

'કેમ, હીલ્લુબાઇ કેમ છે.'

'પાણી બધાં ભરાઇ ચુકાં બાવા!' **સુનઇએ** પોતાની હંમેશની રીત પ્રમાણે ધીમે અવાજે જવાબ દીધો. 'બાયગે અરધો કલાક કાહડે! અરેરે ખદાય! આખર આય રસતો દેખારીયો!!'

'કોઇ આયું'તું ગીયું'તું ?' હીરાજીએ સવાલ કીધો.

'નહીજી. કોઇ આવુંબી નથી ને કોઇ ગીયુંબી નથી.' સુનઇ માથે હાથ દેઇ બોલી.

'ડાકટર આયોછ કે ?' હીરાજીએ પુછ્યું.

'પણ ડાકટરબી શું કરે.' સુનઇએ જવાબ દીધો. 'ખરે પગે બચારો ઉભો ઉભો મેહનત કરેછ. પણ જયાં આવરદાજ નહી, તીયાં ડાકટરનુ શું ચાલે ?'

**હીરાજી** તુરતજ **હીલ્લુબાઇના** ઓરડામાં ગયો, અને **ડા. ભીખોબા મારટનને** તમામ હકિકત પુછી પોતે તેથી વાકેફ થયો.

**હીલ્લુબાઇની** હાલત ખરેખર દયા કરવા જેવી હતી. દેખાઇતી રીતે તેવન મુવેલાં પડેલાં હતાં, પણ ડાકટર કેહતો હતો કે તેવન જીવે છે, અને તેવનની નાડી બરાબર ચાલે છે. તેવનના શરીરની હાલતમાં કાંઇબી ગંમભીર પ્રકારનો ફેરફાર થયો નહી હતો, પણ ફકત તેવનના ભેજાંની ઉપર ઘણોજ સોજો ફરી વલેલો હતો, અને તેથી તેવંનં બેભાન અને બેહોશ હાલતમાં પડેલાં હતાં. ડાકટરોના મત પ્રમાણે એ ભેજાનો સોજો ઉતરી જાય, તો તેવન જીવી શકે ખરાં, પણ તે જીવેલું જીવતર મુવા કરતાં નબેહતર જેવું થાય, સબબ કે તેવનની સંરવે સુધબુધ ભેજાંનો સોજો ઉતરવા પછી જતી રેહવી જોઇએ. **ડાકટર મારટન હીલ્લુંમાઇની** સારવાર કરવામાં કાંઇબી ખામી રાખતો નહી હતો. તે દરેક નવા નવા ઇલાજોની અજમાએસ પોતાના દરદી ઉપર કરતો હતો, અને પોતાના ઇલાજોની અસર, કલાકોના કલાક સુધી દરદીના બીછાના આગલ ઉભો રહી બારીકીથી તપાસતો હતો.

'કેમ ડાકટર ?' હીરાજીએ દાખલ થતાજ સવાલ કીધો.'

'બપોર પછી કેસ બીલકુલ બગડી ગયો છે.' ડાકટર મોહડું કુમલાવી બોલ્યો, અને સુનઇ પોતાનુ ડોકું વચમાં ઘાલી ધ્યાન ધરી ડાક્ટરના વિચારો સાંભલવા લાગી.

'હોલ્લામાય. માયજી. ઓ માય.' હીરાજીએ હોલ્લુ બાઇને બોલાવ્યાં. 'મને ઓલખોછ કે માય. મારી સાથ વાત કરોની માય. માયજી કાંઇ કેહેવોછ કે માય.'

'જોયું!' ડાકટર બોલ્યો. 'આજે સહવારના એટલી બધી ખરાબ હાલત નહી હતી.'

'ત્યારે હવે કેમ?' હીરાજીએ પુછયું.

'હવે કાંઈબી ઇલાજ રેહયો નથી. દવા તો ચાલુ છે. બપોરના જરો લગાડી હતી. ત્યાર પછી રાઇનુ પલાસટર મારયું હતુ, અને હમણાજ વેંહુતુર મુકયાં છે. હવે તો દવા ચાલુ રાખો, અને જુવો કે તેથી શું થાયછે. મેં એના કરતા ઘણા ખરાબ કેસ ભેજાના સોજાના જોયલા છે. એમાથી લકવાની અસરબી એકાએક થાઇ આવે એ બનવા જોગ છે. હવે તમે ઘરમાંજ રેહજો હીરાજી. હું જાઉછ. હજી મને બીજી ત્રણ 'વીઝીત' આપવી છે. હું રાતના એક ફેરો ખાઇ જવશ.'

ડાકટર મારટન હીરાજી સાથે વાત કરતો ઓરડામાથી નિકલ્યો, અને સુનઇ પણ તેઓની પુઠે આંખપાણી ભરતી ચાલી. મારટન હીરાજીને રાતના નવ વાગે આવવાની કબુલાત આપી નીચે ઉતરયો, કે સુનઇએ હૉલમાજ હીરાજીને થોબાવી કહયું:—

'મકું જે બાવા, એ બધા ઠાકાના ગાઉ છે. ગરીબ ગોલાબ જેવાં ઉપર અમથાં ચુથના ના પારો, અને અમથા વવાંનો ના. મારૂ કેહયું માનો તો અગીઆરીમાથી ચોખ્ખું પાણી મંગાવી નહવારી ચોખી જગાં ઉપર લેઇ અખીઆના ભરાવો, અને મોટી હપતમએસ બનાવવા સાકાદારૂ ચટલ્લાને બોલાવો, અને હોમનુ પાણી મંગાવી પાવો. જુવો કેવાં હુશીઆર થઇ જશે, અને બધી હારેમનદાઇ દફે થઈ જશે. જનવસતાંની ખુબી જુદીજ છે મરં.'

'સુનામાઇ, ભણાવવા ગણાવવાનુ તમારે જોઇએ તે કરો, પણ ડાકટરને પુછીયા વગર આંગ ઉપર પાણી અપાય નહીં.' હીરાજીએ જવાબ દીધો. 'ડાકટર રાતના આવે'ને પુછી લેજો.'

'ઓહોરે!' સુનઇ છછણી પડી બોલી. 'અગીઆરીના પાણીની વાત એ દરવન ડાકટર શું જાણે? એબી કાંઇ ઘેરના કુવાનુ પાણી છે કે, આંગ ઉપર નહી લેવાય.'

'તમે નકામુ માથુ ના ઝીકો સુનાબાઇ.' હીરાજી કંટાળી બોલ્યો. 'ડાકટરોનુ કામ ડાકટર જાણે.'

'મુવા ડાકટરો શું જાણે!' સુનઇ બોલી. 'મુવાએ જરો મુકાવી નવધાર લોહી કાહડી નબલાઇ કરી નાખી, અને માથાં ઉપર આઇસની કોકરી મુકાવી મજબે સરદી બેસારી દીધી, અને મુવાએ કાંટામાથી કટેસરૂ કરી નાખી દુઃખ વધારી મેલ્યું.'

આ વાત ચીત સુનઇ અને હીરાજી વચ્ચે દીવાનખાનામા ચાલતી હતી, તેવામાં દાદર ઉપર કોઇનાં ભારી પગલાંનો અવાજ સુનઇને કાંને પડયો. હીરાજી સુનઇને મુકી હીરાબાઇના ઓરડામા ગયો, તેટલામા કોઇ અનજાનો પારસી, દીવાનખાનામાં દાખલ થાઇ આસપાસ નજર કરી સુનઇને પુછવા લાગો:—

'હીરાજીશેઠ છે કે બાય?'

'કોણુને પુછોછ બા?' સુનઇએ ઘેરધણીપણુ જણાવવા નાંખનુ ટીચકું ચહડાવી પુછ્યું.'

'હીરાજીશેઠ છે કે?' પેલા પારસીએ ફરીથી પુછ્યું.

'કીયા હીરાજી?' સુનઇએ બીજાસ કીધો.

'હીરાજી હીરાભોગી. હીરાજી બાલીસટર!' પેલો પારસી જરા ચીરડાઇ બોલ્યો. 'શું આએ ગેરમાં બે હીરાજી રેહેછ કે?'

'તે એમ બોલોની કે હીરાજી બાલીસટર?' સુનઇની હમ-નાજે સુધ ઠેકાણે આવી હોય તેમ બોલી. 'આએ રેહે, તેવનનો ઓરડો. બેસો. શેઠ આવેછ. તમારૂ નામ શું છે બા?'

---

'મારૂ નામ?' પેલા પારસીએ સુનઇ તરફ ટીકીટીકી જોઇ કહ્યું. 'છે તે, તમુને ખોદા સલામત રાખે ને તનદરોસતી બખશે, મારૂ નામ મેરજી હાનડીસનની કુંમપની.'

'હાંડીસનના મેહરજીભાઇ!' સુનઇએ ડોકું ધુનાવી ઓલખ કાહડવા માંડી. 'આપરા પેલા છે તે, કરીને, ફકીરજી ફટાકીયાના ફલાકાકાના જમાઇ—

સુનઇને ઓલખાણ કાહડતાં જોઇ આ નવો આવેલો પારસી પોતાના ડોલા ચહડાવી ડાચું વકાસી તેણીનુ કોહુ જોવા લાગ્યો, અને સુનઇએ જેવું બોલવાનુ પુરૂ કીધું કે મેહરજીએ જવાબ દીધો:—

'નહી બૅન. એ ફલાકાકાનો જમાઇ કોઇ બીજો ઑસે. હું તો મક્કુ મવલાપીરનો છોકરો મેરજી મવલાપીર છેઉં. ફલાકાકાનો નઇ પણ, ફકીરજી ફટાકીયાનો હું બંનેવી છેઉ.

'અને તમારો બંનેવી—

'હુ તેનો બંનેવી ને તે મારો બનેવી! હમે ધીકરી આપીને ધીકરી લીધીછે. હાઉવે.'

'અંહ. સાતે પાતે કીધુ હોસે.' સુનઇને હવે સમજ પડી, અને આ નવા પારસી આવનારે વધુ ખુલાસો કીધો.

'હોમલો હાઉ મારા બાપનો બંનેવી થાય, અને હીરાં ભરૂચી—

'ત્યારે તમે અસલ ભરૂચના કે બા?' સુનઇએ મેહરજીની ભરૂચી બોલી ઉપરથી અટકલ કરી પુછ્યુ.

'હા જી.' મેહરજીએ જવાબ દીધો. 'અમે અસલ ભરૂચના. હમના તો મુંબઇમા વસીએછ. હાંડીસન નામના એક સાહેબ સાથે હું ભાગમાં વેપાર કરૂછ, અને હીરાજી બાલીસટરને મલવા આયવો છેઉ.'

'ત્યારે એમ બોલોની.' સુનાઈની સુધ હવે ઠેકાણે આવવાથી બોલી. 'હું જાનું જે કોણ હોસે. બેસો બા બેસો. તેવનના ઓરડામા બેસો. તેવનને ચાય મોકલાઉછ.'

**મેહરજી એનડરસન** ઉરફે **મેહરજી મવલાપીર, હીરાજીના** ઓરડામાં દાખલ થયો, અને **સુનઇ, હીરાજીને** આ નવા આવનારની ખબર આપવાને ગેઇ.

વાચનારને આ નવા પારસીની ઓલખ આપવાની ઘણી જરૂર નથી. **મેહરજી મવલાપીર** એક જાડો અને ઉંચો, કદાવર દેખાવનો, પચાસ વરસની ઉમરનો એક પારસી છે. એનદરસન નામના કોઇ 'ટીનપાટીયા' ફરંગેટલા સાથ તેણે ભાગમાં, વ્યાજે નાંનાં ધીરવાનો ધંધો આજ. કેટલાંક વરશ થયાં શરૂ કીધો છે. તેણે પોતાની પેહડી કોટમા, ઇગ્રેજ બજાર મધે હમમસ્ત્રીટમાં રાખી છે, અને તે પેહડીનો વહિવટ **મેહરજી એનડરસનની કંમપનીને** નામે ચાલે છે. તેઓનો મુખ્ય ધંધો, વ્યાજે નાંનાં ધીરવાનો છે, અને બાપ મરે બમના લખાવી લેઇ, બનતાં સુધી બને તો અરધાથીબી ઓછા આપવાનો ચાલે છે. વ્યાજ ત્રીસથી પાત્રીસ ટકા, અને જો કુલ ગરજવંત હોય, તો તેથીબી વધારે લેવાની આનાકાની તેઓ કરતા નથી. **મેહરજી એનડરસનની કંમપનીના** ધરાકો નાતજાતના ફરક વગરના છે, અને તે બધાં સધ્ધર કુલો છે. **મેહરજી** કોઇજ વખતે પોતાના ધરાક ઉપર અસલ રકમ માટે દબાન કરે છે. પણ તેઓ જો દર માસે વ્યાજ આપતાં જાય, તો અસલ રકમની ઉઘરાણી કરવામા તે પાપ સમજે છે. **મેહરજીના** ચોપડામા નજર કરતાં ડાકટરો, વકીલો અને બારીસટરો ઉપરાંત, કેટલાંક પારસી અને હીન્દુ તથા મુસલમાન વેપારીઓના નામ પણ જણાય છે. પોતાના ધરાકો સાથ **મેહરજી** ઘણી સાલેસાઇથી કામ લે છે, અને તેની ઑફીસનુ મોહડું જે ધણી એક વખત જોય છે, તે જનમ સુધી તેના પંજામાથી મોકલો થતો નથી.

આવા જમાને ખાધેલ આદમી સાથ હીરાજીને શું કામ પડયું હશે ?

મવલાપીરનો મેહરજી સેનાન બંગલામાં હીરાજીની મુલાકાતે આવી ખોતી થાય છે, એવી ખબર સુનઇએ હીરાજીને પુગાડતાંજ તે તુરતજ તેને મલવા પોતાના ઓરડા તરફ ચાલ્યો.





# પ્રકરણ ૨૦ મું.

## બાપ મરે બમના !




મ મેહરજીભાઇ ?' હીરાજીએ દાખલ થતાંજ સવાલ કીધો. 'બોલો શું ફરમાસ છે ?'

'બાઇ હીરાજી, હવે કાંઇ બંન્દા ઉપર મૅરબાની કરો.' મેહરજીએ જવાબ દીધો. 'ફરમાસ તો એટલીજ, કે આવતી કાલે સાએબની ચીઠીની મુદત પુરી થાય છે, અને મને નાંનાંની બહુ જરૂર પડી ગેઇ છે. તમારી તન તનં ચીઠીઓ મારે તાં ધુર ખાય છે. એક ધસ અજારની, એક નવ અજારની ને એક છે–તે–કરીને–છ અજારની.'

'એ વલી શું નવો ધોંગ લેતા આયાછ મેહરજીભાઇ.' 'હીરાજી બોલ્યો.'

'હું મસકૅરી નથી કરતો હીરાજીશેઠ.' મેહરજીએ જવાબ દીધો. 'જુઠું બોલતો હોઉ તો ફાટી મરૂં. મને આવતી કાલ સુધીમાં પચીસ, અજાર રોકડા ગરાકને આપવા છે. મારૂ નાંનું ગરાકમાં રૅફાઇ ગીયુ છે, અને બૅંકમા સીલક ઝાઝી નથી. વાસતે નાંનાં તો આજે જોઇશે શેઠ.'

હીરાજી આ સનાનના સમાચારથી હેબતી ગયો ખરો, પણ જેમ તેમ કરી હસવાનુ ડોલ ઘાલી બોલ્યો:—

'ફીકર નહી, તમે—

'ફીકર નહીં કાય હોય?' મેહુરજી બોલી ઉઠયો. 'તમુને સાની ફીકર હોય! ફીકર તો મને! તમે મારૂ કેહયુ ખોટું માનોછ શેઠ. પણ મારાં ફરજંદના કસમ ખાઇ કેઉંછ હીરાજી કે નાંનાંની મને ગનીજ જરૂર છે. નાંનાં લેવા સારૂ તો હું હીયાં ચાલી ચલાવી આએવો મારા શેઠ!'

'છત છત! તમે એવી રીતે એકદમ આવી ઉઘરાણી કરો, તે નાંનાં શું કોઇ પોતાના ઘેરમાં ભરી રાખેછ?' હીરાજી જરા દમ કરી બોલ્યો. 'મેં તમુને લખ્યુ હતુની કે મારાથી નાંનાંની હાલ જોગવાઇ બનનાર નથી. અને તેથી તમે તમારી ચીઠી ફેરવી લેઇ જજો.'

'સાહેબની ચીઠી મલી હતી ખરી, પણ—

'પણ શું—

'પણ મેં તેનો જવાંબ નહી વાએલો એટલે સાહેબે સમજવુ જોએતું હતું કે, સાહેબની ખાએશ પરમાણે નહી બનવાનું—

'તમારીથી નહી બને તેની સાથે મને શું કામ છે.' હીરાજીએ જવાબ દીધો. 'અરે પણ મેં તમુને કેટલુ બધુ બ્યાજ આપ્યુછ, તેનોબી કાંઇ વિચાર છે કે નહી.!'

'અરે પણ શેઠ મે તમુને કેટલું નાંનું આએપું છે તેનોબી કાઇ વિચાર છે કે નહી.'

'મારાથી હાલ કાંઇ બની શકે તેમ નથી.' હીરાજી બોલ્યો. 'હું બીલકુલ બીડમાં આવી ગીયોછ.'

'અને હુંબી કાંઇ ઓછો બીડમા નથી આવી ગીયો મૅરબાંન! મે તમારી ચીઠી ચારચાર વખત ફૅરવી લીધી, પણ હવે નહી બનસે શેઠ.' મેહુરજીએ જવાબ દીધો.

'એક વખત વધારે ફેરવી લેવો મેહુરજીભાઇ.' હીરાજી બોલ્યો. 'તમે માંરૂ ગલું કાપો તો લોહીનો છાંટોબી તમુને મલનાર નથી. મારી પાસે હાલ કાંઇબી નથી.'

'ત્યારે તો સેવક દલગીર છે સાહેબ. મને નાંનાં તો જોઇએ. અને તે તમે જો નહી આપસો તો મને ફરીઆદી કરવી પડસે.'

'ફરીઆદી!' હીરાજી બોલ્યો. 'તમે શું મારી ફજેતી ઉપર બેઠાછ મેહરજી? ઠીક છે. બેલાસક ફરીઆદી કરો. હું તમુંને ના કેહતો નથી. આડે લાકડે આડો વેહ! ફરીઆદી કરી તમે 'ડીક્રી' કરાવી લેશો? પછી શું? ટાંચ લાવશો? પણ તમુને ખબર છે કે? આ બંગલો મારો નથી હો? ઘેર ભાડેનું છે, અને આ ફરનીચર હીલ્લુબાઇ હીરાસોગીનુ છે. ભાડું તેવન આપે છે, અને બીલ્લગી તેવનના નામનુ થાય છે. સમજ્યા કે?'

'માએરા ઠાર! બાપજી આવો! એ હીરાજી ભાઇ એવો દગો મારી સાથે કરોછ શેઠ!' મેહરજી કગલીને બોલ્યો. 'પણ જો શેઠ સમજો. મને છેરીને પસતાસો હો કે. હુંબી જાતનો ભરૂચો છેરૂ હો કે!'

'તમે એકદમ હીયાંથી ચાલી જાઓ! જાવો, તમારે જોઇએ તે કરો!' હીરાજીએ દમ કીધો.

'તારે પાછલથી મારો વાંક કાહડતા ના હોકે! ફીકર નહી. આ ઘેર હીલ્લુબાઈ હીરાસોગીનાનુ છે. પણ પછી પેલો ગ્રામદેવીનો વેલાતી બંગલો કેવો છે! તેની કાંઇ ખબર છે કે શેઠ!'

આ પરદામા છુપાવેલી, ઇજ્જતની ખુવારી અને આબાદીની બરબાદી કરનારી ખબર આ વ્યાજખાઉ ભરૂચાને મોહડેથી એકાએક સાંભલી હીરાજીના હોશ ઉડી ગયા. તેનો ઊસકેરાયલો ગુસ્સો એકાએક ઠંડો પડી ગયો, અને તે પાંછો મેહરજી સાથે ઠંડો પડી વાત કરવા લાગ્યો.

'ફીકર નહી શેઠ. તમે નહી આપસો તો પેલી વેલાતી 'મઢમનુ' 'ફ્રાનીચર' અને માલ મત્તા બીસીઆર છે!' મેહરજી ઉકતાં ઉકતાં બોલ્યો. 'તમે કેવોછ કે તમારી પાસે કાંઇ નથી, તો મને તમારી પાસે લેવુ નથી. તમારી બધી દૉલત ગામદેવીના વેલાંતી બંગલામાં ગુસી

ગેઇછ. તાંથી મને કાહરતાં કેટલી વાર છે. ફરીઆદી તો કાલની નોંધાઇબી ચુકી છે.'

'પણ એટલું બધું કરવાની મતલબ શું?'

'મતલબ એટલીજ કે મને રૂપીઆ જોઇએછ સાહેબ.' મેહરજીએ જવાબ દીધો. 'ચીઠી હું ફેરવી લેનાર નથી. તમે સમજીયા હીરાજી. એ ગામદેવીના ઘેરમાં તમારી ગુસી ગેયલી દોલત બંદા સેહલાઇથી મેલવી શકશે. હવે હું વધારે થાંબનાર નથી. ચાલો હવે હું જાઉછ. પણ ભાઇ હીરાજી, ગરીબના બે બોલ સાંભરો. તમે જુવાન છેઓ, અને બંન્દાના બાલ પાકી ગીયા છે. એ ગામદેવીનો બંગલો હવે છોરી દેવો. મારી સલ્લાહ લેવો ને તે પરમાણે ચાલસો તો સુખી થાસો ભાઇ. એ 'મઢમ' સાહેબે તમુને ખાખાવરખા કએરા છે! તમે તો તે બઇરીના ગૉલામ જેવા થઇ ગીયાછો! હીરાબાઇના તીસ અને તમારા પચીસ મલી પચાસ અજાર ગામદેવીના ગેરમાં ગુસી ગીયા છે, અને મારા પંચીસ અજાર લટકતા રેહી ગીયા છે તે તો જુદા. તમે તો આપતા હવે રેહા, પણ 'મઢમ' સાહેબની મત્તા તે તમારીજ છે, અને તાંથી તે હું વસુલ કરસ સમજીયા. પણ હજીબી ચેતીને ગામદેવીનો રસતો છોરસો તો ભલે ભલું છે.'

'બસ બસ, તમારી સલ્લાહ તમારા ખીસાંમાં રાખો.' હીરાજીનો મીજાજ જવાથી તે એકદમ બોલ્યો. 'લાંમબી ટુંકી વાત કરવાની તમુને કાંઇ ગરજ નથી. પચીસ હજાર રૂપડીને ખાતર આટલો બધો ફેસતો કરતાં તમુને શરમાવુ જોઇએ. જો હું ચાહુ તો એક કલાકના અરસામા પચીસ શુ પણ પચાસ હજાર બેઠો બેઠો મંગાવી લેઉ. ફકત જરા નબોજુ લાગે એમ સમજી બેસી રેહો છું.'

'એમ કે! હટ તારી! વરી કોઇ નવો બીલ્લુ પકડાયોછ ખરો તારે!'

'જાવો તમે ફરીઆદી સુખે નોંધાવો. કેસ નીકલશે, 'ડીક્રી' થશે, અને ત્યાર પછી તમે તે વસુલ કરશો. તેને કેટલા દાહડા લાગશે

**મેહરજી** તેંની કાંઇ ખબર છે ? તેના કરતા ભલાઇનો ભાગ લેઇ, એક મહીનો થોભી જાઓ. ચીઠ્ઠી ફેરવી લેવો અને મહીના પછી હું તમારાં નાંનાં તમુને પગાર કરવાની કબુલાત આપુંછ. તેટલાં બંન્દાંનો આવો વખત કાંઇ બેસી નથી રેહવાનો. તમે મને કોઇ બીજાજ આકારમા જોશો. ચાલો મને કામ છે. હુ જાઉંછ. કાંઇ કેતુ છે ?'

'જરા સબર કરો.' **મેહરજી** વલી જઇ બોલ્યો 'જાત્રો, એકથી દૉર મહીનો હુ તમારે ખાતર સબુર કરસ, પણ પચીસને બદલે ત્રીસની ચીઠી લખી આપસ્રો ?'

'એક મહીનાનું વ્યાજ પાંચ હજાર રૂપ્યા.' **હીરાજી** બોલ્યો. 'જાઓ કબુલ છે. તમારા રૂપીઆ દુધે ધોઇને આપવા.'

'સમજીઓ! સમજીઓ!' **મેહરજી** હસી પડી બોલ્યો. 'કોઇ છાંડાવાલી• સાથ ચાર ચોખા પાડવાની. તૈયારી ચાલી રેહી છે ! ચાલ• એબી ઠીક છે. પરણીને પરવારી જાવો. આય તર કે પેલી તર ! ભાઇ **હીરાજી** તેમ જો હોય તો હું કોઇનુ કામ બગાડું તેવો માનસ નથી હૉકે ! તમારા ગામદેવીના મઢમબી મને કાંઇ એમજ કેહતાં હતાં. પણ ભાઇ, તારે તારી પેલી મઢમને ઝારૂ કે?' ચાલો **હીરાજી સેઠ** ત્રીસ અજારની ચીઠી લખી કાહરો. દસ દસની ત્રણ લખજો હોકે !'

'કયાં છે મારી જુની ચીઠ્ઠીઓ?' **હીરાજીએ** પોતાની આગલી ચીઠ્ઠીઓ માગી. 'લાવો કાહડો જોઉ.'

'તે તો કોરટમાં ગેઇ છે.' **મેહરજીએ** સાચ્ચુ કેહ્યું. 'તમે આએ ચીઠ્ઠી લખી કારો. તે તમુને હું કાલે સવાધીન કરસ. આવતી કાલે તો તે ખોટી થશે.'

'તમારા વિસવાસ ઉપર હું તમુને આએ ચીઠી લખી આપુંછ **મેહરજી.**' **હીરાજીએ** તુરતજ શાહ જોગી ત્રણ ચીઠી લખી કાહડતાં •કહયું. 'લેવો તપાસીને લેવો, અને પેલી આગલી ચીઠ્ઠીઓ મારી ઑફીસમાં• કાલતે કાલ મોકલી આપજો.'

'ઠીક ઠીક.' **મેહરજી** ચીઠ્ઠીઓ ગજવામાં મુકી બોલ્યો. 'ભાઇ ગરીબને લગનમાં તૅરજો હૉ કે! ભુલતા ના હૉ! સાહેબ મૅરબાન બાવા.'

**મેહરજી** ત્રીસ હજારની ચીઠ્ઠીઓ લઈ મલકાતો મલકાતો સેતાન બંગલામાંથી બાહાર પડયો, અને **હીરાજી** મોટા વિચારમાં ગીરફ્તાર થાઇ પડયો.

'આ બધી વાત જો **નવલશાહશેઠને** ખબર પડે, તો પછી તેવન મારે માટે શું ધારે? આ ચંડાલ બ્યાજખોર મારી અંદરની તેમજ બાહારની વાતોથી પુરેપુરો જાણીતો થઇ ગયોછ, અને તેથીજ તેણુ મને દબાવી મોટી રકમની ચીઠ્ઠીઓ લખાવી લીધી છે. લાચાર! લખી આપ્યા વગર છુટકોજ નહી હતો. પણુ એક મહીનામાં તો કાંઇનું કાંઇ થઇ જશે.'

વખત સાડા પાંચનો થયો હતો. **હીરાજીને નવલશાહે** જમવાનું ઇજન કરેલું તેની તેને યાદ પડી. પણુ **હીલ્લુબાઇની** હાલત જોઇ તેણે પોતાનો **દીલચમન** તરપ જવાનો વિચાર ફેરવી **નવલ-શાહ શેઠ** ઉપર **હીલ્લુબાઇની** તબીઅતને લીધે પોતાથી આવવાને બને તેમ નથી, એવી મતલબની એક ચીઠ્ઠી લખી કાહડી, તેટલાં **સુનઇ** રડતી રડતી **હીરાજીની** આગલ આવી બોલી:——

'બાવા, થાઇ ચુકું.'

'શું ગુજરયાં!!

'નહી, પણુ કાંઇ સુખડ લોબાન મંગાવી રાખો. રાત જાય તેમ નથી!' **સુનઇએ** નાખ નુછી કહયું. 'મકું જે એવનના ભાઇ ભોંજઇને થાણે તાર કીધો કે?'

'હા. આજે બપોરનાં મેં તેવનુ ઉપર થાણુ તાર કીત્રો છે.!' **હીરાજી** બોલ્યો. 'અને તેવન કદાચ રાત સુધીમાં આવશેબી.'

'કોઇ સગાંવાહલાંને કેહેવરાવોની મરી જાઉં!' **સુનઇ** બોલી. 'એવનના નામ પરમાને ને તમારા નામ પરમાને બીજલસ મલે તો

માન છે. **ધાટીગરાની પીરોજ બાઇને** ઘેર જરા કોઇને મોકલો! **કચ્છીના નવાજબાઈ,** અને પેલાં **ચાલીસહજારના ચાંદનબાઇને** તાં માનસ દોડાવો! **ટક્કરના આવાબાઇને** જરા તેડાવો! ઘેરમાં કોઇ કરતાં કોઇ બઇરાં મનાખ મલે નહી! જરા **રતનબાઇ લવનડરને** બંગલે આપરા સીપાઇને મોકલો?

**સુનઇ ઘેખરીનો** ધખારો પુરો થતેજ નહી. તે મોટી મીજલસ મેલવવાના અભખરામાં બીજા પાંચ પચીસ નામ ઉભી ઉભી બોલી જતે, પણ **સુનઇ ઘેખરી,** આગલ કાંઇબી બોલે તે આગમજ **હીરાજી** ઓરડામાંથી નીકલી **હીલ્લુબાઇ** પાસે ગયો.





# પ્રકરણ ૨૧ મું.

## સુરીયાબાનુનો સુરતથી મલેલો પતો.





**નાદીરશાહને** નુંનું ખુન કરવાના વાંક માટે માજીસ્ત્રેટે આવતી 'સેશન'મા નોંધ્યો એ વાત હવે મુંબઇમાં છુપી રેહી નહી.

છાપાવાલાઓના હાથ કાએદાની બારીકીને લીધે બંધાઇ ગયા હતા, કેમકે મુકદમાનો સેવટનો ફેસલો હજી 'સેશન કોરટમા' થનાર હોવાથી, કાંઇબી ચુનોચરાં જાહેર છાપામા થઇ શકતી નહી હતી. તોપણ લોક ચરચા ચરવાતી ચાલુ રેહી હતી. **નાદીરશાહના** નિરદોશપણા વિશે માજીસ્ત્રેટના ઉછાછલા અભીપરાય ઉપર પ્રજા સખત ટીકા કરતી હતી. કલબે કલબ અને વાડીએ વાડી નાનાવટીવાલાઓના ફુટેલા બરમ ભેદની વાતો થવા લાગી. દુકાનેદુકાન અને ગલીએ ગલી જયાંબી બે જન મલતાં ત્યાં **નવલશાહ** અને **નાદીરશાહનીજ** વાત થતી. ગરીબ તેમજ તવંગરોબી એજ વાતો કરતાં, અને વેપાર મંડલમા તો એ બનાવે ગંભીર રૂપ પકડી લીધું.

પણ સરવેનાં મત કાંઇ એકજ જાતના નહી હતાં. સરેસતા પ્રમાણે પ્રજામત બે તરફ વેંહચાઇ ગયાં હતાં. ઇંગ્રેજી અને દેશી છાપા વચ્ચેબી તેવીજ કિસમની ફાટ પડી હતી. એક તરફવાલાઓ જયારે માજીસ્ત્રેટની ઝાટકણી કાહડી તેને બીનઅનુભવી, અને ઉછાછલો કેહતા,

ત્યારે બીજી તરફવાલાઓ **નાનાવટીવાલાઓને** નિરદોશ જણાવી તેમની આબરૂ ઇજજત અને હુરમતની હિમાયત કરતા હતા, અને કેહતા કે **નાદીરશાહ** જેવું આદમી ખુન કરેજ નહી !"

અને હવે એજ વિચાર ઇન્સપેક્ટર **જેહાંગીરશાહનોબી** હતો. તેવને પોતાની ગણત્રીમા ઠાપ ખાધી છે, એવુ માલમ પડતાંજ, તેવન પોતાની ભુલ સુધારવા એકદમ તૈયાર થઇ બાહર પડયા. **સરકારી વકીલ** આગલ તેવને પોતાની ભુલનો એકરાર કીધો, અને **નાદીરશાહ** ઉપરથી ખુનનુ બોહતાન ખેંચી લેવાની તેવને વકીલ સાથ તકરારબી કીધી. પણ વકીલે તેમ કરવું દરૂસત ધારયુ નહી અને માજીસ્ત્રેટે **નાદીરશાહને** સેશનમાં નોંધાયો.

પણ ઇન્સપેક્ટર **જેહાંગીરશાહ** જંપી બેઠા નહી. તેવને પુલીસના વડા કમીશનરને તેમજ ડેપ્યુટી કમીશનરને પોતે કરેલી ભુલ વિશે વિગતવાર હકિકત જણાવી, ખરા ખુનીને પકડી કાહડવાની તેવને તજવીજ કરવા માંડી. **જેહાંગીરશાહની** આ ગફલતીભરી ભુલ, પુલીસ કમીશનર, ડેપ્યુટી કમીશનર તેમજ છુપી પુલીસના સરવે અમલદારોએ કબુલ કરવા ના પાડી, તેવનની હકિતકને હસી કાહડવા લાગ્યા, અને ખરો ખુની **નાનાવટીના નાદીરશાહનેજ** ગણવા લાગ્યા.

**જેહાંગીરશાહે** પોતાની ફીકર ફેરવી નહી. તેવન પોતાની ખરી ફરજ બજાવતા હતા. તેવન નાતજાત વચ્ચે કાંઇબી ફરક રાખતા નહી હતા. હીંન્દુ કે પારસી, મુસલમાન કે ઇંગ્રેજ સરવેને તેવન એકજ લાકડીએ હાંકતા, અને એવાજ પોતાના નીયમને અનુસરીને આ નાનાવટીવાલાઓના બાબમાં પણ તેવને કામ લીધુ હતું.

પુલીસમાં એક દાખલો આજ સુધી એવો બન્યો નથી કે પુલીસથી થયેલી ગફલત પાછલથી પુલીસે સુધારી હોય, અને પોતાની ભુલથી પકડાએલા એક નિરદોશ ગુનેહગારને પાછલથી બેગુનાહ ઠેરવી

છોડી દેવડાવવાનુ કામ પુલીસે માથે ઉઠાવ્યું હોય. એવી રીતનો દાખલો **જેહાંગીરશાહ** પોતાને જોખમે બેસાડવા આજે બાહર પડયા હતા.

પુલીસની ભુલ એક પુલીસનોજ અમલદાર સુધારવા નિકલે; એ વાત **નાદીરશાહના** કેસની બીજેજ દાહડે મુંબઇમા ફેલાઇ ગઇ, અને **જેહાંગીરશાહ**, પેહલે **નાદીરશાહને** ગુનેહગાર તરીકે પકડી, પાછલથી તેને બેગુનાહ ઠેડવવા માગે છે એમ જાણી લોક ચરચા વધી ગઇ.

અને એ નવી ચરચા સાથ નવી નાલેસી તો જોડાએલીજ હતી. કોઇ કેહ 'પુલીસ ફરી ગઇ ! કોઇ કેહ **જેહાંગીરશાહનું** ભજન થયું ! કોઇ કેહ લાખ ને બે લાખ **નવલશાહે** ખરચી પુલીસને હાથમાં લીધી છે !! અને કોઇ કેહ પુલીસ હવે કોઇ બીચારા ભલતાને ફાંસીને લાકડે ચહડાવી દેશે. ! !

પણ ખરી વાત વિશે તો કોઇ અટકલબી નહી કરતું હતું.

સુંનુંના ખુન પછી શેહરમાં આવી કિસમના ગડબડ ગપાટા ચાલી રેહ્યા હતા.

'લોક ગમે તે કેહ તેની મને પરવા નથી.' જે દાહડે **નાદીરશાહ** સેશન કમીટ થયો તેજ દાહડે રાતે **જેહાંગીરશાહે હીરાજી** સાથ એકાંતમાં વાત કીધી. 'પણ મને મારૂં અંતઃકરણ ડંખે છે. એક ખરો ખુની ફાંસી તો જવોજ જોઇએ. પારસી હોય, હીન્દુ હોય કે ભલો ઇંગ્રેજ હોય, પણ એક બેગુનાહ ફાંસી નહી જવો જોઇએ. એજ મારી મતલબ છે. લોક વાત લેઇ બેઠાં છે, કે **નવલશાહે** મને લાખ રૂપીઆ આપી **નાદીરશાહને** બેગુનાહ ઠેડવવા સમજાવી લીધો છે ! પણ એવી નીન્હાની હું જરાબી દરકાર કરતો નથી **હીરાજી** ! મને લાગેછ કે ખરો ખુની **નાદીરશાહ** નથી. શરૂઆતથીજ મારી ભુલ થાઇ છે. તે એટલીજ, કે જે કામ મેં પેહેલ્લે કીધું, તે સરવેથી છેલ્લે કરવું હતું. પેલા સુંન્નાની કડીવાલા મુસલમાનની શોધ સરવેથી પેહેલ્લે કરવાની જરૂર હતી. તે મેં સરવેહથી છેલ્લે કીધી, અને

ગુંનુંના ખુની માટે જેણે વારંટ લેવું હતું તે મેં પેહલે લીધું. નાદીરશાહને બદલે જો નવલશાહ ખુની હોય, તો તેનેબી ફાંસી ચહડાવવાને હું અચકાઉં નહીં હો! મારી તે ફરજ છે. મારો સગો-બાપબી જો ખુની હોય! તમારા જેવો મારો દોસ્તબી જો ખુની હોય! ખુદ તમેબી ખુની હોવો તો તમુનેબી ફાંસીને લાકડે ચહડાવી દેઉં! તમે જાણોછ કેની કે ખુનનો બદલો ફાસી! સઉથી વધારે વાહલી મને મારી ફરજ છે. શું લાખ અને બે લાખને ખાતર ગુંનુંના ખુનીને હું જતો મુકશ! ' કદીબી નહી!'

' તમે એ કેસ હાથમાં લીધો છે, એવી વાત મને બીલકુલ ખબર નહીં હતી જેહાંગીરશાહ.' હીરાજીએ જવાબ દીધો.' સરકારી વકીલ સાથ કોરટમાં તમુને મસલત કરતા જોઇનેજ મેં જાણ્યું કે તમે એ કેસમા પડયા છો. પણ તમે હવે કેવી રીતે નાદીરશાહને નિરદોશ ઠેરવવા માગોછ જેહાંગીરશાહ?'

' તે મારી ખાનગી ગણત્રી છે.' જેહાંગીરશાહે જવાબ દીધો.' જ્યાં સુધી મને મારાં માણસો સુરતથી 'ટેલીગ્રાફ' કરે નહી ત્યાં સુધી હું કાંઇ કરી શકતો નથી. તોપણ સાંભલો. મારે હવે એટલુંજ શોધી કાહડવું છે, કે ગુંનુંના ખુનથી કોણને લાભ થયો છે! જેને ફાયદો થયો હોય, તે ગુનેહગાર! ત્યારે તે કોણ છે? હવે આ ખુનમાં ત્રણ જનાના નામ સંડોવાયલાં છે. નાદીર-શાહ, નવલશાહ અને હાલ્લુબાઇ. હવે જુવો. મારી ખાતરી થાઇ છે, કે નાદીરશાહે ખુન કીધું નથી. બાકી રેલ્યાં બે જન. હીલ્લુબાઇ તો ખુન કરેજ નહી, કારણ તેવન તો ખુનની ખબર વાંચી ખાટલે પડયાં છે. ત્યારે ફકત નવલશાહ બાકી રેલા. પણ નવલશાહ તો ખુન થયું તે વખતે મુંબઇમા હતા નહી! કદાચ તેવને કોઇ પાસ ખુન કરાવ્યું હોય એ વાત બનવા જોગ છે! મારી ગણત્રી પ્રમાણે પેલા બતેલા સુરયબાણુનો ખલાસી જો હાથ

આવે તો **નુંનુંની** તમામ આગલી પાછલી મને માલમ પડે. પેલો સુંન્નાની કડીવાલો મુસલમાન **સુરયબાણુ** નામના બતેલામા ખલાસી તરીકે નોકર છે. તે **બતેલો** સુરત તરફ હંકરાઇ ગયો છે. મે મારાં માણસોને પરમદહાડેના સુરત મોકલ્યાં છે.'

'**સુરયબાણુ** બતેલો ?' **હીરાજી** બોલ્યો. 'તમે કેમ જાણ્યુ કે તે મુસલમાન **સુરયબાણુ**માં ખલાસી છે.'

'જીવી ઘોડાવાલીએ જ્યુરીને જણાવ્યું હતું કે **કાસમઅલી** નામના તનડેલ સાથે એક મુસલમાન વાત કરતો હતો. **કાસમઅલી** તનડેલનું નામ મલ્યા પછી તેના બતેલાનું નામ મલનાં કેટલી વાર?'

'અંહ ! હવે સમજયો !' **હીરાજી** બોલ્યો. 'પણ **જેહાંગીરશાહ**, **નાદીરશાહના** બાબમાં તમે કાંઇબી પગલાં ભરો તેમાં તમે મારી સલ્લાહ લેંજો. **નવલશાહશેઠ**ને આજે હું મલ્યો હતો, અને એ મારા નિરદોશ ભાઇનો સેશનમાં બચાવ કરવા હું તેવનને કબુલ થયોછું.'

'એમ કે !' **જેહાંગીરશાહ** ખુશી થાઇ બોલ્યા. 'દોસ્ત હીરાજી એ વાત જાણી હું ઘણોજ ખુશી થયો છું. આહા ! ખરો અમીરી ખવાસ કદાપણ છુપો રેહતો નથી ! ધન છે તારી ધવાડતીને દોસ્ત. એ તે ખરી ઉદારતા! એજ ખરો અમીરી ખવાસ ! પણ **હીલ્લુબાઇ** કેમ છે ? કાંઇ કેસ સુધરેછ કે બગરેછ ?'

'કાંઇ જાણવા જેવો સુધારો થતો નથી.' **હીરાજીએ** જવાબ દીધો. ડાકટરો પોતાના ઇલાજો અજમાવ્યા જાય છે.'

'એવનનાં કોઇ સગાંવાહલાંને કેહવડાવ્યું કાંય નહી?' **જેહાંગીરશાહે** સંવાલ કીધો.

'એવનના ભાઇ **સરજયંન મેજર મેહરનોશને** બપોરના થાણે તાર કીધો છે.' **હીરાજીએ** જવાબ દીધો. 'તેવન કદાચ આવશે એમ છે.'

આ વાત ચીતમાં એકાએક ખલલ પડી. જેહાંગીરશાહના નોકરે આવી હીરાજીના ઓરડાનો દરવાજો ઠોકયો. હીરાજીએ તે ઉઘાડયો, અને જેહાંગીરશાહના નોકરે એક ટેલીગ્રામ લાવી તેવનના હાથમાં આપ્યો. જેહાંગીરશાહે તે તાર તુરતજ ખોલી વાચવા માંડયો, અને હીરાજી વાંકોવલી તે તાર જોવા લાગ્યો.

'તે તારમા શું હતુ?'

'સુરતથી મુંબઈ.'

"સુરયબાનુનો પત્તો મલ્યો છે. તેનો તંનડલ કાસમઅલી કરમખાન છે. સુંન્નાની કડીવાલો મુસલમાન પકડાયો છે. વાત જાણુવા જેવી છે. કાલની ગાડીમાં હુમો નિકલશું."

'લેઓ સાહેબ! બંદાની ગણુત્રીમાં તલ કે તસુ જેટલો ફરક છે!' જેહાંગીરશાહે ખુશી થાઇ કહયું. "જોઉછ હવે વમે તમારા નાદીરશાહનો બચાવ કેવી રીતે સેશનમા કરોછ.'

'હવે તમે શું કરવા માંગોછ?'

'નાદીરશાહ બલેવને દાહડે રાત્રે ક્યાં હતો તે હવે હું શોધી કાહડવા માંગુ છું, અને તેને વાસતે સરવેથી પેહલાં જીજીબોબાની જીલુને મલવા કાલે હું 'માહીમ' જનાર છું. સાહેબજી હીરાજી.



# પ્રકરણ ૨૨ મું.

## એક ખુબસુરત વકીલ !



જાકે ખા. બા. ખરશેદજી ખનડાલેવાલા ઉરફે ખસુ-સેઠે નાદીરશાહનો મુકદમો સેશન મધે નોધવામા કોરટ સનમુખ પડેલી જબાનીને બીલકુલ અનુસરીને તેવને કામ કીધું હતુ, પણ જીજીધોધાની ઝીલુના બાબમાં વંરશોની વાત ઉપર પોતા ઉપર વીટેલી વિપતી તેવન બીલકુલ ભુલી ગયા નહી હતા.

પોતાની મોહબતના બજારમાં, નાદીરશાહ તે વખતે તેવનનો હરીફ હોવાથી, તેવનની મોહબતનો નાશ થયો હતો, અને જીજી-ધોધાની સુંદરબદન ઝીલુ, નાદીરશાહને વચન આપી દીલથી વરી ચુકેલી હોવાથી, તેણીનુ ચીત નાદીરશાહમા બરાયું હતું. ખસુસેઠે. અમબાઇજીની પરવાનગીથી ઝીલુના હાથની માંગની કરવામા કાંઇ અઘટીટ કામ કીધું નહી હતું, પણ ઝીલુની સાથ પોતાની મીત્રાચારીને વધારી, તેણીનો વિસવાસ મેલવી પાછલથી ખસુસેઠે તેણીની મોહબતની માંગની કરી ઝીલુનુ દીલ દુખવ્યાથી ઝીલુએ મનથી તેવને ઘણુ અઘટીટ કીધુ હતું. જે કામ અમબાઇજીને ઘટીટ લાગ્યુ હતું તે ઝીલુને અઘટીટ લાગ્યું.

ખસુસેઠની મોહબતનો તે દીવસથી નાશ થયો હતો. ઝીલુને પરણી સુખી થવાના તેવનના વિચારની ધુલધાની થાઇ હતી.

જોકે તે દીવસથી ખસુસેઠે, ઝીલુનું નામ વિસારી દીધું હતું ખરૂ, અને નાદીરશાહ તરફ તેવન ફક્ત ધિક્કારની નજરથી જોતા હતા.

પોતાના એક આગલા હરીફને પોતાની આગલ ખુન જેવા ગંભીર પ્રકારના ગુનાહ માટે એક બંદીવાન તરીકે ઉભેલો જોઇ, ખસુસેઠ બેવડા વિચારમાં પડી ગયા. તોપણ પોતાની સત્તાનો તેવને કાંઇબી ગેરઉપયોગ કીધો નહી, અને નાદીરશાહને એક 'ઍલીબી' સાબેત કરવા માટે દરેક જોગવાઇ તેવને આપી, પણ તે સરવે જોગવાઇનો ઉપયોગ નાદીરશાહે કરવા હુજત સાથ ના પાડી.

પુલીસ કોરટમાં ચાલેલી નાદીરશાહની તપાસનો વિગતવાર હેવાલ વલતે દીવસે ન્યુસપેપરોમાં લંબાણથી છપાયો, અને તે હેવાલની વિગત જીજીબાઇની ઝીલુને તેની સખી કેનટીનવાલાની કુકીએ પોહોચાડી. આ દુઃખભરી ખબર વાંચતાંજ સુંદર ઝીલુના સંતાપનો પાર રેહયો નહી, અને ખુન જેવા અપરાધ માટે ગુનેહગાર ઠરેલા પોતાના પ્યારા ધણી માટે તે સુંદર નાર જારેજાર રડવા લાગી.

ઘણીવાર રડયા પછી તેણી આ બની ગયલા બનાવ ઉપર વિચાર કરવા લાગી, અને આમબાઇજીને જણાવ્યા વગર બીજી સહવારે કુકીની સાથે મસલત કરી 'ઝીલુ' ખસુસેઠને બંગલે તેવનને મલવા મુંબઇ ગઇ.

ખસુસેઠ હજી બંગલામાંજ હતા અને નાદીરશાહનાજ કેસની જુબાની ધ્યાનથી તેવન વાચતા હતા, તેટલાંમાં નોકરે આવી ખબર કરી કે કોઇ બે પારસીબાનુઓ તેવનને મલવા માગે છે. ખસુસેઠ તેઓને મલવા તૈયાર થયા, અને તેજ વખતે તેઓને અંદર મોકલવાનો તેવને હુકમ કીધો.

ખસુસેઠે કદીબી એવો ખ્યાલ નહી કીધો હતો, કે ઝીલુ તેવનની મુલાકાતે આલી ચલાવી તેવનને બંગલે આવશે. તોપણ તે

આજે ચાલી ચલાવી તેવનને મલવા ગઇ છે. કુકીને હૉલમાં બેસાડી ઝીલુ ખસુસેઠ આગલ એખલી અંદર ગઇ. ઝીલુને જોતાંજ ખસુસેઠ અજબ થાઇ બોલી ઉઠયાઃ—

'ઝીલુબાઇ? કેમ તમે હીયાં!!'

'હા ખસુભાઇ. ઝીલુ બોલી. 'તમે જાણુતા હશો કે હું શું કરવા તમારે બંગલે ચાલી ચલાવી આવીછ.'

ખસુસેઠે ડોકું ધુનાવી હા કંહ્યું. તેવન ઝીલુના આવવાનું કારણુ તુરંતજ સમજી ગયા, અને કાંઇબી બોલ્યા વગર ગુપચુપ બેસી રેહયા.

'મને ન્યુસ વાંચવાનો ઘણોજ કનટાલો છે ખસુભાઇ.' ઝીલુ બોલી. 'આટલા બધા દીવસ મેં એ વાત જાણી નહી, પણ મારી કુકીએ આજે તમારો ચુકાદો મને ન્યુસમાં વંચાવ્યો. મારી રાત એવી તો ગેઇછ, કે. તેની ખબર ખુદાનેજ છે! પણ જ્યારે મને કુકીએ કેહ્યું, કે એ વાત તમારા હાથમાં છે, ત્યારે મને જીવ આવ્યો, અને બપાઇની જાણુ વગર, હું કુકી સાથે તમારી પાસે અરજ કરવા આવીછ. બીજા કોઇ માજીસ્ટ્રેટ પાસ મારાથી એમ જવાતે નહી, પણ તમારી પાસ મે આવવાની હિંમત કરી છે. ખસુભાઇ. તમે તેને પકડવાનુ વારંટ આપ્યું, અને તેને બંદીખાને નખાવ્યો."

'અફસોસ!' ખસુસેઠ એક દંમ ભરી મનમાં બોલ્યા.

'નાદીર ઉપર ખુનનુ બોહતાન મુકવામા આવ્યુ છે.' ઝીલુ બોલી. 'તમે તેને કેદખાનામાં નખાવ્યો, અને તેનો મુકદમો સેશનમા નોધ્યો. પણ તે બીલકુલ નિરદોશ છે. મારો નાદીર કદી ખુન કંરે તેવો છેજ નહી ખસુભાઇ."!!!

'અને જો તેણે ખુન કીધું હોય તો?' ખસુસેઠે જવાબ દીધો. 'જો તેણે ખુન કીધુ છે એમ સાબેત થયું તો!'

'તેમ બનેજ નહી.' ઝીલુ રડમસ થાઇ બોલી.

'મારી ખાતરી થાઇ ચુકી છે ઝીલુબાઇ. જબાની એવીજ પડી છે. ઇન્સપેક્ટર જેહાંગીરશાહે એવી રીતે કેસ સાબેત કીધો છે, કે 'અનારકલીનો કેસ' તો એની આગલ કુચ બીસાદ નથી.'

ઝીલુ આ વાત સાંભલી ફાટીજ ગઇ. ત્યારે શું નાદીર ફાંસી જવાનો! શું ખસુભાઇ વાત ખરી કહે છે, કે ફકત તેણીને પજવવા તેણીની મશકેરી કરે છે!

'ઝીલુબાઇ તમારી ઉપર પડેલાં દુઃખથી ખરેખર હું દુઃખી થાઉછ.' ખસુસેઠ બોલ્યા. 'સાંભલો. તમારે ખાતર નાદીરશાહને બચાવી લેવાનુ મેં મારાથી બનતું કીધુ! નાદીરશાહ ઉપરથી ખુનનુ બોહતાન મારી કોરટમાંથીજ હું ઉડારી નાખું, એવી મારી મરજી હતી. પણ તેના બેરીસટરે મને મુકદમો સેશનમાં નોધવાની ફરજ પાડી. તે છતાંબી મેં તેને બેગુનાહ સાબેત કરવાની દરેક તક આપી હતી. પણ તેણે પોતાનો બચાવ કરવા ના પાડી, મુકદમો સેશનમાં નોધવા કહ્યું. ઇન્સપેક્ટર જેહાંગીરશાહે સાબેત કીધું છે, કે ખુન નાદીર-શાહથી થયુ છે. કોરટમાં એતું સાબેત થાઇ ચુકયુ છે. કે નુનુનો ખુની કોઇજ નહી પણ તમારો ધણી નાદીરશાહ છે.'

'મારો નાદીર એવું કામ કરે નહી.' ઝીલુ રડી પડી બોલી. 'પુલીસે એ વાત ખોટી ઉભી કીધી છે. ખરાનુ ખોટું અને ખોટાંનુ ખરૂ કરવા માટે પુલીસ જાણીતી થાઇ છે. જો નાદીર પોતે એમ કેહ કે તેણે ખુન કીધુ છે, તો તેબી હું માનવા ના પાડુ છું.'

'તેણે હજી કબુલ કીધુ નથી કે તેણે ખુન કીધુ છે.' ખસુસેઠ કહ્યું.' "પણ સેશનમા તે કબુલ કરશે. જો તે નહી કબુલ કરે તોબી જબાની ઉપરથી 'જયુરી' તેને જરૂર 'ગીલટી' ઠેડવશે.'

'કોરટ ભુલે છે, યા તો કોરટ આ કેસમા પુલીસ ઉપર ઇતબાર રાખી ઠગાય છે.' ઝીલુ બોલી. 'પુલીસ જો નાદીરને ગુનેહગાર

હેડવે, તો બ્રીતીશ સરકારની ફરજ છે, કે એક બેગુનાહને બચાવી લેવા, તેનુ નિરદોશ પણુ સાબેત કરવું. રાજાબાઇ ટાવર કેસમા શું થયું ! સરકારે ગુનેહગારોને પકડી કાહડવાનુ કામ ખાસ આદમીઓના હાથમાં આપ્યું નહી, અને લોકમત એવું થયું કે પુલીસે પોતાની મરજી માફક સેવટ લાવી દીધું ! પારસીઓના વીચાર પ્રમાણે તે કેસનો ભરમ, અને ખરા ખુનીઓ નહી જણાયલા કેટલાક છુપા ગુનાહોની માફક ધંકાઇ ગયા !'

'ખસુભાઇએ ઝીલુને કાંઇ જવાબ દીધો નહી, અને ઝીલુએ બોલવા માંડયું.

'ખસુભાઇ મને તમે બાલક સમજતા ના. મારા ધણી તરફની મારી પવિત્ર ફરજ બજાવવા તમારી આગલ હું આવી ઉભી છુ. તમે મારા મુરબ્બી છો: આજે ચાર વરશ થયાં હું નાદીરશાહને અદરાઇ ચુકી છેઉ. મારાથી પોતાના દીલની એકબી વાત તેણે છુપાવી નથી. અને આવી એક નજીમ્ બાબદમાં તે લપટાયલો હોય, તો તેનો કાંઇબી શક મને પડયા વગર રેહતે નહી.'

'નવલશાહ નાનાવટીનો હકદાર વારેસ નાદીરશાહ હતે નહીં, અને નવલશાહની દોલત નવલશાહના મરણ પછી તેને મલતે નહી.' ખસુભાઇ બોલ્યા. 'એ ભેદથી નુંનું નામની ઓરત જાણીતી હતી. અને તે ઓરતનુ નાદીરશાહે ખુન કીધુ છે'

'એ બધી વાત નાદીરશાહને ખબર પડયા પછી તેણે પોતે મને કહી હતી.' ઝીલુ બોલી. 'તેને એવો ખ્યાલ હતો, કે ને જો તવંગરીઆથી ગરીબીમાં બદલાઇ જશે, તો તેથી હુ દલગીર થઇ જવસ. પણ તેમ વિચારવામાં તેણે ભુલ કીધી હતી, એવી મેં તેની ખાતરી કરી આપી હતી. મોટાં તેટલાં ખોટાં ! મારે મોટાં ઉપર મોહી શું કરવું છે ! મને તેના નામ અને મોબા સાથ શું નિસબત છે ! મને તેની દોલત અને માલમીલકતનુ શું કામ છે ! શું હું દોલત માટે તેને

ચાહતી હતી ! શું હુ પૈસા ટકા વાસતે તેની સાથ પરણુવા નિકલી હતી ! નહી ! હું મારા ખરા અને સાચ્ચા પ્યારથી તેને ચાહતી હતી, અને તેનો પ્યારબી તેવોજ હતો. એ મારા વિચારો મેં તેજ દાહડે નાદીરશાહને જણાવી, તેને ધિરજ આપી હતી, અને ત્યાર પછી તેની છાતી ઉપરથી એક મોટાં દુઃખનો બોઝો ઉંચકાઇ ગયો હોય એવી તેને નિરાંત થાઇ હતી, અને તે ખુશી થાઇને મારીથી છુટો પડયો હતો. તયાર પછી એને તે ઓરતનુ ખુન કરવાની જરૂર શું હતી ! કાંઇજ નહી! મેં તેને વચન આપ્યુ હતું કે દીલચમનના વારેસને હુ તેના પૈસા ટકા ખાતર પરણુતી નથી, પણુ પ્યાર ખાતર પરણું છું.આજે તે અમીર હતો, આવતી કાલે તે ફકીર થાય તોબી તેને પરણુવા હું જરાબી દલગીર થતે નહી ! '

'ખુદા જાણે ત્યાર પછી શું સેતાન તેને સુજ પડયો, કે એવું કામ કરવાની તેને ફરજ પડી.' ખસુભાઇએ ઝીલુનુ બોલતું કબુલ કરવા ના પાડી અને ઝીલ્લુ ફીક્કી પડી ગઇ.

'જો તમે એમ સમજતા હોવો કે તેણેજ ખુન કીધું છે, ત્યારે તો તે દીવાનો થાઇ ગયો હશે.' ઝીલ્લુ લાઇલાજ થાઇ બોલી. 'ખુદા જાણે તેની હાલત હાલ કેવી છે.'

'બચાવ તરફથી જયારે ઍલીબી રજુ થઇ શકતી નહી હોય, તો મગજની અસ્થીર હાલતમાં એ ખુન તેણે કીધું હતું, એવો બચાવ ઠીક થાઇ પડશે.' ખસુભાઇએ ટીકા કીધી.

'મને મારા દુખમાં દીલાસો દેવાને બદલે તમે મને દુખી જોવા ખુશી થાવોછ ખસુભઇ.' ઝીલુ ગુસ્સે થાઇ બોલી. 'મારા ધણીના છુટકારા બાબે હું તમારી સલ્લાહ લેવા આવી, અને તમે મુને આવા નાલાયક તાના મારી દુખી કરવામાં મોજ સમજોછ ! તમારૂ વચન કયાં છે ખસુંભાઇ. એક ખરા અને સાચ્ચા દોસત તરીકે જરૂરની વખતે તમે મને તમારી મદદ અને સલ્લાહ માટે આપેલુ વચન કયાં ગયું. ? શું તમે તે ભુલી ગયા ?'

'ઝીલુબાઇ તમે મારી મદદ અને સલ્લાહ માંગોછ, પણ મારી ખાતરી છે કે મારી સલ્લાહ તમારે ગલે ઉતરવાની નથી.' ખસુબાઇએ જવાબ દીધો. 'તમે મારી ખાનગી મુલાકાતે આવેલા છો, તેથી મારે કેહવુ જોઇએ, કે તમારા ધણીના છુટકારા બાબે હું કસીબી રીતની મદદ તમુને કરી શકતો નથી. તેને નિરદોશ ઠેડવવાનુ મારાથી બન્યું તેટલું મેં કીધું, અને અંતે મેં તેની હુજતથી તેને પડતો નાંખ્યો. એટલી મદદ હું કરી ચુકોછ, અને તમારા આવવા અગાઉ વગર કેહવે મેં તગારી તરફ મારી ફરજ બજાવી છે. હવે તમે મારી સલ્લાહ માંગોછ, તો મારી તમુને એકજ સલ્લાહ છે, કે આવાં સંકટમાં તમે હિંમત રાખો. નાદીરશાહને હવે તમે ભુલી જાવો. તેનુ નામ વિસરી જવાની ખુદા તમુને નેક તોફીયત બખશે. જેને તમે ચાહયો તે તમારા પ્યારને લાયક નહી હતો. જેની ઉપર તમે તમારાં ભવિશની ઉમેદનો કીલ્લો બાંધ્યો, તેણેજ તમારાં સુખનો નાશ કીધો. તે તમારે લાયક નહી નિવડ્યો. નાદીરશાહને બસ પડવાથી તમે કદીબી સુખી થતે નહી, વાસતે મારી સલ્લાહ તમુને એજ છે કે હવે તમે તેને મુકી છુટો !'

આ સલ્લાહના સખુનો સાંભલી ઝીલુના ગુસ્સાનો પાર રેહ્યો નહી અને તુરતજ તે બોલી ઉઠી. 'તમે મને એવી નાલાયક સલ્લાહ આપોછ ખસુબાઇ ! હું તેને તેની પડતીમાં મુકી દેઉ !! એક અતી વાહલો દોસત, વફાદારીનુ ડોલ ઘાલી જીંદગી સુધી સુખ દુખમા ભાગ લેવાનુ તેને વચન આપી, તેની પડતીમાં તે પોતાના દોસતને મુકી છુટે છે, પણ એક ખરી વફાદાર અને હકદાર ઓરત કદીબી પોતાના ધણીને તેની પડતીમા મુકી દેતી નથી. ધણી ધણીઆનીનુ જોડું એક કાતૂર સમાન છે, અને તે બે જન વચ્ચે જેબી કાંઇ આવે છે, તે સાબુત કતરાઈ જાય છે. જયારે પડતીના વખતમાં સરવે અતલગના અને પીછાણુના તેને તરછોડી જાય છે; જયારે તેના અતી વાહલા દોસતો તેને તજી જાય છે; જયારે દુરના અને નજદીકના આપમતલબી ખેશીઓ તેના તેવા વખતમાં પોતાના મોંહડાં છુપાવતા ફરે છે, ત્યારે

એક ખરી વફાદાર ઓરત પોતાના ધણીની સેવા બજાવવા તેની પાસેજ રેહ છે. **ખસુભાઇ, નાદીરશાહને** કદીબી હું મુકી છુટનાર નથી. એ વાત મારાથી બનનારજ નથી. તેના જીવ સાથ મારો જીવ પાક વચનથી મેં જોડેલો છે, અને જો તેના જીવને કાંઇ નુકસાન થશે, તો તેટલુજ નુકસાન મારા જીવને પણ થશે. **ખસુભાઇ**, જયારે તેના અપાર સુખમાં હું ભાગ લેવા તૈયાર થાઇ, ત્યારે તેનાં આવાં દુખમાં તેને મુકી છુટુ. જયારે તેની હોરમતમા હુ સુખ સમજી, ત્યારે તેની બેહોરમતીમા હું તેનાથી દુર જાઉ !!! તેની ઉપરનુ આ દુઃખ ઘણુજ ભારી છે. તે એખલો આ દુઃખનો બોજો ઉંચકી શકનાર નથી! હમો બંન્ને જન સાથે મલી એ દુઃખ સેહલાઇથી ઉંચકી લેઇશુ ! તેની ફજેતી થવા દો ! તેને તુરંગની સજા થંવા દો ! તેને બેહોરમત થવા દો ! અને તેને ખુનીબી ઠડવા દો ! પણ હું તેને ચાહવાની ! મારો ખુદા એકજ છે, મારો બાપબી એકજ છે, અને મારો ધણીબી એકજ છે! મારૂ જીવવુ અને મરવું તેનીજ સાથે છે.'

**જીજી ઘોઘાની ઝીલુમા** આટલું બધું પાંણી છે, એમ કદીબી **ખસુસેઠે** ધારયું નહી હતું. **ઝીલુનુ** આ બોલવું તેણે ઘણાજ ધ્યાનથી સાંભલી લીધું અને કેવી રીતે આ દુઃખ ભરી મુલાકાતનુ સેવટ લાવવુ, તેના તે વિચારમાં પડયો, તેટલામાં **ઝીલુએજ** ખુરસી ઉપરથી ઉઠતાં પાછુ બોલવા માંડયું. 'હું તમારી રજા લેઉછ **ખસુભાઈ**. મે તમારી પાસે આવવામા ભુલ કીધી.'

'હુ લાચાર છેઉ **ઝીલુબાઇ**.' **ખસુભાઇ**. દલગીર થાઇ બોલ્યા. 'મારી જગ્યાએ તમે જો હોવો, અને **નુનુંના** ખુનીની તપાસમા પડેલી જબાનીનો જો તમે તોલ કરો, તો તમેબી **નાદીરશાહને** ખુની ઠેડવો. હું તમુને જબાનીનો થોડો ભાગ વંચાઉં તે ઉપરથી તમેજ મત આપો.'

'કેઇ જબાની ઉપર તમે ખાસ વજન મુકોછ **ખસુભાઇ**?' **ઝીલુએ** સવાલ કીધો.

'બોલે બોલ જબાની ઉપર હું ખાસ બાર મુકુછુ !' ખસુભાઈએ કહ્યું. 'પણ તે બધી જબાની જણાંવ્યા કરતાં એકજ બાબદ ઉપર હું તમારૂ ધ્યાન ખેચુંછ. નુંનુંનુ ખુન મંગલવારે, એટલે બલેવને દાહડે રાતે નવ અને બારની વચ્ચે વરલીના બાણુ ઉપર થયું હતું. બલેવને દાહડે રાતે નાદીરશાહ ઘેરમાથી આઠ વાગે નિકલી બાહર ગીયો હતો, અને રાતે બે વાગે પાછો ફરીઓ હતો પણ એટલો વખત તે કયાં હતો, અને તે કયાં ગયો હતો, તેનો હીસાબ તે આપી શકતો નથી.

'સબર સબર ખસુભાઇ! જરા સબર કરો!' ઝીલુ એકદમ ખુરસી ઉપરથી ઉઠી ખસુભાઇનો હાથ પકડી તેને આગલ બોલતો અટકાવી બોલી. 'મગલવારે રાતે! બલેવની રાતના!!!'

'હા બલેવની રાતના!!!'

'હું તમુને હમનાજ કહી આપુ કે તે કયાં હતો!' ઝીલુ ખુશી થાઇ બોલી. 'મે તમુને પેહલેથીજ કહ્યું કે નાદીરશાહ ખુની નથી, તે બેગુનાહ છે.'

'તમે જાણોછ તે કયાં હતો તે?'

'જો એજ બાબદ તમે તેને સેંશન કમીટ કીધો હોય તો તે બીના હું જાહેર કરવા તૈયાર છેઉ. બલેવને દાહડે નાદીરશાહ આંખી રાત મારી આગલ હતો.'

'શું રાતે બે વાગા સુધી અને તેબી વલી તમારી સાથ!'

'હા ખસુભાઇ મારી સાથ! મારે બંગલે!!'



# પ્રકરણ ૨૩ મું.

## બલેવની રાતનો બનાવ.




હીરશાહ મારે બંગલે હતો.' ઝીલુએ છાતી ઠોકી કહ્યું. 'બલેવને દાહડે રાતે લગભગ બે વાગા સુધી હમો એકમેક સાથ વાંત ચીતમા ગુંટાએલાં હતાં.'

માજીસ્ત્રેટ ખંડાલેવાળા આ નવી વાત જાણી ડંગજ થાઇ ગયા, અને ઝીલુનુ બોલવું એક સ્વપના જેવું સમજી ફરી ફરી પુછી પોતાની ખાતરી કરવા લાગ્યા.

'નાદીરશાહ બલેવને દાહડે રાતે તમારે ત્યાં હતો! રાતે બે વાગ્યા સુધી તમારે ત્યા! અને તમારી પેલી સહી કુકીઆઈ અને બપાઇ અમબાઇજી તથા નોકર નપરોએ તેને જોયો હતો.?'

'નહી. તે છુપી રીતે આવ્યો અને છુપી રીતે ગયો હતો.' ઝીલુએ જવાબ દીધો. 'તેની એવી મરજી હતી કે તેના આવવાની ખબર ઘેરમા કોઇને પડવી નહી જોઈએ.'

'આએ જબાની જો કોરટમા તમે આપો, તો ઝીલુબાઇ તમે નીંન્દાખોર લોકની નવી નાલેસીમા આવી પડો!' ખસુસેઠ મોહડું કુમલાવી બોલ્યા. 'એ ઉપરથી સાફ માલમ પડે છે કે તમે તમારી આબરૂના ભોગે નાદીરશાહને બચાવવા બાહર પડયાં છો.'

'તમે આવું બોલી મને અપમાન કરોછ ખસુબાઇ.' ઝીલુ બોલી. 'શું તમે એમ કેહવા માંગોછ કે હું જુઠું બોલુછ.'

'જીલું સાંભળો.' **ખસુસેઠે** જવાબ દીધો. "મારા હાથમા હવે **નાદીરશાહને** છોડવાનો ઇલાજ રેહયો નથી, તે કરતાં તમે મારા સવાલનો જો ખાતરી પુરવક જવાબ આપશો તો હું તમુને શુ કરવુ અને કેમ કામ લેવું તેનો રસતો દેખાડી આપશ. ચાલો, ત્યારે હવે બલેવને દાહડે રાતના તમારી અને **નાદીરશાહની** વચ્ચે જે કાંઇ બન્યુ હોય તે તમે બોલે બોલ બોલી જાઓ.

## બલેવની રાત.

'**ખસુભાઇ**, આએ વાત તો મે તમુને જણુાવી હતી કે **નવલશાહશેઠ** મારી ગરીબીને લીધે પોતાના તવંગર બેટાની સાથ મારા લગન કરવા ના પાડતા હતા. મારા જેવી એક ખાનદાની પણુ પૈસે ગરીબ વહુ **નવલશાહને** પસંદ પડતી નહી હતી.

'**નાદીરશાહ** અને **નવલશાહ** વચ્ચે એ બાબદ હમેશ તન પાંચ થયા કરતી હતી. **નાદીરશાહ** હમેશા મને મલવા મારે ઘેર આવતો જતો હતો, પણુ મારા બપાઇને તેનું તેવી રીતે આવવું જવું પસંદ પડયું નહી, અને મને સખત તાકીદ કીધી, કે જયાં સુધી **નવલશાહશેઠ નાદીરશાહને** પરણુવાની પરવાનગી આપે નહી, ત્યાં સુધી મારે **નાદીરશાહને** ઘડી ઘડી મલવું નહી, અને **નાદીરશાહેઓ** આંઠ દાહડે એક વખત કે બે વખત ફેરો ખાઇ મલી જવુ અને તેઓ મારાં મોટાંમાય ઘેરમા હોય ત્યારેજ આવવું, જેથી લોકમા નીન્દા થાય નહી. મે તેવનને ઘણુાઓ સમજાવ્યાં પણુ તેવને પોતાનો ઠેડાવ પાછો ફેરવ્યો નહી. અંતે મે તેવનનો એ વિચાર **નાદીરશાહને** જણુાવ્યો; અને **નાદીરશાહે** તેથી બહુજ અપમાન માની લીધુ.'

'**નાદીરશાહનુ** મારે ઘેર રોજ આવવુ જવું તે દીવસથી બંધ થયું હતું. બીજે દીવસે, એટલે આતવારે **નાદીરશાહનો** નોકર **ખરશેદ ખીચરો, ફુકીને** મારે નામનુ એક કાગજ આપી

ગયો. તે કાગજમા **નાદીરશાહે** મારી સાથ કાંઇ ખાનગી વાત કરવા માટે એક છુપી મુલાકાત લેવા બજીદ થાઈ લખ્યું હતું. તેમા તેણે લખ્યુ હતું કે હમારાં ભવિશનુ સુખ, તે મુલાકાતના પરીણામ ઉપર અટકેલું હતું. કીયે દાહડે, કયાં અને કીયે વખતે **નાદીરશાહે** મને મલવા આવવું તે જણાવવા તેણે તે કાગજમા લખ્યું હતું. મેં તેને મંગલવારને દાહડે, એટલે બલેવને દાહડે રાતે નવ વાગે, મારા બંગલાને પાછલે દરવાજેથી બાગમા આવવા જણાવ્યું હતું.'

'તમે કીયે દાહડે **નાદીરશાહ** ઉપર કાગજ લખ્યું હતું!' **ખસુશેઠે** સવાલ કીધો.

'મંગલવારે.' **ઝીલુએ** ઝટ જવાબ દીધો. 'મંગલવારે બે અને તન વચ્ચે મેં કાગજ મોકલ્યું હતું. બરાબર રાત્રે નવ વાગે હું મારા બંગલાના પાછલા દરવાજા આગલ ગઈ, અને બરાબર નવ વાગે **નાદીરશાહ** તે દરવાજા આગલ આવી પુગો હતો. દરવાજાની ચાવી માલી પાસે હોવાથી **નાદીરશાહ** બાગમાં દાખલ થાઇ શકયો નહી. મેં તેને આવતી કાલે ઘેરમા બોલાવ્યો, પણ તેણે કહ્યું, કે ઘરમાં આવી મારાં મોટાંમાયનુ દીલ દુખાવવા તે રાજી નથી, અને તેટલાં વાસતે તેને જે કાંઇ કેહવુ છે, તે આજે રાતેજ કેહવા માગે છે. તેણે બાગની દેવાલ કુદાવી અંદર આવવાની તજવિજ કીધી. મેં તેને એવી હુલ્લડાઇ કરવા ના કહ્યું, સબબ દેવાલની ઉપર બાટલીના કાચ જડી લીધેલા હતા. તેણે મારૂ કહ્યું માન્યું નહી; મને હસી કાહડી; અને બજીદ થઇ અંતે તે દેવાલ ઉપર ચહડી બાગમા કુદી પડયો. તેની હુલ્લડાઇ અને હુજત આગલ મારૂ કાંઇ ચાલ્યુ નહી. તે પોતાના કમનસીબ કિસમતની કાહાંણી કેહવા આવ્યો હતો.'

હમો બન્ને ઝાડને ઓથે બાંક ઉપર બેહાં, અને થોડી વારમા વરસાદ પડયો. વરસાદમા મને ભીંજાતી જોઇ તેણે મને પોતાની

છતરીમા લીધી. બાગમા હમો ઘણુ કલાક બેઠાં. રાત પુરી થવા આવી, પણ તેના દુ:ખની વાત પુરી નહી થઇ. અંતે ઘડીઆલમા બારની ટકોરી મેં સાંભલી. તેને ઘણુ લાંબએ જવાનુ હોવાથી, મેં બજીદ થાઇ તેને જવા કહ્યું. મારો સધીઆરો સાંભલી તે પોતાનુ દુ:ખ ભુલી ગયો, અને મેં તેના ચેહરા ઉપર ખુશાલીનો છાપ જોયો હતો. જેવી રીતે બાગમા તે દાખલ થયો હતો, તેવીજ રીતે પાછો દેવાલ ઉપર ચહડી તે બાહર ગયો હતો.'

'વારૂં, વરસાદ જયારે પડયો ત્યારે તે કયાં હતો ?'

'ત્યારે તે મારી પાસે બાંક ઉપર બેઠેલો હતો.' ઝીલુએ તુરત જવાબ દીધો. 'વરસાદ પડયો ત્યારે તેણે મને પોતાની છતરી ઓઢારી હતી.'

'તમે જરા સબર કરો.' ખસુશેઠે તુરતજ ખુરસી ઉપરથી ઉઠી પોતાની ટેબલ આગલ જઇ એક કાગજ લખી કાહડયું અને પોતાના નોકરને બોલાવી કહ્યું:—

'આ કાગજ હમણાને હમણાજ સેતાન બંગલામાં ઇન્સપેકટર જેહાંગીરશાહને હાથો હાથ આપી આવ.'

'ઝીલુબાઇ, નાદીરશાહે તમારી ઉપર જે કાગજ લખ્યું હતુ તે તમે રાખ્યુ છે ?'

'તે કાગજ હજી મારાં ગજવામાંજ પડેલું છે.' ઝીલુએ તુરતજ એક ચોરાયલું કાગજ પોતાના ગજવામાંથી કાહડી ખસુશેઠને આપ્યું.

'બીજી સાબેતી જો તમને જોઇતી હોય તો, મેં જે કાગજ નાદીરશાહ ઉપર લખ્યુ હતું, તે તેની પાસથી મલી આવશે.' ઝીલુ બોલી.

'તે કાગજ તેણે બાલી નાખ્યું છે, એમ તે કેહછે !' ખસુશેઠ બોલ્યા. 'એમ તેણે પોતાની જબાનીમાં લખાવ્યું છે.'

ખસુશેઠને હવે ધ્યાન આવ્યુ કે જે કાગજોનો નાદીરશાહે બાલીને નાશ કીધો હતો, તે બધાં ઝીલુનાં કાગજ હોવાં જોઇએ,

અને **નાદીરશાહના** નોકર **ખરશેદ ખીચરાએ** '**તે કદી ના કહેવાની નથી**' એવા સખુનો પોતાના શેઠને બોલતા સાંભલ્યા હતા, તે **ઝીલુનેજ** વાસતે **નાદીરશાહ** બોલ્યો હતો, એવી તેની હવે ખાતરી થવા લાગી.

'પણ ત્યારે એ બધી વાત તેને છુપાવવાનુ કારણ શુ હતું?' **ખસુશેઠે** સવાલ કીધો.

'મારી ઇજજત, મારાં ખાંનદાંનની ઇજજત, અને મારૂ નામ બચાવવા તેણે ખરી વાત છુપાવી હશે.' **ઝીલુ** રડમસ થઇ બોલી. 'મારા જેવી એક કુમારી અબલા બાગમાં મોડી રાત સુધી તેની સાથ બેસી રેહ,' અને તેની સાથ મસલત કરવા છુંપી મુલાકાત લીએ, એ નામોસીમાંથી મને બચાવવા તેણે ખરી બીના છુપાવી હશે, અને મારિ ખાતર, મારીં ઇજજતને ખાતર તેણે પોતાની ગરદન મોતને સવાધીન કરવામા વાજબી વિચારયુ હશે!'

'**ઝીલુબાઇ.**' **ખસુશેઠે** મોહડુ કુમલાવી કહ્યું. 'તમારા **નાદીરશાહે** ઘણીજ બેવકુફાઈ કીધી છે. હું કેહુ છું કે તે એક પેહલા નંબરનો ઘધેડો છે! તેણે કોરટ સમક્ષ પોતાનો બચાવ નહી કરી કોરટને તે ખોટે રસતે દોરવી લેઇ ગયો. જો તે મને પોતાનો આ બચાવ કેહતે તો આટલો બધો ગુચવાડો કદી નહી થતે, અને હું તેજ ઘડી તેને છોડી મેલવાનો હુંકમ કરતે. પણ હવે **નાદીરશાહને** છોડી મુકવાનો અખત્યાર મારા હાથમા રહયો નથી. તમે **નવલશાહશેઠને** ત્યાં જઇ તમારી સરવે હકિકત કહી, તમારી જબાની તેવનના સોલીસીટરોને ત્યાં નોંધાવો, અને **નાદીરશાહનુ** આ કાગજ તેના સોલીસીટરને દેખાડજો. વલી ઇન્સપેકટર **જેહાંગીરશાહ** ઉપરબી મેં લખી મોકલ્યુ છે. તેવણું જોઇતી તપાસ કરશે, અને જો **નાદીરશાહ** બલેવને દાહડે રાત્રે તમારી પાસ આવેલોજ હશે, તો ઇન્સપેકટર **જેહાંગીરશાહ** તેનું નિરદોશપણું સાબેત કરવા કદીબી પછાત પડશે નહી.'

'ખસુભાઇ, **જેહાંગીરશાહ** ઉપર **નાદીરશાહના** બચાવની તમે આસા રાખોછ તે કેમ બને !' **ઝીલુએ** કહ્યું. '**જેહાંગીરશાહે** તો તેને પકડયો છે, અને તે તો તેને ફાંસીને લાકડે ચહડાવવા તલપી રેહયો છે.'

'તેવણ બીલકુલ અપક્ષપાત છે એમ હું તમુને ખાતરીથી કેહુ છુ.' **ખસુશેઠે** કહ્યું. 'ગેઇ કાલે સાંજના સરકારી વકીલે મને એજ મુકદમા બાબદ જણાવ્યુ હતું, કે ઈન્સપેકટર **જેહાંગીરશાહ** હવે **નાદીરશાહને** નિરદોશ ઠેડવવા માગે છે. જે વખતે **નાદીરશાહે** પોતાના બચાવ માટે **ઍલીબી** કોરટમાં રજુ કરવા ના પાડી, તેજ વખતે **જેહાંગીરશાહે** તોહમતદાર ઉપરનો 'ચાર્જ' પાછો ખેંચી લેવા સરકારી વકીલને ફરમાસ કીધી હતી, પણ સરકારી વકીલને તેમ કરવું વાજબી નહી લાગવાથી, **જેહાંગીરશાહ** હવે તોહમતદારને નિરદોશ ઠેડવવા માટે ખરા ખુનીની તપાસમાં ફરે છે.'

'ત્યારે હું **જેહાંગીરશાહને** તેડાવી મંગાઉ તો કેમ—

'તેવણને જો મારી ચીઠી પુગી હશે, તો તમે ઘેર જઇ પુગો તે આગમજ તેવણ તમારા બાગના પાછલા ભાગની તપાસ કરીબી ચુકા હશે.'

'ત્યારે હું **નવલશાહશેઠ** પાસ જવશ.' **ઝીલુ** ઉઠતાં ઉઠતાં બોલી. '**નાદીરશાહને** નિરદોશ જાણી તેવણ જરૂર ખુશી થશે, અને તેનો બચાવ કરવા મને જરૂર મદદ કરશે.'

**ઝીલુએ** ઉઠી **ખસુશેઠની** મેહરબાનીની માટે ઉપકાર માની **કુકીની** સાથે ચાલવા માંડયુ, અને **ખા. બા. ખનડાલેવાલા ઝીલુની** હિંમત ઉપર આફરીન કરી મનમા બોલ્યા:—

'યા ખુદા, બઇરી જો કોઇને મલે તો આએ **ઝીલુની** જેવીજ મલજો.'

---



# પ્રકરણ ૨૪ મું.

## 'એ કોઇ પારસી છે કે અંગ્રેજ?'



જી ઘોઘાની ઝીલુની મુલાકાતથી ખરશેદજી ખંનડાલેવાલા જેટલા અજબ થયા હતા, તેટલાજ બલકે તેથીબી વધારે અજબ ઑાનરેબલ નવલશાહ હીરજી ઝીલુને પોતાની મુલાકાતે એકદમ આવેલી જોઇ થયા.

'ઝીલુબાઇ! જીજીઘોઘાના ઝીલુબાઇ!!' નવલશાહ ઝીલુને જોતાંજ બોલ્યા.

'હાજી. હું જીજી ઘોઘાની ઝીલુબાઇ.' ઝીલ્લુએ દલગીર ચેહરે જવાબ દીધો.

'બેસો. બેસો ઝીલુબાઇ.' નવલશાહે ખુરસી દેખાડી કહ્યું. 'પેલા કમનસીબ નાદીરશાહ વિશે કાંઇ ખબર મેલવવા તમે આવ્યાં હશો ઝીલુબાઇ?'

'નહીજી. હું ખબર મેલવવા આવી નથી પણ ખબર આપવા આવેલી છેઉ.' ઝીલુએ એકદમ ખુલાસો કરી દીધો. 'નવલશાહશેઠ, નાદીરશાહ બેગુનાહ છે. તે નિરદોશ છે.'

'મેં કાંહાં કહ્યું કે તે ગુનેહગાર છે?' નવલશાહે સાદો અને ટુંકો જવાબ દીધો. 'પણ દલગીરીની વાત એ છે કે તેનું નિરદોશપણું આપણું સાબેત કરી શકતા નથી.'

'હું તેનું નિરદોશપણુ સાબેત કરવા આવીછ.' ઝીલુએ જવાબ દીધો. 'મારી પાસે તેની પુરેપુરી સાબેતી છે નવલશાહશેઠ.'

'ઝીલુબાઇ, સાબેતી એટલે શું, તે તમે સમજોછ કે?' નવલશાહે ઝીલુને નાદાન છોકરીમા ખપાવી કહ્યું.

'જી હા.' ઝીલુ, નવલશાહનુ બોલવું સમજી જઇ બોલી. 'માજીસ્ત્રેટ ખરશેદજી મારાં મોટાંમાયની પીછાનવાલા હોવાથી, હું આજે સહવારના તેવનની મુલાકાતે એજ કારણસર મારી સહી કુકીઆઇ સાથ ગેઇ હતી. મેં તેવનની ખાતરી કીધી છે, અને તેવન પણ કેહ છે કે નાદીરશાહ નિરદોશ હોવો જોઇએ!'

'શું મેજીસ્ત્રેટ એમ કબુલ કરે છે ઝીલુબાઇ?' નવલશાહ દાનતેજારીથી પુછવા લાગ્યા. 'શું તેવન એમ ખરેખર બોલ્યા!'

'હાજી.' ઝીલુએ નમનતાઇથી જંવાબ દીધો. 'મેં તેવનને જે ખુલાસો કીધો તે ઉપરથી તેવનની ખાતરી થઇ છે. મેં તેવનની ખાતરી કીધી, કે જે રાતના નુંનુંનુ ખુન થયું હતું, તે રાતના નાદીરશાહ મારી સાથે મારાં મોટાંમાયનાં બાગમાં હતા. તેવને મને બાગમાં મલવા માટે આગમજથી નક્કી કીધું હતુ.'

'ખરેખર!' નવલશાહ આ નવી ખબરથી ખુશ થઇ બોલી ઉઠયા. 'દીકરા ઝીલું તું નાદીરશાહને બચાવશે! તે કમનસીબ! તે હિણભાગ્યનું તું વતરોગ હવે કોઇ નથી! તારી જબાની ઉપર તેની જીંદગી લટકેલી છે! હું શું કરી શકું? તું જેબી કેહ તે કરવા હું તૈયાર છું. કોઇબી રીતે મારાં ખાનદાનને લાગતો કલંક દુર થાય એટલુંજ હું માગુંછ.'

'કેવી રીતે નાદીરશાહને બચાવવો તેની મને કાંઇ સમજ નથી મુરબ્બી.' ઝીલુ બોલી. 'હું કોરટ દરબારની વાતથી બીલકુલ બેખબર છેઉ. માજીસ્ત્રેટ ખંડાલેવાલાએ મને તમારી મુલાકાત લેવાની બલામણુ કીધી, અને તેવનના કેહવાથીજ હું તમારી આગલ આવીછ.'

'શાબાસ, શાબાસ. દીકરા **ઝીલુ.'** **નવલશાહ** ખુશી થાઇ નિરાંતથી બોલ્યા. 'મારા **નાદીરે** તારા જેવું એક નાદર જહવેર મેલવવા માટે મારી સાથ આજ વરસો થયાં બાથ ભીડી હતી! કેવી ડાહી અને કેવી સ્યાની છોકરી. ખાનદાની લોહી છુપું રેહતુજ નથી. હીરો પોતાનુ આબ કેમ તજે! **ઝીલુ** આજથી તું મારી દીકરી છે. મારો **નાદીર** તારો હકદાર ધણી થશે, અને તમો બંન્ને જન સુખી થશો. હું ધારૂછ કે આપરે ગીરધર સોલીસીટરની સલ્લાહ લેઇએ. હું તેને 'તેલીફોન' કરી હીયાં તેડુંછ. પણ સબર. ગીરધરના કરતા, મારા **હીરાજીને** એ વાત પેહલાં જણાવવી જોઇએ. ઠીક ધ્યાન આયું.'

**હીરાજીનુ** નામ સાંભલી **ઝીલુએ** ઉદાસીત નજરે **નવલશાહ** તરફ જોયું અને **નવલશાહ** **ઝીલુની** મતલબ જાણી જઇ બોલ્યા :—

'તેની કાંઈ ફિકર નહી દીકરી. **હીરાજી** મારો દીકરો છે. **નાદીરશાહ** અને **હીરાજી** એક ભાઇ ભાઇઓ છે. તેનો દરેક ખવાસ **નાનાવટીના** ખાનદાનને દીપાવે તેવો છે. મારાં ખાનદાનની શોભામાં તે વધારો કરે તેવો છે. તુ જાણેછ કેની દીકરા કે **હીરાજી** એક બૅરીસટર છે? તેની સલ્લાહ આપણને ઘણીજ કામની થાઇ પડશે.'

**નાદીરશાહના** બચાવ બાબદ **હીરાજીની** સલ્લાહ લેવામા આવે એ સવાલજ પેહલાંતો **ઝીલુને** વાંધા ભરયો લાગ્યો. **નવલશાહની** આ નવી ખાએશથી **જીજીવોવાની** **ઝીલુ** પાછી ઉદાસ થાઇ ગઈ, અને તેના ચેહરા ઉપર પ્રગટી રેહલી ખુશાલી **નવલશાહનો** આ તાજી ગોઠવણથી એકદમ હવા થાઇ ગઇ.

**નવલશાહે** **ઝીલુની** ઉદાસીનું ખરૂ કારણ તુરતજ જાણી લીધું.

'તારાં દીલમાં તું કાંઇ અંદેશો ના કર દીકરા **ઝીલુ.'** **નવલશાહે** પીત્રૂભાવથી **ઝીલુના** માથા ઉપર હાથ મુકી દીલાસો દીધો. '**હીરાજીના** નામથી તું ડરી ના જા. **હીરાજી** તો તારા **નાદી-**

રને જીગરથી ચાહે છે. **નાદીરશાહનો** બચાવ કરવાનુ અને કેસ ચલાવવાનુ કામ **હીરાજીએ** માથે લીધું છે. તે પોતે **નાદીરશાહને** નિરદોશ માને છે. હું તેને હમના બોલાવી મંગાઉ, પણ તે આવી શકે તેમ નથી. **નાદીરશાહની** માય ઘણીજ ગભરાય છે તેથી તે ત્યાં રોકાયલો છે.'

**નાદીરશાહના** માય?' **ઝીલુંએ** સવાલ કીધો.

'હા દીકરી. એ બધી બાબદનો ખુલાસો, તુને **નાદીરશાહ** પોતે કરશે.' **નવલશાહ** જવાબ દઇ ઉઠયા. 'પણ આપણને વખત ખોવો જોઇએ નહી. ચાલ આપણુ બંન્ને જન **હીરાજીને** પેહલ્લાં મલીયે અને—

'અને ત્યાર પછી બાવાજી આપણુ **મી. મેકફરસંન બૅરીસટરને** મલીયે. નહી તો **મી. ઇનવેરારીટી** પાસે જઇએ.' **ઝીલુંએ** કરગરી કહ્યું. 'એ લોકનુબી મત લીધેલુ કામનુ છે.'

**નવલશાહે** તુરતજ પેહલ્લાં **હીરાજીને** ઘેર જવાનુ ઠેરવ્યું, સબબ **હીલ્લુબાઇ** ધાસતી ભરી બીમારી ભોગવે છે, એમ જાણવા પછી તેવને કોઇબી રીતે તેણીને મલવા જવાનો વિચાર નક્કી કીધેલો હોવાથી, આ તક તેવને જતી મુકી નહી. તેવને તુરતજ કપડાં પેહડવા માંડયાં, અને ગાડી જોડવાનો એકદમ હુકમ આપી **ઝીલુને** પુછ્યું:—

'મારી સાથે **હીરાજીને** ઘેર આવશો કે દીકરા!'

'મોટી ખુશાથી મુરબ્બી.' **ઝીલુએ** જવાબ દીધો. '**નાદીરશાહના** બચાવ માટે તમે મને જયાંબી લેઇ જશો ત્યાં આવવા હું તૈયાર છું. પણ મારાં મોટાંમાય મારી વાત જોઇ ફીકર કરે નહી, વાસતે કોઇ પાસ મારે ઘેર કેહવાડશો? **કુકીબાઈ** આપણુ પાછા ફરીએ ત્યાં સુધી હીયાજ બેસશે.'

વાંચનારે જો **નવલશાહ** ઉપર તે વખતે નજર કીધી હોત, તો તેવનની ગએલી જુવાની કેવી અજાએબ જેવી રીતે આએ વખતે

પાછી આવી હતી, તે તેવનના ખીલેલા ચેહરા, અને ખુશીથી ઝલકતી આંખો ઉપરથી તેને જણાઇ આવત.

**નાદીરશાહ** નિરદોશ છે, અને માજીસ્ત્રેટ ખંનંડાલેવાલાનીબી તેના નિરદોશપણા વિશે ખાતરી થાઇ છે, એવી વાત જાણતાંજ તેવનના આંગમાં જવાનીનું ગએલું જોર પાછુ આવવાં લાગ્યું. તેવનની નાતવાની, ઉદાસી, અને બીમારી એકદમ ઉડી ગઇ, અને ઝડપથી કપડાં પેહડી **ઝીલુ** સાથે નીચે ઉતરયા.

**નવલશાહે** એક માણસ **અમબાઇજીને** ત્યાં દોડાવ્યું, અને **ઝીલુએ કુકીબાઇને** પોતે પાછી ફરે ત્યાં સુધી દીલચમનમાં બેસવા કહી, ગાડીમા બેસી પોતે નવલશાહ સાથ બંન્ને જન **હીરાજીને** બંગલે ચાલ્યાં.

* * * *

"જરા જલદી જાઉન દે કોચમેન."

**નવલશાહે** અધીરાઇથી કોચમેનને તાકીદ કીધી. કોચમેને ઘોડાને ચીમકી લગાવી અને ગાડી સડસડાટ પવન વેગે નિકલી ચાલી. સેજવારમા ગાડી **સેતાન બંગલા** આગલ આવી ઉભી રહી. **નવલશાહ** અને **ઝીલુ** તુરતજ ગાડીમાથી ઉતરી પડી ઉપર ચાલ્યાં.'

ગાડીના અવાજથી રાએતા **પ્રમાણે સુનઇલેખરીએ** બારીમાંથી ડોકું કાહડી નજર કીધી, અને ગાડીના ભપકા ઉપરથી, કોઇ 'મોટે ઘેરનાં,' **હીલ્લુબાઇને** જોવા આવ્યાં છે, એમ સમજી પોતે ઘરના વડાંવંડેરાંનું ડોલ ઘાલી દાદર સાંમે **નવલશાહ** અને **ઝીલુને** લેવા ગઇ.

'બાવા આવો મરૂં! બાવા આવો!' **ઝીલુ** ને **નવલશાહની** પાછલ દાદર ઉપર ચહડતી હતી તેણી ઉપર જાણે હમનાજ **સુનઇની** નજરે પડી હોય તેમ નજર કરી બોલી. 'માય આવો મરૂ. પેર તાહાંરો આવો! આવો માય.—'

**નવલશાહે સુનઇના** સીપલાટની ઝાજી દરકાર કીધી નહી, અને તુરતજ પોતાના તહરાસમાંજ સવાલ કીધો, અને **સુનઇ** તેથી તડકાવા લાગી.

'કાંહાં છે **હીરાજી?**'

'તેવન બાહર ગીયાછજી.' **સુનઇએ** જવાબ દીધો. 'માય બેસો. જી ભરાયાં બેસો. બાવા, બેસો. તેવનને આવતાં અરધો કલાક થશે.'

'ત્યારે તેટલો વખત આપણે થોબશું.' **નવલશાહે ઝીલુ** તરફ ફરીને કહ્યું.

'ઓ હારે મરૂં.' **સુનઇએ** સીપલ્લાટ પાછો ચલાવ્યો. 'મારાં માથાં ઉપર ને મારી આંખ ઉપરરે મરૂ! માય બેસોરે મરૂ! પેત્ત તાહરાં બેસોરે–

પણ **નવલશાહ** કાંઇ બેઠા નહી. તેવનનુ ઘક ધ્યાન **હીરાલુ-બાઈના** ઓરડામાં તેણીને નજરે જોવામા ભરાયું હતું.

'આહ! બાદ મુદ્દતે હું આજે તેને જોવસ!' **નવલશાહે** મનમાં વિચારયું. 'કેટલે વરશે હું તેને મલશ! પણ અફસોસ! મરતી વખતે તેને મલવાનુ મને સુજ પડયું! પણ તેમાં મારો કસુર કાંઇ નથી, એટલોજ મને મારાં આએ દુ:ખમાં દીલાસો છે. તે બેવફા થાઇ, તે પરકોમના પરપુરૂશની પાપી પ્રિતમા પડી, અને હું તેને મુકી છુતો. પણ એટલું છતાં મેં તેને નિરાધાર કે રખડતી નાંખી નથ. મેં તેના ગુજ-રાન સારૂ તેને મોટી રકમ આપી, અને તે તેથી રાજી થઇ. પણ આજે અંતે મારી સરજત તેને મલવાની, તે ટલી નહી.'

આવા આગલા પાછલા વિચારોથી **નવલશાહનુ** દીલ દલગીર થયાંથી **ઝીલુ** તેવનના ચેહરાપર થતો ફેરફાર તપાસવા લાગી. તે **નવલ-શાહને** કાંઇ પુછવા જતી હતી, તેટલામાં **નવલશાહ ઝીલુ** તરફ ફરીને બોલ્યા:—

'ચાલો આપરે **હીટલુબાઇ** પાસે જઇએ.' **નવલશાહે ઝીલુને** લેઇ. **હીટલુબાઇના** ઓરડા તરફ ચાલવા માંડયુ, અને **સુનઇ** તેવનને **હીટલુબાઇના** ઓરડા તરફ લેઇ ચાલી.

ઓરડામાં દાખલ થતાંજ **નવલશાહની** નજર એક સામલા રંગના, ઉંચા અને મજબુત બાંધાના ઇંગ્રેજ ઉપર પડી. **નવલશાહને** એક જવાન બાનું સાથ ઓરડામાં દાખલ થતા જોઇ, આ ઇંગ્રેજ તેવનને ડોલા ઘુરકી જોવા લાગ્યો, અને **નવલશાહ** તેની આવી બેઅદબી ભરી ચાલથી ગુસ્સે થાઇ તેની તરફ ધિક્કારની નજરથી જોઇ ઓરડાની આસપાસ નજર ફરવા લાગ્યા, અને તેટલામાં **હીટલુબાઇના** ઓરડા-માથી ડાકટર **મારટન** તે ઓરડામા દાખલ થાયો.

**ઝીલુબાઇને** બેસવા **સુનઇએ** એક ખુરસી આપી, તે ઉપર બેસવાની તેણીએ ઇશારત કીધી. ડાકટર **મારટન નવલશાહ** અને **ઝીલુબાઇ** તથા **સુનઇને** આ ઓરડામાં દાખલ થયલાં જોઇ મોહડું કુમલાવી બોલ્યો, 'આ ઓરડામાં એટલાં બધાં માણુસની શું જરૂર છે?'

**નવલશાહે** ધીમે અવાજે ડાકટરને પુછયું, 'બેઅદબી માફ છે ડાકટર. મારે જરૂરના કામસર **હીરાજીને** મલવું છે. પણ તેવણ બાહર ગયલા હોવાથી હું **હીટલુબાઇને** જોવા આવ્યોછ. તમે મને ઓલખતા નહી હશો ડાકટર. મારૂ નામ **નવલશાહ હીરજી નાનાવટી** છે.'

**નવલશાહને** બોલતા સાંભલી પેલા ઇંગ્રેજના ડોલામાં એકાએક ખુન ચહડી આવ્યું. તે પોતાના હોથ દાંત વચ્ચે કરડીને મનમાં કાંઇ બડબડવા લાગ્યો. **ઝીલુ** તેનો દેખાવ જોઇને ગભરાટમાં પડી ગઇ, અને તેજ વખતે પેલો ઇંગ્રેજ એક લોહીનો ગોટ ગલી પોતાના ગુસ્સાને દાબી પીઠ ફેરવી બારી આગલ જઇ ઉભો.

'આ અનજાના આદમીની આવી બેઅદબ ચાલ વિશે **નવલશાહ** કાંઇબી અટકલ કરી શકયા નહી, અને તેવને ધીમે અવાજે ડાકટરને

પુછ્યુ, 'ડાકટર સાહેબ **હીલ્લુબાઇની** તબીયતમાં કાંઇ સુધારો થયો ?'

'કાંઇજ નહી સાહેબ. કલાક બે કલાકનું કામ હવે બાકી રેહ્યું છે !' ડાકટરે જવાબ દીધો.

**નવલશાહને** આ ખબર સાંભલી ફેર આવવા લાગ્યા. તેવને તેજ વખતે **ઝીલુનો** હાથ પકડી લીધો, અને તુરતજ તેવને પોતાની હોશ પકડી ડાકટરને બીજો સવાલ કીધો.

'કોઇને ઓલખેછ કે ?'

'નહી સાહેબ. બીલકુલ નહી. આજે બે દીવસ થયા બીલકુલ બેહોશીમાં પડેલાં છે, અને સુધબી ઠેકાણે નથી.'

આ વાત ચીત ચાલતી હતી, તેટલામાં ઘરનો પંઠકી **બમનદારૂ બંન્ની** પોતાના હાથમાં સુખડ, લોબાન, તાછો, વગેરે ખુશબોઇના મોટાં મોટા પડીકાં ઉપરાંત બીજો સામન લેઇ ઓરડામાં દાખલ થયો, અને તે સરવે સામન **સુનઇને** હવાલે કરી પોતે ડાકટર **મારટન** અને **નવલશાહ** જયાં વાતો કરતા ઉભા હતા, ત્યાં જઇ **નવલશાહને** નમી સલામ કરી બાજુ ઉપર ઉભો.

'ઓ **મેહરી** !' **નવલશાહ** **હીલ્લુના** મોતની તૈયારીઓ ચાલુ થયેલી જોઇ આંખમાં પાણી લાવી મનમા બોલ્યા. 'હું તો તુને મલવા અને નજરે જોવા આવ્યો, અને હીયાં તો તારાં મોતની તૈયારી મારી નજરે પડેછે !'

**નવલશાહની** એવી હાલત જોઇ **બમનદારૂ બંન્ની** દાનાવ ફીલસુફનુ ડોલ ઘાલી **નવલશાહને** દુન્યાદારીની વાત સમજાવવા લાગ્યા. 'શુ કરશો. શાએબ ! એમા કંઇ કોઇનો અખતીઆર છેઁ ! ઘણુંઅ નેક. ને ઘણાઅ અશો મનીખ. વરશે વરશની મુવા ઝીવતાંની બાઝ અને મહીને મહીને બધાં મુવાં ઝીવતાંના ડરાન કરાવવા બીશારાં ઝરાઓ ભુલે નહી

શાહેબ. કેવા બનનાર ગનનાર! ગેહે ગેહે બને ને રાત દાહરો ખદાએનું નામતો ભુલેઝ નહી. ખદાય એવાં એવાંનેઝ તેરી લેશ. શું ખુદરતનો ખેલ શે. પરવરદેગાર!! પરવરદેગાર!!!

'એવન કાંહાં છે? આએ પાસેના ઓરડામાં નહી?'

**નવલશાહે** ડાકટર **મારટનને** પુછ્યું, અને પેલો ઇંગ્રેજ, જે બારી આગલ કેવારનો પીઠ ફેરવી ઉભો હતો, તેણે **નવલશાહના** આ સખુનો સાંભલી, તુરતજ પાછુ ફરી ધિક્કારભરીઆ અવાજે ગુજરાતીમાં જવાબ દીધો.

'હા. એજ ઓરડામાં છે! કેમ?'

**નવલશાહ** પેલા ઇંગ્રેજને આવી રીતે ગુજરાતીમાં બોલતો સાંભલી અજબ થાઇ તેને જોવા લાગ્યા, અને **ઝીલુબી** તેને ટીકી ટીકી જોવા લાગી.

'હું તેવનને મલવા માગુછ ડાકટર. હું તેવનને મારી નજરે જોવા માંગુછ.' **નવલશાહ** અંતે બેખુદ થઇ પોતાનો જુસ્સો નહી દાબી શકવાથી બોલ્યા.

'કદીબી નહી.' પેલો ઇંગ્રેજ હુજત લેઇ બોલ્યો. 'તેમ બનશેજ નહી.'

**નવલશાહનો** મિજાજ હવે એકદમ જતો રેહયો, અને તેવને ધાડે અવાજે પેલા ઇંગ્રેજને પુછ્યું.

'શા વાસતે નહી?'

'હુ કેહુંછ કે મરતી વખતે તેવનને કોઇએબી દુઃખી કરવાં નહી.' પેલા ઇંગ્રેજે પાછો ગુજરાતીમાંજ જવાબ દીધો. 'તેવનની જીંદગીની છેલ્લી ઘડીએ, તેવનને જરાબી સંતાપ કરાવવો નહી.'

આ સખુનો પેલા ઇંગ્રેજને મોહડેથી સાંભલી **નવલશાહના** હાડ ગગંડીજ ગયાં, અને તેવન તેના આવી કીસમના બોલવાની કાંઇબી મતલબ સમજી શકયા નહી.

'મુરબ્બી શાએબને કેહું કે હવે ગીયુંબી શરખુ અને નહી ગીયુંબી શરખું.' **બમનદારૂએ** વચમાં તાપસી પુરી. 'એટલો બધો તે ભેજાંમા શોઝો કૉહૉંથી આવી ગીયો, અને એટલી બધી શરદી કૉહૉંથી લાગી ગેઇ! શરૂનો ઇલાઝ થાય, પણ શરદીનો ઇલાઝ નહી થાય! ચાલો શાએબ મારી સાથે આવો.'

**નવલશાહ બમનદારૂ** સાથે **હીલ્લુબાઈના** ઓરડામાં **ઝીલુને** પોતા સાથ લેઇ દાખલ થયા, અને પેલો ઇંગ્રેજ અખાડા કરી પાછો પીઠ ફેરવી બારીએ જઇ ઉભો.

પેલા ઇંગ્રેજનો દેખાવજ **ઝીલુને** ત્રાસ ઉપજાવતો હતો. તેને જોઇનેજ તે મનમા બીહીતી હતી, અને તેને કેવારની અજબ થાઇ તે તપાસતી હતી. **નવલશાહે** જેવી તેને પોતા સાથ ઓરડામાં આવવા ઉડાડી તેવીજ તેને **નવલશાહ**ના કાનમા વાકી વલી પુછ્યું:—

'બાવાજી, એ કોઇ પારસી છે કે ઇંગ્રેજ?'





# પ્રકરણ ૨૫ મું.

## નજરે જોયલી વાતબી ખોટી પડે છે !



વલીના બાણુ ઉપર નુંનુંના ખુન થવાની ખબર છાપામા વાચ્યાથી, હીલ્લુબાઇ હીરાભોગીનાં ભેજાં ઉપર જે મોઠી અસર થાઇ હતી, તેની અસર રફ્તે રફ્તે ઘણીજ વધી ગઇ હતી. કાબેલ ડાકટરોની સલ્લાહ લીધા પછી ડાકટર મારટન એવાં પાક્કાં સેવટ ઉપર આવ્યા હતા, કે હીલ્લુબાઇની બીમારીનુ સેવટ રૂપીએ પંદર આના મોતમા નીપજશે. ગઇ કાલ સુધી દરદીની હાલતમા કાંઇ જાણવા જોગ બીગાડો થાએલો તેને માલમ પડતો નહી હતો, પણ આજે સહવાર પછી હીલ્લુબાઇના દીલના ધપકારા રફ્તે રફ્તે નરમ પડતા તેને લાગ્યા. તેવનની નાડી 'ઇનટરમીતંન્ટ' અને બહુ નબલી પડેલી લાગી, અને એ ફેરફાર માલમ પડતાંજ તેવન 'કેસનુ' સેવટ આવેલું પારી, સરવે આસા મુકી છુટા.

જે ઘડી જતી હતી તે હીલ્લુબાઇની છેલ્લીજ ઘડી હતી. તેવનની બોલવાની શક્તિ તો આજ ઘણા દીવસ થયા બંધ પડી ગઇ હતી, અને ડોલા ઢાંકી અફીમની કેફમાં જેમ એક આદમી પડેલું હોય તેમ બેધ્યાનીમાં પડેલાં હતાં.

નવલશાહ ઝીલુને લેઇને ઓરડામા દાખલ થયા કે તેજં વખતે તેવનનાં પગલાંનાં અવાજથી હીલ્લુબાઇની ગુંગ થાએલી વાચા, અને

બેહોશી કોઇ અસાધરણુ બનાવથી એકાએક જાગરૂત થાઇ. પોતાની બંન્ને આંખો બંધ હોવા છતાં, **નવલશાહ** અને **ઝીલુ** જયાં ઉભાં હતાં તે તરફ **હીલ્લુબાઇએ** ફરીને એકાએક બોલવા માંડયું, અને તેનો અવાજ સાંભળી પાસેના ઓરડામાંથી ડાકટર **મારટન** પેલો ઇંગ્રેજ અને **સુનઇ** દોડી આવ્યાં.

'**નવલ—નવલ—**'

**નવલશાહ હીલ્લુને** બોલતી સાંભળી નેતરના ઝાડ મીસાલ કાંપવા લાગ્યા! તેવનના કપાલ ઉપર તેજ વખત ઠંડો પસીનો ફુટી નિકલ્યો. આસપાસ ઉભેલાં સરવે હેબતી જઇ **હીલ્લુબાઇની** હાલતમા આ એકાએક થયલા નવા ફેરફારથી અજબ થાઇ જોવા લાગ્યાં, અને **હીલ્લુબાઇએ** પાછું બોલવા માંડયું.

## હીલ્લુની હકીકત.

'**નવલ**! મારા વાહલા **નવલ**! આખર તું આયો! મને મરતી વખતે મલવા અને મને જોવા તું આયો! અરે હું તુને મલવા કેવી ઉમેદ વાર હતી. અને **નવલ** હવે હું સુખે મરસ! **નવલ** તારે લીધે મારી ઉપર કેવી કેવી મુસીબતો ગુજરીછ તેની તુને કાંઇબી ખબર છે? ફરેબે ફરેસતા ફરેછ. તેમ તુને કોઈએ ભમાવી ફેરવ્યો! તું મને મુકી ગીયો! લોકો તો આપણુને છુટાં પારવા માંગતાંજ હતા! મને તે લોક સુખી જોઇ બરતાં હતાં! **નવલ** આપણુ કેવાં સુખી હતાં!!'

'**નવલ** શું તું મને બાતેનમા લગનના કોલથી બંધાયલો નહી હતો? શું તેં મને તારી પરણેતરથીબી વધારે ચાહી નહી હતી? મેં મારી જીંદગી તારે સવાધીન કીધી, અને અંતે આ એકદર, તેં મને દગો દીધો! તારે લીધે મને મારૂ ખરૂ નાંમ બદલી ખોટું નામ રાખવું પડયું! અને તારે લીધે મને આ મુંબઇ શેહરમાં આવી રેહવું પડયું! તે બધું કોણુને ખાતર! **નવલ** મારા **નવલ**. તે બધું તારે ખાતર મને કરવું પડયું! તારાં ફરજંદને પાલવા અને

તારી ઇજ્જતને બચાવવા **મનજી હોરાભોગીની** વિધવાના નામથી હું મુંબઈ આવી રેહી. **નવલ** એ વાત ખરી કે નહી !'

'યાદ છે કે ઓ બેકદર **નવલ**, આપણ પેહલાં કેમ મલ્યાં તે? તું નવસારી નાતાલના દાહડાપર ફરવા આયો. તેં મને પેહલ્લી વેહલ્લી **લુનસી** કુંઇ ઉપર પાણી ભરતાં જોઇ. મને જોઇને તું હસીઓ. અને પછી તેં મને અવાર નવાર **લુનસી** કુંઇ ઉપર ઘેરીયા કીધી. મારી સાથે દોસતી પાડી, અને અંતે તેં મને ઠગી! **નવલ** તું કેવો હુશીઆર! તેં મને તે વખતે તારૂ નામ **લીમ લાહેર** કરી કેહ્યું! અને તારા બાવાં ચીનનો વેપાર કરતા હતા, અને તું તો ડાકટરનું કામ શીખવા 'સરની ઇસપીતાલમાં,' જાયછ એમ તેં મને કેહ્યું! તેં મને કેવી ખોટી ખોટી આસાઓ આપી પરણવા લલચાવી! ડાકટરની પરીખસા પસાર કરી નવસારીમાં દવાખાનુ કાહડવાનો તેં મને કોલ આપ્યો! મારે વાસતે નવી નવી સારીઓ મંબઇથી તેં મોકલી! બાંગરી ને સાંકરી, એરીંગ ને વીટીઓ મને આપી ખોટું ખોટું સમજાવી, તેં મને અંતે ઠંગી! અને પછી તું મંબઇ ગીયો, અને મને મુકી દીધી! મારૂ કાજ ભાજી નાખ્યું! પણ તું મને ચાહતો હતો, એ વાત ખરી **નવલ**! પણ તારી આગલ મારૂ કાંઇ ચાલ્યુ નહી! હું એખલી હતી! મારી ભોલાઈનો તેં ગેરઊપયોગ કીધો! અંતે તારી શોધમાં મને પછી મંબઇ આવવુજ પડયું, અને એક દાહડો મેં તુને બપોરના કોટમાં બે ઘોડાની ગાડીમાં જતો જોયો! તે ગાડીમાં તુને જોતાંજ મેં તુંને ઓરખ્યો. મેં તુંને પીછાન્યો. અને કોઈ પારસીને પુછતાંજ તેણે મને કેહ્યું કે તું તો મંબઇનો શેઠીઓ છે! તે પારસીએ તારૂ ખરૂ નામ મને કહ્યું. મેં તારી પુઠ પકડી અને તુને શોધી કાહડયો. **નવલ**, તે દાહડે રાતે તેં તારૂ બધું પાપ મારી આગલ કબુલ કીધું! તું તો બીજીને પરણી ચુકેલો હતો. મેં તુને તારો ગુનાહ માફ કીધો અને આપણ પાછાં તેજ દહાડે સાંજે મલીઆં. **નવલ** તું **લીમ લાહેરજ** હોતે તો કેવુ મજેહનુ થતે, કે આજે મને આવુ દુઃખ થતે નહી!'

હીલ્લુબાઈ આ સખુનો બોલી જાર જાર ડચકાં ખાઇ એક સુધ્ધીવાલાં આદમી મીસાલ રડવા લાગાં. સુનઇ હીલ્લુના આસું નુછવા લાગી, અને 'નર્સ' આવી તેણીને બાજુ થવા જણાવા, હીલ્લુબાઇને હાથ લગાડી છેડવા ના કહ્યું :—

'દુર જાઓ, દુર જાઓ !

'અરે માય મદમ !' સુનઇને બધાંના દેખતાં અપમાન લાગવાથી તેણીએ પોતાનુ કારણ દેખાડયુ. 'તુમ જરા એને ખુલ્લાસાથી રરવા દેઓ. ઉસકા છાતી ધમધમી રેહલાછે તે ખુલ્લા થાયેગા.'

'ખાંમોશ ! દેખો વોહ કુછ બોલનેકુ મંગતા હય ! ખાંમોશ !'

મદમે ચીરડાઇ સુનઇ ધેખરીને પલંગ આગલથી દુર કીધી અને હીલ્લુબાઇએ પાછું બોલવા માંડયું.

'નવલ તીયાર પછી તેં મને મંબઇમા લાવી રાખી ! તેં મને જોઇતી દરેક ચીજો પુરી પાડી ! તેં મને ગાડી ઘોડો અને આ બંગલો અપાવ્યો ! પણ નીન્દાખોર લોકોની જેહરી આંખોમાં અંતે ધુલ પડી ! તે લોક મારૂં સુખ જોઇ આંધલાં થવા લાગ્યાં. નવલ તુને લોકોએ બમાવ્યો ! તુને ઠગ્યો ! અને તું ઠગાયો ! મારા દુશમનોએ તારી આગલ મારી ખોટી ગીબત કીધી. તેં છુપા જાસુસો મારા બંગલાની આસપાસ મારી તપાસ કરવા રાખ્યા. તેઓએ તુને આવી ખબર આપી કે એક ઇંગ્રેજ મારી મુલાકાત લેવા કોઇ કોઇ વખતે રાતના આવે છે ! અને હું તારા ચોરી છુપીથી તે ઇંગ્રેજને મારા મકાનમાં દાખલ કરૂંછ ! પણ નવલ તે ઇગ્રેજ તો મારો માયજન્યો સગો ભાઇ મેહેરનોશ હતો. તે જીભરાયો વેલાતનો પસાર થાયલો ડાકટર લશકરમા ચાકરી છે, અને મને મલવા તે કોઇ કોઇ વખત થાણેથી મંબઇ આવતો, અને કોઇ કોઇ વખત મારાં ઘેરમાજ રાતે વસતી રેહી સહવારની ગાડીમા નિકલી જતો હતો. તે જીભરાયો ઇંગ્રેજના દરેસમા ફરે છે. નવલ મારા મેહેરનોશને મારી બધી વાત બીલકુલ મેં ખબર પડવા

નહી દીધી, પણ જ્યારે તેણે જાણ્યુ ત્યારે તેની દલગીરીનો પાર રેહ્યો નહી. 'તે જીભરાયો મારે સારૂ ઘનોજ દલગીર થયો. પણ અંતે તેણે મને માહરો ગુનાહ માફ કીધો, અને જ્યારે તેં મને મુકી દીધી ત્યારે તે અવારનવાર મારી ખબર લેવા અને પોતાની બેહનને મલવા મુંબઇ આવતો હતો.'

**જીજીધોધાની ઝીલુ, હીલ્લુબાઇને** મોહડેથી આ હેવાલ સાંભલી ડુચકાં ખાઇ રડવા લાગી. તેણીનો જીવ ઝીમાઈ જવા લાગ્યો; **ઝીલુની** આવી હાલત જોઇ **સુનઇએ** પોતાની રીત પરમાણે ધર પકડ કરવા માંડી.

'ઓ જીભરાયાં શું છે મરૂ! **બમનદારૂ** જરા કોલાંટર લાવો તો બા. ડાકટર જરા અઇઆં આવો તો મરૂ!'

**સુનઇનો** ગભરાટ જોઇ **બમનદારૂએ** કોલનવાટર લાવી **સુનઇના** હાથમા આપ્યું, અને ડાકટરં **મારટને** આવી **ઝીલુબાઇને** પુછ્યું:—

'શું છે બાઇ!'

'અરે એ તો ઝરા ગરમીથી જીવ બેતાપ થાઇ આંયોશ. તમે ઝરા કોલાંતર શુંગારો ડાકટર શાહેબ.' **બમનદારૂએ** સેહલ રસતો દેખાડયો.

'કાંઇ નહી, કાંઇ નહી, ડાકટર.' **ઝીલુએ** આંખ નુંછી ધીમે અવાજે જવાબ દીધો. 'મને કાંઇ નથી. હુ સારીકાની છેઉ.'

'**નવલ**, મારા **નવલ.**' **હીલ્લુબાઇએ** પાછું બોલવા માંડયુ, અને ઓરડામા પાછુ બધું ચુપચાપ થાઇ ગયું. 'કોઇ પારકો શખસ મારી છુપી મુલાકાત લીએછે એવી તુને ખબર પડી, તે ખબર તેં ખરી માની. પણ તે ખબર ખોટી હતી. તું મને બેવફા સમજ્યો. પણ **નવલ** હું બેવફા થાઈ નથી. હું સાચી અને વફાદાર રેહીછ. હુ મારૂ નિરદોશપણુ સાબેત કરવા મારા ભાઇ **મેહરનોશને** તેડાવસ. તે જીભરાયો આવીને ખરેખરી બીના તુને કેહશે. તે કદી જુઠું બોલે તેંમ નથી, **નવલ**—

'ખરી વાત છે.' પેલો ઇંગ્રેજના લેબાસવાલો શખસ જે ગુજરાતીમાં વાત કરતો હતો, તે આંખમા પાણી લાવી **નવલશાહ** તરફ જોઇ બોલ્યો. 'બીલકુલ ખરી વાત છે. મારી બેહન **મેહરાં** જે કાંઇ બોલેછે તેમા બાલભાર ફરક નથી.'

**હીરાબાઇ હીરાભોગી** રફ્તે રફ્તે હાકી જતાં હોય તેમ, હવે હારી જવા લાગ્યાં, અને તેવને પોતાનો દમ જોરથી ખેંચી પાછુ જેમ તેમ બોલવા માંડયું.

'**નવલ.** તું આયો તો ઘણુ સારૂ થયું. મારો જીવ તારામાં ભરાઈ રેહોતો. તેં તો મને ઓવારનીવાર કરી મુકીતી, પણ હું તો તુંને રાત દાહરો યાદ કરતીતી. **નવલ,** મરતી વખતે તારૂ મોહનું જોવાની, અને તારો અંવાજ મારે કાને સાંભલવાની મારી સરજત, તે ખુદાતાલાએ અંતે પાર પાડી. **નવલ** મને મલ! મને મરતી વખતે એક છેલ્લી કોટી કરીલે **નવલ!**'

**હીરાબાઇ** બીછાનાપર પડયાં પડયાં, પોતાના હાથ લાંબગા કરી **નવલ**ને મલવાના ફાંફાં મારવા લાગ્યાં.

'**નવલ,** મારા **નવલ**' **હીરાબાઇએ** પાછું બોલવા માંડયું. 'મારો દીકરો કાંહાં છે. તેને મારી આગલજ રેહવા દેજે **નવલ.** તેને તું તારી સાથે લેઇ જતો ના. તેને કોઇ મારી નાંખશે. તેને કોઈ જેહર દેશે **નવલ!** હું તેને તપાસસ! માયને જેટલું દીકરાનુ લાગે તેટલું બાપને લાગે નહી જો **નવલ!** મારા દીકરાને લેઇ જઈ, તેં બીજાનો દીકરો મારે સ્વાધીન કરવાની તજવીજ કીધી! તેં મારો દીકરો લેઇ બીજાને આપ્યો **નવલ!** મારો દીકરો કાંહાં છે! તે છે કે **નવલ!** તેને તુ કાંહાં મુકી આયો **નવલ?** તું ઉભો રેહ **નવલ.** તું કાંહાં જાયછ: તું કાંય ગુસ્સે થાયછ **નવલ.** તું પાછો રૂસાઇ ના જા. હવે તો હું મરી જવાની. **નવલ** પેલાં આપરાં કાગજો ચોરાયાં, અને મને

મારા પાપની સજા થાઇ. મને મારા દીકરાએ મારી. મારો જન્યો મને મારે! દીકરો કાંઇ માયને મારતો હશે **નવલ?**'

**હીલ્લુબાઇનો** લવારો બકારો આવી રીતે ચાલતો હતો તેટલાં **હીરાજી** બેરીસટર ધીમે કદમે ઓરડામાં દાખલ થયો, અને **નવલ-શાહ** ઉપર તેની નજર પડતાંજ તે ફિક્કો પડી ગયો. આ બધી હાલીમવાલીને ઓરડામાં એકઠી મલેલી જોઇ તે ગભરાટમાં પડયો. **હીરાજી** ઉપર **હીલ્લુબાઇની** તેજ વખતે નજર પડી હોય તેમ તેવન ચમકયાં, અને તેવનનુ તમામ આંગ નેતરના ઝાડ માફક ધ્રુજવાં લાગ્યું! બીછાના ઉપર પડયાં પડયાં ખેચતાન કરી તેવન અરધાં ઉઠયાં, અને **હીરાજી** તરફ લાંબી ડોકી કરી પોતાનો હાથ લંબઆવી એક ચીસ પાડી બોલ્યાં:—

**ખુની.**

અને તેજ વખત **હીલ્લુબાઇ** બીછાના ઉપર પાછાં પટકાઈ પડયાં. ડાકટર **ભીખોબા મારટન** તુરતજ તેવનને પટકાઇ પડતાં બચાવવા પલંગ તરફ દોડયો, અને **સરજયન મેજર મેહરનોશ** પોતાનુ કપાલ જોરથી કુટી રડી પડી બોલ્યો:—

'બાઇ-ઓ મારી બાઈ-'

'**મેહરી! ઓ મેહરી!!!**' **નવલશાહે** પોતાની છાતી કુટી **હીલ્લુના** આંગ ઉપર વાંકા વલી બુમ પાડી. '**મેહરી!** અરે એક બોલ તો બોલ—**મેહરાં**—ઓ **માહરી મેહ—રાં.**

* * *

વાત તો તમામ ખુલ્લી થાઇ ગઇ. જે વાત આજ સુધી ભરમના પરદામાં વીટબાઇ રેહલી હતી, તે **હીલ્લુબાઇના** મરણથી ભેદમાં ભેલાઇ જવાને બદલે ઉલટી ખુલ્લી થાઇ ગઇ, અને **નવલશાહના**

નાલાએક અને એશરમભરી ચાલથી એક નહી પણ અનેક જન હવે જાણીતાં થયાં.

**હીલ્લુબાઇની** ખરાબી **નવલશાહની** અદેખાઇથી થાઈ હતી. તેમાં **હીલ્લુબાઈની** કસુર બીલકુલ હતીજ નહી. **નવલશાહે હીલ્લુની** વફાદારી ઉપર શક જવાથી છુપા જાસુસો રાખ્યા. એક ઇંગ્રેજ બચ્ચાની છુપી મુલાકાત **હીલ્લુબાઇ** લીએ છે એવી જે ખબર તે જાસુસોએ **નવલશાહને** પોંહચાડી, તે ઇંગ્રેજ કોઈજ નહી, પણ **હીલ્લુબાઇ હીરાભોગી** ઉરફે **મેહરી મલેસરીનો** સગો ભાઇ **સરજયન મેજર મેહરનોશ** હતો, અને તે થાણેથી કોઇ કોઇ વખતે રાતના પોતાની બેહન **મેહરાંને** મલવા મુંબઇ આવતો હતો. **નવલશાહે હીલ્લુબાઇના** મકાનમાં રાતની વખતે ટેબલ ઉપર પડેલી એક ઇંગ્રેજની જે તોપી જોઇ, **હીલ્લુબાઇની** બેવફાઇ વિશે મલેલી ખબર ખરી માની હતી, તે તોપી કોઈની નહી પણ **હીલ્લુબાઇના** ભાઇ **સરજયંન મેજર મેહરનોશની** હતી.

લોકો કેહ છે કે કાને સાંભલેલી વાતો માનવી નહી, પણ નજરે જોએલી વાતોજ માનવી! પણ વાચનાર મેહરબાંનોને આ દાખલા કરતાં વધારે સરસ દાખલો બીજો એકબી મલવો મુશકેલ પડશે, કે કાને સાંભલેલી વાતો તો ખોટી પડે છેજ, એટલુંજ નહી પણ નજરે જોયલી વાતોબી ખોટી પડે છે. **હીલ્લુના** મકાનમાં **મેહરનોશની** ઇંગ્રેજી તોપી જોઇ, **હીલ્લુની** વફાદારી ઉપર **નવલશાહ** શક લેઈ ગયા અને તેજ દીવસથી તેણાંને તેવને તજી દીધી હતી.

પણ અંતઃકરણનો ડંખ કોઇને પણ મુકતો નથી.

**નવલશાહનુ** અંતઃકરણ હવે તેવનને ડંખવા લાગ્યુ, અને તેવનના પસતાવાનો પાર રેહયો નહી. આ સંકટભરયાં સેવટથી તેવનનો સંતાપ એટલો તો વધી ગયો, કે તેવન પોતાની ખરી હાલત વટીકે ભુલી ગયા, અને **હીલ્લુબાઇનાં** મોત ઉપર હવે જાર જાર વિલાપ

કરી પોતાને સેહકરો કહુવા દેઇ બોલ્યા. 'ઓ ખુદા આ તારી સજા મને ઘણીજ ભારી લાગે છે.'

**સરજયન મેજર મેહરનોશ** પોતાની વાહલી બેહનનાં આ કવખતનાં મરણથી ઘણોજ દુઃખી થયો, તોપણ **નવલશાહની** હાલત ઉપર દયા કરી તે બોલ્યો:—

'**નવલશાહશેઠ,** મારી બેહને મરતી વખતે તમુને તમારી કસુર માફ કીધી છે. બેહસ્ત તેના રવાનને હજારો હજાર હોજો. આજે હું પણ તમારી કસુર માફ કરૂ છું.'

'તમારી મેહરબાની થાઇ **મેહરનોશ.**' **નવલશાહે** રડતી આંખે જવાબ દીધો. 'હુ ઉંધે બાયગનાએ તેજ વખતે તલાશ કીધી હતે તો—

**હીરાંબુબાઇનાં** આંગ ઉપર પડી **હીરાજી,** હવે જારજાર રડવા લાગ્યો, અને સુનઇ ઘેખરીએ પોતાનુ રાએતાનુ રૂદન ચાલતાં હાલતાં કરવા માંડયું. **ઝીલુથી**બી હવે થોબાયું નહી, અને આ દીવાનખાનામાં માહેતમના સરોદ મચી રેહયા.

અંતે **નવલશાહ હીરાજીનો** હાથ પકડી બાજુએ લેઇ ગયા અને **ઝીલુ** તેવન બંન્નેની પાછલ ગઇ.

'**હીરાજી,** મારાં સંકટમાં સંકટ વધવાજ માડયાં છે.' **નવલશાહે હીરાજીને** ધીમે અવાજે કહ્યું. 'ખુદા જાણે એ **સંકટનુ** સેવટ કયારે આવશે, અને કેવું આવશે. મરનાર છેલ્લી ઘડી સુધી પોતાના દીકરાને ખુની તરીકેજ માનતાં હતાં, પણ તે ખરેખરો ખુની નથી.'

'બાવાજી.' **હીરાજી** ડચકાં ખાતા અવાજે બોલ્યો. 'સેશનને હવે બે તન દાહડા છે. તેનો બચાવ કરવાનુ મેં માથે લીધું છે, અને હું તેને નિરદોશ ઠેડવવાની દરેક મેહનત કરવા ભુલનાર નથી.'

'બાઇ **હીરાજી, નાદીરશાહ** બીલકુલ નિરદોશ છે'. **ઝીલુએ હીરાજી** તરફ જોઇ કહ્યું. '**હમેં** જે કરવા માંગીએ છેઇએ તે એ છે કે તેનો છુટકો જલદી થાવ. ખરી વાતથી માજીસ્ટેટબી જાણીતા થયા છે.'

'જલદી એટલે કેમ!' **હીરાજી** બોલ્યો. 'એ કાંઇ ખાવાનુ કામ છે! કેસ સેશનમાં નોધાઇ ચુકો છે, એટલે માજીસ્ત્રેટના હાથમાં હવે અખતીઆર રેહયોજ નથી. વલી બોહતાન ખુન કરવાનુ છે.'

**નવલશાહે** **નાદીરશાહના** નિરદોશપણાની તમામ હકિકત ટુકમા **હીરાજીને** ખુલાસાવાર સમજાવી, તેનુ મત જાણવાની મરજી દેખાડી, અને **હીરાજીએ** પોતાના બાપનો ખુલાસો સાંભલી લેઇ જવાબ દીધો:—

'મને લાગે છે કે આપણ બોલતાં બોલતાં **નાદીરશાહને** છોડવી લાવશુ બાવાજી. તમે કાંઇ ફિકર ના કરો. ખુદા જેવો દાતાર છે.'

અને હવે **હીલ્લુબાઇના** મરણની ધરમ સંબંધી ક્રીરીઆ કરવાના કામમા **બમનદારૂ બંન્ની** તથા **સુનાઇ** ઘેખરી પડયાં.





# પ્રકરણ ૨૬ મું.

## નાદીરશાહની સેશનમાં તપાસ.



આ તે મુંબઇના લોકોના ડોલા તનાવી તનાવી સેશનનો દાહડો આવી પુગ્યો.

ન્યુસ પેપરવાલાઓએ '.પ્રખીઆત નુંનુંના ખુનવાલો મુકંદમો'. એવાં મથાલાં હેઠલ ગામખાતાની ખબરોમાં કેસ નિકલવા આગમજ તાસા વગાડેલા હોવાથી કોરટમાં લોકોની ભીડનો પાર રેહયો નહી, અને કોરટનું કામ શરૂ થાય તે આગમજતો કોરટનુ દીવાનખાનુ તેમજ આખી ગ્યાલરી તમામ પારસીઓથી ભરાઇ જવા ઉપરાંત, કોરટના કમપાઉન્ડમાં પારસીઓનાં ટોલે ટોલાં એકઠાં થાઇ ચુનોચરા કરવા લાગ્યાં.

ગપ-હાઉસમાથી છુટતા ધડપછાંટના ગોલાને કેટલીવાર? કોઇ સેહજવારમાં એક ગપ કાહડતાં, તો કોઇ બીજીજ ગપ ચલાવતાં હતાં. કોઇ કેહતું, કે '**નાદીરશાહની** તપાસ આજે સેશનમાં ચાલવાની નથી, સબબ તેને ગઇ કાલની 'બ્રેન ફીવર' લાગુ પડી છે.' કોઇ કહેતું કે 'એલીબી, તૈયાર કીધી હશે,' તો કોઇ કેહતું કે 'ઇન્સપેકટર **જેહાંગીરશાહનુ** તલીયું ટાહડું થયું હશે.'

એવા એવા ગપ અને ગપાટા ચલાવતા સરવેની ઇનતેજારી વચ્ચે ઇન્સપેકટર **જેહાંગીરશાહ** એક વીકટોરીયામા પોતાની સાથે બીજા બે માંનસો લેઇ હાઇ કોરટના કમપાઉન્ડમાં દાખલ થયા, અને તેવનને

ગાડીમાંથી ઉતરતા જોઇ, પારસીઓએ **આવો—આવો**—કરી કોરટના કમપાઉન્ડમાંથી પુકારો મારી તાલીના અવાજે વધાવી લીધા.

આ બે માણસો માહેલો એક પેલો સોનાની કડીવાલો મુસલમાન હતો, અને બીજો છુપી પુલીસનો એક અમલદાર હતો. જેણે **અમબાઇજીના** બાગમા **જેહાંગીરશાહના** કેહવાથી ખાનગી તપાસ **નાદીરશાહના** બાબમાં ચલાવી હતી.

અને બરાબર અગીઆર વાગતે સેશનનુ કામ શરૂ થયું.

જડજે સાહેબે બેઠક લીધા બાદ અને જયુરીના મેમબરોને સોગંદ આપ્યા બાદ **નુંનુંના** ખુનનો મુકદમો બંન્ને બાજુના બૅરીસટરો ચલાવવા તૈયાર થયા.

એડવોકેટ જનરલે જયુરી સમક્ષ પોતાના મુકદમાનો લંબબાન હેવાલ રજુ કીધો, અને પોતાના ભાશાણંની સેવટે તેણે ટીકા કીધા કે આ મુકદમામાં પકડાએલા ખરા ખુનીને શોધી કાહડવાનુ માન આપણી છુપી પુલીસના બાહોશ ઇન્સપેકટર **જેહાંગીરશાહને** ઘટે છે. પણ મને આ ઠેકાણે કેહવાની ફરજ પડે છે, કે **મી. જેહાંગીરશાહના** વિચારમાં કાંઇ અજાએબ સંજોગ વચ્ચે એવો ખ્યાલ પાછલથી બેસી ગયો છે કે તોહમતદાર **નાદીરશાહે નુંનુંનુ** ખુન કીધું નથી, અને તે નિરદોશ છે, અને ખરો ખુની કોઇ બીજોજ શખસ છે. જયુરીના સાહેબો તેવન જો હવે પછી બચાવ તરફથી જબાની આપવા આવે, તો તેવનની જબાનીને કેટલુ વજન આપવું તે હું તમારી દાનેશમંદી ઉપર સોંપુ છું. એક પુલીસ અમલદાર, એક શખસને ખુની તરીકે પકડી તેની તપાસ પુલીસ કોરટમાં કરાવી તેને તોહમતદાર તરીકે ગુનેહગાર ઠેરવી સેશનમા નોખાવે, અને પાછલથી તેજ પુલીસ અમલદાર તેજ તોહમતદારને નિરદોશ છે એવુ સાબેત કરવા પોતે જબાની આપવા કોરટમા આવે, તો તેવી જબાની ઉપર તમોએ કેવો વીચાર કરવો તે હું તમારી મુનસફી ઉપર મુકું છું. ઇન્સપેકટર **જેહાંગીરશાહનુ** એવું મત

છે કે નુંનુંનાં ખુન કરનારને પોતાના બચાવમાં એક મજબુત ઑલીબી રજુ કરવી જોઇતી હતી. તોહમતદારે પોતાના બચાવમા પુલીસ કોરટમાં ઑલીબી રજુ કરવા ના પાડવાથી મી. જેહાંગીરશાહે તેજ વખતે પોતાના એ વિચારો સરકારી સોલીસીટરને જણાવ્યા હતા. માટે જયુરીના સાહેબો આ બનાવની ઉપર હુ તમારૂ ખાસ ધ્યાન ખેચી નુંનુંના ખુનવાલા મુકદમાના સાખશીઓની જબાની લેવાનુ કામ ચાલુ કરૂ છું.'

એડવોકેટ જનરલે પોતાનુ 'શરૂઆતનું બાશાન,' પુરૂં કરી તેવને જુદા જુદા સાખશીઓની જબાની લેવા માંડી, જેની બોલે બોલ મતલબ વાચનાર જાણે છે તેમ, પુલીસ કોરટમાં પડેલી જબાનીના જેવીજ હતી.

બચાવ તરફથી એ સાખશીઓ ખોખડી કરવાની કે તોડવાની જરાબી કોશેસ બારીસટરોએ કીધી નહી, અને સરકાર તરફનો મુકદમો પુરો થવા બાદ, બચાવ તરફથી લનડનની બારના એક વખાણાયલા બારીસટર મી. બીકરસેટ જેવન લનડનથી તુરતનાજ આવેલા હતા તેવને હીરાજીની મદદથી કેસ ચલાવવા માંડયો.

રાબેતાનું વીવેચન થવા બાદ, અને કાયદાની બારીકીના સવાલો પુરા થયા પછી મી. બીકરસેટે જયુરીને જણાવ્યું કે 'આ મુકદમો જેટલો ગુચવાડા ભરેલો છે તેટલોજ અજાએબ જેવો છે. પણ જયુરીની રૂબરૂ તે ગમે તેવો ગુચવડા ભરેલો હશે તે છતાં હું તેને સેહલા અને સાદા આકારમા રજુ કરીશ. જયુરીના ગ્રહસ્થો, હું તમુને એક અરધા કલાકની અંદર સાબેત કરી આપીશ—અને તેબી ખાતરી ભરેલી રીતે સાબેત કરીશ—કે તોહમતદાર બીલકુલ નિરદોશ છે, અને તે અતીઆર આગમજ છુટી જવો જોઇતો હતો. ઇન્સપેકટર જેહાંગીરશાહે પુલીસ કોરટમાજ તોહમતદારને નિરદોશ જણાવ્યો હતો, પણ સરકારી વકીલે તોહમતદાર ઉપરનું બોહતાન ખેચી લેવા ના પાડી અને પરીણામમા એક નિરદોશને બંદીખાનુ વેઠવું પડયું. સરકારી વકીલના કામ ઉપર

સખત ટીકા કીધા વગર, મારાથી આ મુકદમા મધ્યે બનેલા બનાવ ઉપર આવી શકાતુ નથી. ઇન્સપેકટર **જેહાંગીરશાહે** શું કીધું ? તેવને એક માણુસને શક ઉપર પકડયો, જો કે તેમ કરવાનું તેવનને દરેક કારણુ હતુ, અને તે નિરદોશ માલમ પડતાજ તેને છોડી મેલવા માગ્યો, પણુ તેમ બન્યું નહી. બીજા હાથ ઉપર તોહમતદારે પોતાનો બચાવ કરવા ના પાડી, અને તેમ થયાથી ઇન્સપેકટર **જેહાંગીરશાહને** માથે તોહમતદારનુ નિરદોશપણુ સાબેત કરવાની વધુ ફરજ આવી પડી. જે કામ તોહમતદારનુ હતું, તે હવે **જેહાંગીરશાહનુ** થયું. અને **જેહાંગીરશાહે** શું કીધુ? તેવને ઠેડાવ કીધો કે 'તોહમતદાર બલેવની રાત્રે કાંહાં હતો તે વિગત તે પોતે પોતાને મોહડે કેહતો નથી, તો તે બલેવની રાત્રે કાંહાં હતો તે હું પોતે શોધી કાહાડી જાહેર કરીશ.' એ **જેહાંગીરશાહનુ** કામ હતું. હજી તોહમતદાર પોતાનો બચાવ કરવા ના પાડે છે. પણુ હમો તે બચાવ જયુરી આગલ રજુ કરી તેનુ નિરદોશપણુ સાબેત કરીશું. એટલું કહી હવે હું બચાવ તરફથી સાખશીઓ બોલાવવા માગુ છું.'

બચાવ તરફના પેહલ્લા સાખશી તરીકે **અનારકલીના** મુકદમા મધે વખણાયલા છુપી પુલીસના મરાઠા ઇન્સપેકટર **હનમંતરાવની** જબાની લેવા માંડી.

## નાદીરશાહનો બચાવ.

## ઈન્સપેકટર હનમંતરાવની જબાની.

**મી. બીકરસેટ—હનમંતરાવ** તમને આ મુકદમામા શું લાગતુ વલગતુ છે તે કહી જશો ?

'હા સાહેબ.' **હનમંતરાવે** જવાબ 'મી. **જેહાંગીરશાહે** મેહમ મધે આવેલા એક ચોકસ બંગલાની પાછલી બાજુના કમપાઉન્ડની દેવાલ તથા બાગની અંદર મને ખાંનગી તપાસ કરવાની ફરમાસ કીધી હતી. એ બંગલામા **જીજી ઘોઘાવાલાંઓ** રેહ છે.'

'તમારી તપાસનુ પરીણામ તમે મેહરબાની કરી કેહી જશો **મી. હુનમંતરાવ ?' બીકરસેટે** સવાલ કીધો.

'દેવાલની બાહરથી તપાસ કીધા પછી મેં મારી ખાતરી કીધી છે કે કોઇ શખસ તે દેવાલ ઉપર ચહડેલો હતો.' **હુનમંતરાવે** જવાબ દીધો. 'તેના બુટથી દેવાલની બાહરની બાજુ ઉપર ઘસા પડયા છે, અને દીવાલ ઊપર બાઝેલી તાજી લીલ તે ઘસાડાથી ઘસાઇને નિકલી ગઇ છે.'

'દીવાલ ઉપર પડેલા ઘસા ખુલ્લી આંખે દેખાય તેવા છે ?' **બીકરસેટે** સવાલ કીધો.

'ત્રણ વારને છેટે ઉભા રહી તપાસ કરતાં મને તે દેખાયા હતા.' **હુનમંતરાવે** જવાબ દીધો. 'દેવાલ ઉપર ચહડનાર શખસના પગના ગુડણથી પડેલા કેટલાક ઘસારા બુટથી પડેલા ઘસારા સાથ સરખાવતાં મેં તુરતજ પીછાણ્યા હતા.'

" એ સિવાય કાંઇ બીજું ?' **બૅરીસટરે** પુછયું.

'દેવાલની ઉપર બાતલીના જે કાચો ગોઠવેલા હતા તેમાથી કેટલાક કાચો નિકલી ગયા છે, અને એક બે લાંમબા કાચની અડફટમાથી આ એક કાલી બનાતની નાહની કપચી મને મલી આવી છે. મને લાગે છે કે દીવાલ ઉપર ચહડનાર શખસનો પોશાક નીચે ઉતરતી વખતે એ કાચોથી ફાટી જવો જોઇએ, અને આ કપડાની કપચી દીવાલ ઉપરના કાચમા ભેરવાઇ જવાથી રેહી ગએલી મને મલીછે.

**હુનમંતરાવે** કાલી બનાતની એક કપચી કોરટમા રજુ કીધી, અને બૅરીસટર **બીકરસેટે** તે કપચી **જયુરીના** સભાસદોના હાથમા આપી.

'એ હકિકત તમે દેવાલની બાહરની બાજુ અને દેવાલને મથાલે જડી લીધેલા કાચ વિશે કહી. હવે તમે દેવાલની અંદરની બાજુની અને બાગ માહેલી હકિકત કાંઇ જણાવી શકશો ?' **બીકરસેટે હુનમંતરાવને** પુછયું.

'બાગની અંદર મેં તપાસ કરી હતી. ત્યા બરાબંર દેવાલની પડોસમાજ ઝાડ હેઠલ એક બાંક મુકેલો મને દેખાયો.' **હનમંતરાવે** જવાબ દીધો. 'એ બાંકની આગલ જમીન ઉપર બે માણુસોના પગલાંના આકારો પડેલાં મેં તપાસ્યા છે. પાછલથી તે બંન્ને જંન પેલા બાંક ઉપર ચહડેલાં હોવાં જોઇએ, સબબ, કાદવથી ખરડાએલાં બુટના આકારો હજી તે બાંક ઉપર જેવાને તેવા પડી રેહ્યા છે.'

**હનમંતરાવની** જબાની અતરે પુરી થવાથી **બીકરસેટે** બીજા સાખ્પશી તરીકે **જીજી ધોધાની ઝીલુબાઇને** બોલાવ્યાં.

**જીજી ધોધાની ઝીલુએ** પોતાની જબાનીમા નવું કાંઇ જણુાવ્યું નહી. માજીસ્ટ્રેટ ખંનડાલેવાલાને ત્યાં તેણીએ જે ખુલાસો કીધો હતો, અને **નવલશાહશેઠની** જેવી રીતે તેણીએ **નાદીરશાહના** નિરદોશપણા વિશે ખાતરી કીધી હતી, તે સરવે બીના **ઝીલુએ** બોલે બોલ જયુરીની સમક્ષ જણાવી દીધી.

**ઝીલુની** જબાની પુરી થયા બાદ **નુંનુંના** આ મુકદમામાં એક ધણા અગતના સાખશીની જબાની લેવાની વારી આવી. એ સાખશી **સુરીયાબાણ** ફતેહમારી ઉપરથી મલેલો '**સુંનાની કડીવાલો**' મુસલમાન ખલાસી હતો.

'જયુરીના સાહેબો' બૅરીસટર **બીકરસેટ** બોલ્યા. 'ઇન્સપેકટર **જેહાંગીરશાહની** અટકલ બોલેબોલ ખરી પડે છે એમ તમે જોઇ લીધુ છે. તેવને તોહમતદારને નિરદોશ ઠેડવ્યો છે, અને હવે એક નવો સાખશી તેવન તમારી આગલ રજુ કરે છે, જે કાંઇ નવીજ વાત કેહશે. એ સાખશી તોહમતદારના નિરદોશપણાને આડકતરી રીતે ટેકો આપશે, અને સીધી રીતે **નુંનુંના** ખરા ખુની ઉપર અજવાલુ નાખશે. બુલાવ, **ગફ્ફારબેગ હુસેનશાહ**.'



# પ્રકરણ ૨૭ મું.

## ગફારબેગ.



ફારબેગ ! ગફારબેગ ! !'

સીપાઇએ બુમ પાડી, અને ગફારબેગના નામને જંવાબ દેતો એક શખ્સ કોરટના દીવાનખાનામાં દાખલ થયો. સીપાઇએ તેને લાવી સાખશીના પીંજરામા ઉભો કીધો.

ગફારબેગ એક ઉંચા કદનો અને કદાવર બાંધાનો મુસલમીન હતો. તેના માથાં ઉપર કાલા ભંમર જેવા લાંમબા બાલ હતા, અને તેણે પોતાના બંન્ને કાનોમા એક એક સોનાની કડી પેહડેલી હતી. તેની રીત-ભાત આબરૂભરી, અને દેખાવ સાલેસ અને ઇજજત ભર્યો નજર પડતો હતો. રંગે તે સાંમલો હતો, પણ સુરજની ગરમીથી તે વધારે કાલો થાઇ ગયો હોય એમ દીસતુ હતુ. તેણે પેહડેલાં કપુડાં સાફ અને સાદાં હતાં. તેણે પોતાની બગલમાં પોતાની રીત પ્રમાણે એક સાદી રંગીન સીવાલ ઘાલી હતી, અને માથે રંગીન મલમલનો ફુપેટો મરોડદાર ઢપે બાંધેલો હતો, જેની પાછલથી તેના કરચલી વલેલા કાલા લાંમબા બાલોના ઝુલફાં લટકતાં હતાં. સામતી રીતે લેતાં ગફારબેગ એક સોહામણો અને આબરૂદાર દેખાવનો મુસલમીન નજરે પડતો હતો.

સાખશીના પીંજરામાં દાખલ થયા બાદ સોગંદ ઉપર તેણે જબાની આપવા માંડી.

'મારૂ નામ **ગફારબેગ હુસેનશાહ** છે. હું અસલ લાહોરનો વતનદાર છું. **નુંનુનો** હું ખાવીંદ છું.'

'**નુંનુનો** ખાવીંદ!' જડજ સાહેબે પુછયું. 'સરકારી વકીલ કેહ છે કે **નુંનુ** તો એક વિધવા હતી?'

'નહી ગરીબ પરવર. હું તેણીનો હકદાર ખાવીંદ છું.' **ગફાર બેગે** ખુલાસો કીધો. 'મેં દીલ્લીમાં તેણાની સાથ શાહદી કીધી હતી.'

'તે છતાં તે પોતાને વિધવામાંજ ખપાવતી હતી. **વરલીના** બાણ ઉપર વસતાં લોકો તેણીને આજ સુધી એક રાંડી રાંડ સમજતાં હતાં!'

'બેશક હુઝુર.' **ગફારબેગે** જવાબ દીધો. 'હમો બંન્ને જન વચ્ચે એવીજ ગોઠવણ થાઇ હતી.'

'તે મરી ગઇ છે તે તમે જાણોછ કે?'

'જે સીપાઇઓ મને સુરતથી મુંબઇ લઇ આવ્યા, તેઓએ મને જણાવ્યું કે **નુંનુંનુ** કોઇએ ખુન કીધુ છે.' **ગફારબેગે** જવાબ દીધો. 'ચંડાલ ઓરત!'

'તમે તેની ઉપર ઘણાજ ગુસ્સે હોવો એમ માલમ પડે છે?' **બીકરસેટે** સવાલ કીધો.

'ગુસ્સે કાંય નહી થાંઉ!' **ગફારબેગ** બોલ્યો. 'મારા મરનાર બાપે પરણવા આગમજ મને જે શીખામણ દીધી હતી, તે મેં નહી માની. જયારે મારા બાપે મને **નુંનું** સાથ પરણવા ના કહ્યું, ત્યારે હુ મારા બાપની બેવકુફી ઉપર હસ્યો હતો. 'ખબરદાર બેટા, આ કામથી દુર રેહ. નહી તો આખર તારી ઇજજતની બરબાદી થશે.' એ તેના સખુનો હજી મને યાદ છે. મારા માબાપો ગરીબ પણ પ્રમાણીક હતાં. લાહોરમાં હજી મારા બાપદાદાની જાગીર છે, જે હાલ મારા કાકાને હાથ ગઇ છે. મેં ઘણી વખત **નુંનુને** કહ્યું હતું કે,' કોઇ દીવસ તારો જીવ જશે

એમ મેં ઘણી વખત નુંનુંને કહ્યું હતું.

'તમારી જબાનીનું કામ આગલ ચલાવો મી. બીકરસેટ.' જડજ સાહેબે ફરમાસ કીધી.

'ઠીક. એમ તમે કયારે કહ્યું હતું ?' બીકરસેટે ગફારબેગને સવાલ કીધો.

'ઘણા વરસની વાત ઉપર.' ગફારબેગે જવાબ દીધો. 'આજે લગભગ પચીસ વરસ થયાં હશે. નુંનુંની મુખ્ય આદત મોટાં અને માતબરોના કાંમમાં માથાં મારવાની હતી, અને તેમાંજ તે અંતે મરણ પામી છે. મોટાઓ પોતાની મોહકાણો છુપાવવા માટે પૈસાની લાલચે નુંનુંનુ મોહડું દાબતા હતા.'

'એવી કેઇ કેઇ મોહકાણો તમારી ઓરતે જરની લાલચે છુપાવી છે? જે ખરૂં હોય તે કેહજો? તમુને તેમાં કાંઇ નુકસાન નથી જવાનું ?' બીકરસેટે ખુલ્લો સવાલ કીધો.

'સાંભલો હઝરત.' ગફારબેગે ધીરજથી જવાબ દીધો. 'આજથી ત્રીસ વરસની મુદત ઉપર લાહોરથી શેહરે દીલ્લીમા હું ફરવા ગયો હતો. ત્યાં ચાંદની ચોકમાં આવેલી એક કુસાદે હવેલીના પેહલા મજલા ઉપર મેં નુંનુંને જોઇ, તેણીની ઉપર હું ફીદા થયો હતો. આહા! સાહેબ, નુંનું દીલ્લીનું એક ગોહર હતું! દીલ્લીમાં તે પોતાની ખુબસુરતી માટે જાણીતી હતી. પણ હાલતે તે મુફલીસ હતી. હું તેણીનો ખરીદદાર થયો, અને દીલ્લીમાં મારા બાપની મરજી ઉપરાંત મેં નુંનુ સાથ શાહાદી કીધી. દીલ્લીથી હમો લાહોર ગયાં. પણ મારા બાપનો વિચાર નુંનુંની ઘણોજ વિરૂધ હતો. મારી શાહાદી બાદ, એક દીવસે મારા બુજરોગ બાપને એક ખુનામાં બેસી મેં રડતાં દીઠો. મારૂં દીલ તેથી ઘણુજ રંજીદા થયુ.'

'પરણ્યા પછી થોડાં અઠવાડીઆં હમો ધણી ધણીઆનીએ ઠીક સંપજમાં ગુજારયાં. કદાચ હમો એકમેક સાથ સેજસાજ કજીઓ

કરતાં, પણ આખરે પાછાં મલી જતાં હતાં. બે વરસ સુધી એવું ચાલ્યા કીધું. પણ અંતે મારા બાપને નુંનુંની ઉદાઉ અને ખરચાલી ચાલ પસંદ પડી નહી, અને તે ઉપરથી હમો બંને બાપ દીકરા વચ્ચે એક મોટો ઝગડો થયો, અને પરીણામમાં હું નુંનુંને લઇ મુંબઇ નિકલી પડયો. મેં મુંબઇ આવી રેહવા માટે ખલાસી ચકલામાં એક મકાન ભાડે લીધું અને ત્યાં—

'તમે જલદી તમારી વાતનું સેવટ લાવો, તમારી વાત લંબાવો ના.' જડજે ઉતાવલ કરવા કહ્યું.

'મારી વાત ઘણીજ અગતની છે બંદેનવાજ.' ગફારબેગે જવાબ દીધો. 'અને હું તે ટુંકમા જણાઉ છું. મુંબઇમાં સુરયાબાણુ ફતેહમારીના તનડેલ કાસમઅલી સાથ મને પીછાણ પડી, અને તેની સાથ હું ખલાસી તરીકે તેનાં વાહણ ઉપર નોકરી ગયો. હમારી ફતેહમારી મુંબઇથી સુરત, અને કોઈ કોઇ વખત ભાવનગર અને ખંભાતની ખેપ કરતી હતી. દરેક ખેપથી જ્યારે હું પાછો ફરતો, ત્યારે થોડા દીવસ હું મારે ઘેર આસાએશ લેવા જતો હતો.'

'એક દાહડો નુંનુંની મુલાકાતે એક પારસી આવ્યો. એ પારસી નવલશાહનો વિસવાસુ કારભારી હીમજી હતો. એક પારસીની મુલાકાત નુંનું લીએ એ વાત મને પસંદ પડી નહી. નુંનું પાસે મેં તેનો ખુલાસો માંગ્યો, અને નુંનુંએ મને કહ્યું કે 'તે પારસીને એક આયા જોઇએ છે, અને તે મોટો પગાર આપવા કેહ છે.' નુંનું એક આયા તરીકે પેલા પારસી સાથ પગારની લાલચ ઉપર નોકરીએ જવા તૈયાર થાઇ. મેં તેણીને તેમ કરવા ના પાડી પણ તેણીએ બીલકુલ મારૂં માન્યુ નહી. પૈસા ખાતર તે કાંઇબી કરવા માંગતી હતી, અને પૈસા માટે કાંઇબી કરવામાં તે શરમ સમજતી નહી હતી.'

'કીયાં ખાસ કામ માટે નુંનુંને રોકવામાં આવી હતી?' જડજે સવાલ કીધો.

'મને તે વખતે તેણીએ તે વીશે કહ્યું નહી.' ગફારબેગે જવાબ દીધો. 'લીમજીના જવા પછી ત્રીજે દાહડે ટપાલમાં એક કાગજ નુંનુને નામે આવ્યું, તેમાં એવું લખ્યું હતું, કે નુંનુંએ બીજે દાહડે સહવારના સુરતની ગાડીમાં નવસારી જવા ઉપડવું, અને લીમજી તેણીને ઇસતેશન ઉપર મલશે. આ કાગજ વાંચતાંજ નુંનુંએ મુસાફરીની તૈયારી કરવા માંડી. તે વખતે હું કાંઇ બોલ્યો નહી, પણ બીજે દીવસે સહવારના જયારે તે ઇસતેશન ઉપર જવા નિકલી, તેજ વખતે મેં મારી મરજી તેણીની સાથે જવાની જણાવી. નુંનુંએ મારા વિશે તે વખતે કાંઇ વાંધો લીધો નહી, અને હમો બન્ને જન ગ્રાંટરોડના ઇસતેશન ઉપરથી નવસારી જવા માટે ત્રીજા કલાસની ટીકીટ લેઇ ગાડીમાં બેઠાં. નવસારીના ઇસતેશન ઉપર પેલો પારસી લીમજી હમુને મલ્યો. તેણે મને ગામમાં એક ઠેકાણે બેસાડયો, અને પોતે નુંનુને લઇ હીલુબાઇ હીરાબોગીને વજીફે ગયો. લીમજીએ મારી સાથ એવી ગોઠવણ કરી હતી કે નુંનું જયાં સુધી વજીફેથી પાછી ફરે નહી, ત્યાં સુધી મારે તેણીને સાટે ત્યાંજ ખોટી થવું. નુંનું ખુબસુરત હોવાથી તેની આવી ચાલ માટે, તેમજ તેણીએ માથે ઉઠાવેલાં કામ માટે મને શક ગયો, અને હું છુપાતો તે બંન્ને જનની પાછલ પાછલ ગયો. તેઓ હીરાબોગીના વજીફામાં દાખલ થયાં. હું તે વજીફાની બાહાર ભમતો ફરયો. તલાશ કરતાં મને માલમ પડયુ, કે લીમજીના કેહવા પ્રમાણે તે વજીફો હીરાબોગીનો નહી પણ મલેસરીયાનો હતો, અને તે વજીફામાં વસતી બાઇનુ નામ હીલ્લુબાઇ નહી પણ મેહરબાઇ હતું, અને તે બાઇ નવલશાહશેઠને આધારે પડેલી હતી. શરૂઆતમાંજ આતું તરકટ મેં શોધી કાહડયું, અને તે જાણતાંજ મારા ગુસ્સાનો પાર રહયો નહી. પણ લાચાર !. મારૂ કાંઇ ચાલ્યું નહી.'

'નુંનું ઘણીજ હટીલી હતી. કોઇબી પ્રકારના કામમાં સાંમેલ થવા મેં તેણીને ફરીથી ના કહ્યું, અને તે ઉપરથી હમો બન્ને જન

વચ્ચે મોટો ઝગડો થયો. પણ પાછલથી તે નરમ પડી ગઇ, અને મને અતી નમનતાઇથી કાલાવાલા કરી સરવે વાત કહી દઇ. તેણીએ મારી મંજુરીઆત મેલવી. તે બોલી હીયાં જો, ગફુર. ખાતાં ખુટે નહી તેટલી દોલત આપણુને એકજ કાંમમા મલશે. મેં જવાબ દીધો. 'અચ્છું! અચ્છું!! ચલાવ ચલાવ!' નુંનુંએ એક કપડાંની ઠેલી નોટોના કાગજયાંથી ભરેલી પોતાની જેબમાંથી કાહડી મને દેખાડી કહ્યું. 'આ રૂપીઆ જોયા. આપણુને ફરીથી ચાકરી કરવી પડશે નહી, અને સુંરયાબાણુ ફતેહમારી ઉપર સડના દોરડાં ખેચવા જવાની તુને હવે જરૂર રેહશે નહી. નવલશાહુશેઠનો એક હકદાર વારસ છે, તેની સાથે આ હીલ્લુબાઇના બાલકને બદલી નાખવો છે. હીલ્લુબાઇનુ બાલક લઇ આપણુ આવતી કાલની ગાડીમાં સુરત થઇને સીગનપોરની ધરમસરામા જઇશું. નવલશાહની ઓરંત પીરોજા આપણી પાછલ તેજ ધરમસરામાં આવી રેહશે, અને ત્યાં આપણુ હીલ્લુબાઇના બાલકને પીરોજાના બાલક સાથ રાતને વખતે બદલી નાખશું. ત્રણ હજાર રૂપ્યા એટલાં કામ માટે નવલશાહે પેહલ્લાં આપવા કહ્યા છે, અને કાંમ બજાબ્યા પછી બીજા બે હજારની કબુલાત આપીછે. એ ઉપરાંત દર મહીને પચાસ રૂપીઆનો પગાર આપવાની નવલ-શાહશેઠે ગોઠવણ કીધી છે તે તો જુદી.'

'અને તુંએ તે વાત કબુલી?' જડને સવાલ કીધો.

'માફ કરો સાહેબ,' ગફારબેગે જવાબ દીધો. 'જેની રાંડ ભુંડી તેનો ભવ બલ્યો!' મેં તે વખતે કાંઇ કહ્યુંજ નહી, સબબ હું ગુસ્સાથી હેરાન હતો. મારી આંખોમાં ખુન ચહડયું અને નુંનું મારી એવી હાલત જોઇ હસી પડી બોલી. 'યા અલ્લાહ! તું કેવો મુરખ છે ગફુર! સાંભલ તો ખરો ગફુર! આ હીલ્લુબાઇના છોકરાને નવલશાહ પોતાને ઘેર લેઇ જવા માંગે છે. નવલશાહની એવીજ ખાહેશ છે કે હીલ્લુબાઇના છોકરાને પોતાનો વારસ કરવો. પણ એ વાત

હીલ્લુબાઇ ના પાડે છે. તે પોતાનાં બાલકને આપવા ના પાડે છે. વાસતેં આપણને આપણી મેહનતનુ દામ જે મલશે તે ફક્ત **નવલશાહ** તરફથીજ. **હીલ્લુબાઇ** પોતાના દીકરાને પોતાની સોખને ત્યાં મોકલવા રાજી નથી, વાસતે તેવને મારી આગલ રડી પડી **હીમજીની** જાણ વગર ઘણીજ ખાનગી રીતે મને કસમ આપી, એક હજાર રૂપ્યાની બક્ષીસ આપી એવી ગોઠવણ કીધી કે સીગનપોરની ધરમસરામાં મારે તેના છોકરાને લેઇ જવો ખરો, પણ તેના છોકરાને **પીરોજાના** છોકરા સાથ બદલવો નહી. મેં તેમ કરવાની કબુલાત આપી છે. આ રેહયા એક હજાર **હીલ્લુબાઇના**, અને ત્રણ હજાર **નવલશાહના**. એ ઉપરાંત દર માસે દસ રૂપીઆનો પગાર **હીલ્લુબાઇ** જીવે ત્યાં સુધી તેવને મને આપવાની કબુલાત આપી છે. **હીલ્લુબાઇએ** પોતાના છોકરાને કાંઇ છુપી નિશાની કીધી છે, અને એ નિશાની જોઇને તે પોતાનુ બાલક પાછુ પીછાણી લેશે. તે નિશાની શું હતી તે **હીલ્લુબાઇએ** મને દેખાડી નથી. **નવલશાહને**, **હીલ્લુબાઇ** વચ્ચેની આપણી ગોઠવણ જણાવવાની જરૂર નથી. **નવલશાહ** એમજ સમજશે કે **પીરોજાનુ** બાલક **હીલ્લુબાઇને** ત્યાં જશે, અને **હીલ્લુબાઈના** બાલકને **પીરોજા** પોતાનો ખરો દીકરો સમજી પાલશે. એ રીતે બેહુ બાજુ તરફથી આપણને બેવડું દાંમ મલશે.'

ગફારબેગે પોતાના ખીસાંમાથી રૂમાલ કાહડી પોતાનુ મોહડું લુછયું, અને આ નવી નવાઇ જેવી ખબર કોરટમાં જાહેર થતાંજ સાંભલનારાઓ બીલકુલ ડંગ થાઇ ગયા.

'બીજે દીવસે **હીલ્લુબાઇના** બાલકને લઇ હમો સુરત ગયાં, અને ત્યાંથી ઘોડાની ગાડીમાં હમો સીગનપોરની ધરમસરાંમા ગયાં." ગફારબેગે પોતાની જબાનીમાં આગલ બોલવા માંડયું. ' '**હીમજી** હમુને ધરમસરામાં મલયો, '**હીમજીનુ** કુટુંબ હમારી આગમનથી સીગનપોરની ધરમસરામાં જઇ વસ્યુ હતુ, અને હમો **હીમજીના**

નોકર તરીકે, **હીલ્લુબાઇના** બાલક સાથે જઇ વસ્યાં. હમારા ગયા પછી બીજે દીવસે **નવલશાહનુ** કુટુંબ એજ ધરમસરામાં હવા ફેરફાર કરવા મુંબઇથી આવી લાગ્યું. **પીરોજાનો** દીકરો એક આયાની ખાસ સંભાલમાં સોંપેલો હતો. **પીરોજાની** તબીયત ઘણીજ લઠડી ગએલી હોવાથી, તે ઘણીજ ઉદાસીત અને ચીંતાતુર રેહતી હતી. ધરમસરામાં જુદી જુદી આયાઓ માટે જુદા જુદા ઓરડા ફાજલ પડે તેમ નહી હોવાથી, બંન્ને આયાઓને એકજ ઓરડો આપવામા આવ્યો, જેથી **નુંનું હીલ્લુબાઇનાં** બાલકને લઇ **પીરોજાનાં** બાલકની આયા સાથ એકજ ઓરડામાં વસવા લાગી.'

'આ બનાવ જોઇ મને પાછો શક પડયો! કાં નહી **નુંનું** મને ઠગતી હોય! કાં નહી મારૂ મન મનાવવા, અને મને ભમાવવા તેણીએ આ બનાવટ ઉપજાવી કાહડી હોય! એવો ખ્યાલ મને આવતાંજ મેં **નુંનું** ઉપર બારીક નજરથી તપાસ રાખી! મેં નબી પયગમબરના કસમ લીધા, કે **નુંનુને** એવું પાપી કામ કદીબી કરવા દેવું નહી, અને **હીલ્લુબાઇનાં** બાલકને **પીરોજાનાં** બાલક સાથ કદીબી બદલાવા દેવું નહી. એવો નક્કી ઠેડાવ કરી મેં મારી નજર એક ઘડીબી તે બાલકપરથી ખીસાડી નહી. હું **નુંનુંની** સાથે સાથે ફરવા લાગો, અને પુઠે પુઠે ભમવા લાગો. ધરમસરામાં વસતાં પારસી લોક મને હસવા લાગાં. મેં તે છોકરાને મારા હાથમાં રમાડવા લીધો, અને મારી ખાતરી કરવા, મેં તેની કંમરે એક લાલ દોરો બાંધી રાખ્યો. **હીલ્લુબાઇના** છોકરાની કંમરે લાલ દોરો બાંધી હું અંનજાનો થાઇ ફરવા લાગો, અને **નુંનુંની** દરેક હીલચાલ હું છુપી રીતે જોતો રેહયો.'

'હું ધારૂં છ કે હવે તમારી વાતનુ સેવટ આવવુ જોઇએ.' જડજે અધીરાઇ બતાવી.

'હા, ગરીબપરવર.' **ગફારબેગે** જવાબ દીધો. 'પેલાં બે બાલકો અને તેમની બે આયાઓને રેહવા માટે જે એક એલાહેદો ઓરડો પેલા

**લીમજી** પારસીએ મેલવ્યો હતો, તેમાં તે બંન્ને જન એક રાત્રે સુવા ગયાં. બંન્ને આયાઓએ પોતાનાં બાલકોને પોત પોતાના પાલનામા સુવાડયાં, અને હું **નુંનું**ના કામ ઉપર નજર રાખવા તે ઓરડાના દરવાજા આગલ એક લાંમબી ખુરસી ઉપર પડયો. સરકારની જનાબમાં જુઠુ બોલવાની મને કાંઇબી મકસદ નથી. **નુંનું** તો હવે મરી ગઇ છે, અને તે માલીકે જેહાનની દરબારમાં મનેબી રોજે શુમારને દીવસ મારો હીસાબ આપવો પડશે. વાસતે હું તેના મુવા પછી તેની પાછલ કાંઇબી તેને માટે જુઠું બોલનાર નથી. સાંભલો સાહેબ, હવે બનાવ શું બને છે. રાત્રે દસ વાગાને સુમારે **નુંનું**એ ઓરડામાં બલતી બતી બુજાવી નાંખી, અંધારૂં કીધું, અને પોતે પોતાના બીછાના ઉપર પડી. મારી ઉંઘ ઉડી ગઇ. હું ત્યાર પછી વંધારે ખંતી થાઇ જાગતો રેહયો. અંતે બાર વાગા. **નુંનું** ઉઠી અને પેહલ્લાં તેણીએ મારી આગલૂં આવી પોતાની ખાતરી કીધી કે હું જાગરૂત છું યા નહી. હું તેની મતલબ સમજી ગયો અને આંખ ઢાંકી પડી રેહયો. તે મને ઉંઘાયલો સમજી,' પાછી ઓરડામાં ગઇ, અને **હીલ્લુબાઇના** છોકરાને હલવેથી પાલનામાંથી ઉડાવી **પીરોજાના** બાલકના પાલનામા મુકવાની તૈયારી કરવા લાગી. હું ઉંઘાડે પગે ઓરડામાં ઘુસી ગયો, અને **નુંનું**ની પીઠ પાછલ ગુપચુપ ઉભો રહી તમાશો જોવા લાગો. શયતાન તેના સર ઉપર ભમતો હોવાથી, હું જોકે તેની પાછલ ઉભો હતો, છતાં તેણીએ મને જોયો નહી. **હીલ્લુબાઇના** છોકરાને તેના પાલનામાથી **નુંનું**એ બાહર કાહાડયો, અને જેવી તે **પીરોજાના** છોકરાના પાલનામાં તે બાલકને મુકવા જતી હતી, તેવીજ મેં તેની ગરદન એક હાથે મજબુત પકડી અને ચીસ નહી પાડે માટે બીજે હાથે મોહડું પકડી લીધું. **હીલ્લુબાઇના** બાલકને મેં પાછું તેનાજ પાલનામાં મુકાવ્યું, અને અંધારામાં મારી સાથે **નુંનુ**ને ઝપાઝપી થવા લાગી. 'કદીબી એ બાલકને હું બદલાવાં દેનાર નથી.' એમ મેં **નુંનુ**ને કહ્યું, અને તેજ વખતે મારા ખીસામાંથી મારી નાહની છુરી મેં ખેંચી કાંહડી, **હીલ્લુબાઇના** છોકરાના જમના

હાથની બાજુ ઉપર મારી તે છુરી વડે મેં એક નાંહનો જેવો જખમ કરી કહ્યું. 'સો છોકરામાંથીબી આ છોકરાને હું આ જખમથી ઓળખી કાહડશ. હવે જો તારે એ છોકરાને બદલવો હોય તો ભલે બદલ ! ! !'

'તે બાલક ઉંઘમાંથી ચીસ પાડી રડતો ઉઠયો. હું દરવાજા બાહર મારી ખુરસી ઉપર જઇ પડયો, અને નુંનું ગુપચુપ પેલા જખમની સારવાર કરવા લાગી. તે ખબરદાર ઓરતે આ વાતની સેહજબી ચકચાર થવા દીધી નહી. એટલી ઝડપથી આ બનાવ બન્યો, કે તેજ ઓરડામાં સુતેલી પીરોજાની આયાની નીન્દમા જરાબી ખલલ થાઇ નહી.'

'પેલો જખમ જો કે જરા મોટો હતો, અને તેમાંથી લોહી ગયું ખરૂં, પણ તે જખમથી હીરબાઇના બાલકની જીંદગીને અસલવલ આવે તેવું કાંઇ હતું નહી. રાતો રાત નુંનુંએ તે જખમમાંથી વેહતું લોહી બંધ કીધું. બીજે દીવસે આ બીનાનો તમામ હેવાલ મેં એક કાગજ ઉપર લખી કાહડયો, અને તે ઉપર લીમજીને સહી કરવા મેં જણાવ્યું. પોતાના શેઠનો ભરમ ફુટી ગયલો જોઇ તે હેબતી ગયો, અને એ બીના પીરોજા અને નવલશાહ શેઠને જાહેર નહી કરવા તે મને અરજ ઉપર અરજ કરવા લાગો. મેં તેને કસમ ઉપર કબુલાત આપી કે અગરજો આ બનેલા બનાવની લખી કાહડેલી હકિકત ઉપર તે પોતાની સહી કરે, તો મારે તે વાત કોઇનેબી કેહવી નહી. લીમજીએ ના કેહવાની હિંમત કીધી નહી. આ બાબદની ઉપર પરદો નાંખવા તે ઘણોજ રાજી હતો, તેથી લીમજીએ તે કાગજ ઉપર સહી કરી, અને નુંનુંએ તે ઉપર પોતાની સાખ કરી.'

'તે દસતાવેજ શું હજી તમે જાલવી રાખ્યો છે?' જડજે સવાલ કીધો.

'હા ખુદાવંદ.' અફારએગે નમીને જવાબ દીધો. 'ફતેહમારી સુરયાબાણમા મારી એક નાંહની જેવી પેતી છે, તેમાં હું તે કાગજો

હંમેશાં રાખું છું. સરકારની આગલ રજુ કરવા તે હું મારી સાથે લેઇ આવ્યો છું.'

ગફુરબેગે પોતાના કબજાની અંદરની બાજુના ખીસામાંથી એક મોટું જેવું પરબીડું બાહર કાહડી નામદાર જડજ સાહેબના હાથમાં આપ્યું.

'લેવો મેહરબાન.' ગફુરબેગે નમીને કહ્યું. 'જે દીવસે એ બનાવ બન્યો હતો તે દીવસે આ પરબીડાંમાં મેં તે કાગજો બંધ કીધાં હતાં. ત્યાર પછી આજ સુધી એ પરબીડું મેં ઉઘાડયુંજ નથી.'

નામદાર જડજે તે પરબીડું ખોલી તે માહેલાં કાગજો બાહર કાહડી ઉપર નીચે નજર કરી પુછયું :—

'આ સહી કરનાર પારસી હીમજી કયાં છે ?'

"એ પારસી હીમજી મરણ પામ્યો છે.' ગફુરબેગે જવાબ દીધો.

'ત્યાર પછી કાંઇ જાણવા જેવું બન્યુ છે ?' જીકરસેટે સવાલ કીધો.

'જુંજુંએ એ વાત બીલકુલ છુપી રાખવા મને ઘણી મીનત કીધી.' ગફુરબેગે જવાબ દીધો. 'મેં તેને વચન આપ્યો. નવલશાહની તેણીએ ખાતરી કીધી, કે છોકરાઓની બદલી થાઇ ગઇ છે, અને તે બીના નવલશાહે ખરી માની તેણીને કબુલેલા બાકીના રૂપ્યા આપ્યા. હીલ્લુબાઇની પાસેથી બાકીના રૂપ્યા જુંજુંએ કહડાવી લીધા. હીલ્લુબાઇએ તે રકમ ખુસીથી આપી, સબબ હીલ્લુબાઇનો છોકરો કાંઇ બદલાયલો નહી હતો. જે જખમ તે છોકરાની બાજુ ઉપર મેં મધરાતે કરેલો હતો, તે જોકે જલદીથી રૂજાઇ ગયો ખરો, પણ તે જખમની નીસાન તે છોકરાની બાજુ ઉપર રેહી જવી જોઇએ, એવું મારૂ મત છે.

'આ બધી બીના હીલ્લુબાઇને પાછલથી જણાવવામા આવી હતી કે?' બીકરસેટે સવાલ કીધો.

'મને તેની ખબર નથી સાહેબ.' ગફારબેગે જવાબ દીધો. 'અને જો કદાચ જણાવી હોયબી તો તે વિશે હું જાણતો નથી.'

'નુંનું પોતાને વિધવામાં શા માટે ખપાવતી હતી તે વાત તમે હમુને હજી જણાવી નથી?' બીકરસેટે સવાલ કીધો. 'એક અજીમ ગુનાહના કામમાં તમે તમારી બાયડીને મદદ કીધી, અને તે ગુનાહ તમે પાછલથી છુપાવી તકસીરવાર થયા છો. હવે તમારીથી થાએલી તે સરવે કસુર માટે આ વખતે તમે સઘલો ખરો ખુલાસો કરી સરકારની માફી મેલવો."

'મને મારી કસુરનો લગભગ સજા થાઇ ચુકી છે.' ગફારબેગે જવાબ દીધો. 'હરામખોરીથી મેલવેલા પૈસા કદીબી કોઇ સુખે વાપરવા પામતુ નથી. પૈસાની રેલછેલ જોઇ નુંનુંનો બુરો ખવાસ જોર કરી ઉઠયો. તેની બુરી ખાસીયતો ભડકી ઉઠી. મુંબઇમાં તે વધારે મોજ શોખમાં પડશે એમ ધારી હું તેણીને બીલીમોરે લેઇ ગયો અને ત્યાં એક સાદાં ઘરમાં હમો જઇ વસ્યાં. પણ નુંનું સુધરી નહી. જ્યાં ગોશ અને રોટી ઉપર રોજ ગણત્રી થતી હતી, ત્યાં પુલાવ અને બીરીયાંન, મુરગી ને બટક, મુતનજન અને ફાલુદો, હલવા અને જીલાબી, ખાજા અને સુતરફેની ઉપર વાત ચાલી. જ્યાં સાદી તાડી, અને ફેની કે બેવરાના વાંધા પડતા હતા, ત્યાં તે બીરાનડીન અને વ્હીસ્કી, પોતવૅન અને શેરીવૅન પીવા લાગી. જ્યા કપડાં મુકવા તેણીને એક પેટી નહી મલતી હતી, ત્યાં કાચની કબાટ, અને એક સાદી ચારપૈને બદલે મોટો પલંગ તે વાપરવા લાગી. જ્યારે હું મારી સફરે મુરસાબાદ ઉપર જતો હતો, ત્યારે તે ખાણીપીણી ચલાવતી હતી. આવી રીતની જીંદગી તેણીને ગુજારતાં જોઇ પાડપડોસમાં નુંનું પૈસાદાર છે એમ બોલાવા લાગ્યું. દારૂની

ઇલ્લતમાં પડયા પછી, તે પોતાની દયાનતદારી વધુ વખત જાલવી શકી નહી. આહ! સાહેબ જે ઓરતને દારૂનો શોખ હદથી જયાદા હોય, તે ઓરતને કદીબી પાકદામન હું સમજતો નથી. તે કદીબી પોતાની હોશ જાલવી શકતી નથી. એક દીવસ તેમજ બન્યું. ખમબાતના અખાતમાંથી મારી ફતેહમારી સુરયાબાણુ એક મોટાં તુફાનમાંથી બચી ગઈ, અને હમો મુંબઈ આવ્યા. હું થોડા દાહડા આસાએસ લેવાના વીચારથી બીલીમોરે ગયો, તે દાહડે રાતના દસનો સુમાર હતો. હું ઘર તરફ અચઅુચ જઇ પુગ્યો, અને મેં નુંનુંને બદફેલીમાં પડેલી દીઠી. તેણીને હોશ નહી હતી. તેણીને બોલવાની સુધીબી નહી હતી. મેં વાત બીલકુલ પડતી નાખી, અને તેણીની કસુર માફ કીધી. મેં તેણીને જરાબી મારી નહી. તેણીની આવી નિમકહરામી માટે જરાબી મેં તેણીને સજા કીધી નહી, સબબ જે **સખસ પોતાની ઓરતને તેની બેવફાઇ માટે માર મારી પાછલથી માફ કરે છે, તે પોતાને હાથે પોતાનું નપોદ વાલે છે, કારણ ભવીશમાં તે ઓરત પોતાની બદચાલ વધારે હિંમતથી ચલાવે છે, અને પોતાનું પાપ ઢાંકવા વધારે સાવચેતી ભરયા ઇલાજો શોધી રાખે છે.'**

'હું પરણીને પસતાવા લાગ્યો.' ગફારબેગ ઠાકી જવાથી જરા દમ લેઇ બોલવા લાગ્યો. 'મા બાપની મરજી ઉપરાંત થાઈ ને કોઇ પરણે છે, તે કદીબી સુખી થતો નથી, એ વાત ખરી છે સાહેબઃ મારૂ આ દુઃખ જોનાર કોઇ હતું નહી. મારો બાપ તો મરણ પામ્યો હતો. નુંનુંની બેવફાઇ માટે તેણીને કાએદા પરમાણે સજા કરાવી મારાં નામને નામોશી લગાડવાની મારી મતલબ નહી હતી. ઓરત! એક બદકાર ઓરત પોતાના ધણીના નામે અને ઇજજતની ખુવારી કરનારૂ છે, એવું સમજી હું સેવટ ઉપર આવ્યો. મેં તેણીને એક કાગજ લખી જણાવ્યું કે આજથી તેણીએ મને

મલવાની હરેક આસા મુકવી, અને આજ પછી મને તેણીએ પોતાના ધણી તરીકે કદીબી કોઇને ઓલખાવવો નહી, અને પોતાનેં એક વિધવા તરીકે લોકોમાં જાહેર કરવી. એ પ્રમાણે ચાલવા જો તે ના પાડે તો નવલશાહવાલી વાત જાહેરમાં લાવવાની મેં જુંજુને ધમકી આપી હતી. બીજે દીવસે હું મુંબઇ આવવા નીકલ્યો, અને મુંબઇ આવી સુરયાઆણુ સાથ મલબાર, કોચીન તરફ લાંબી સફરે નિકલી ગયો.'

'તમારા ગયા પછી જુંજુંનુ શું થયું ?' કોરટે સવાલ કીધો.

'મારા ગયા પછી જુંજુંનું શું થયું તેની મને ખબર પડી નહી.' ગફારબેગે જવાબ દીધો. 'મને એટલી ખબર મલી હતી કે મારા ગયા પછી બે ત્રણ વરસ બાદ જુંજું બીલીમોરામાથી પોતાનું ઘર કાહડી કેથે જતી રહી હતી.'

'પણ તમે છેલ્લા તો વરલીના બાણુ ઉપર નજરે પડયા હતા ?' જડજે સવાલ કીધો.

'એ વાત ખરી છે હુઝુર.' ગફારબેગ બોલ્યો. 'હું વરલીના બાણુ ઉપર જુંજુંને મકાને ગયો હતો ખરો, પણ ખુશીથી ગયો હતો નથી. મારા તનડેલ કાસમઅલીએ વરલીના બાણુ ઉપર જુંજુંને આવી વસેલી જોઇ. કાસમઅલીએ મને એવી ખબર આપી કે મારો દીકરો આલમશાહ આજ મુદત થાઇ મરી ગયો છે. આ સમાચારથી હું ઘણોજ દુ:ખી થયો હતો. હું તેના મરણથી દુ:ખી થાઇ કાસમઅલીની પાસે જુંજુંના મકાનનો પતો લઇ ફકત મારા બેટાના મરણની ખબર કાહડવા ગયો હતો. હું ઘણે વરસે જુંજુંની સામે જાઇ ઉભો. જુંજુંએ મને બીલકુલ પીછાણ્યો નહી. હું ઘણોજ બદલાઇ ગયલો હતો. મારામાં ઘણોજ ફેરફાર થાઇ ગયો હતો.'

'જુંજુંનું ખુન કોણે કીધું છે એવો કાંઇ તમુને સાક છે ?' ઓીકરસેટે પુછયું.

'હું કાંઇ જવાબ દેઇ શકતો નથી-' ગફારબેગે જવાબ દીધો. "મારે એટલુંજ હવે મારા બાબમાં કોરટને કહેવું છે; કે એક બદકાર ઓરતથી મારી જીંદગી ખુવાર થાઇ ગઇ છે. હમારામાં એક મશહુર કેહવત છે કે:—

**'ઔરતકા યાર–સદા ખુવાર**
**કાંટોંકા બીછાના ઔર જુતોંકા માર.'**

'તોહમતદાર નિરદોશ હોય કે ગુનેહગાર હોય, પણ આટલું તો નક્કી સાબેત થયું છે, કે **નાદીરશાહ** **નવલશાહનો** હકદાર વારેસ છે.' નામદાર જડજે **હીરાજી** અને જયુરી તરફ નજર કરી કહ્યું.

કોરટનું આ મત સાંભળી **હીરાબોગીના હીરાજીનુ** તમામ બદન પરસેવાથી પાણી પાણી થાઇ ગયું.

અતરે ગફારબેગની જબાની **બીકરસેટે** પુરી થાયેલી જણાવી.

ગફારબેગની જબાની પુરી થતાંજ બચાવ તરફથી મી. **બીકરસેટે** એક લંમબાન અને છતાદાર બાયાન કીધું. તેમાં તે બાહોશ બારીસટરે દરેક જબાની ઉપર બારીકીથી ટીકા કરી જ્યુરીના મન ઉપર **નાદીરશાહનુ** નિરદોશપણું ઠસાવવાની જરાબી તક જતી મુકી નહી. પુલીસ કોરટમાં પડેલી સરકાર તરફથી રજુ થયલા સાખસીઓની જુદી જુદી જબાનીઓને મી. **બીકરસેટ** બચાવના હથીઆર તરાકે વાપરવા લાગ્યા, અને **નાદીરશાહના** નોકર ખરસેદ ખીચરાની, અને મસાલની સાખસીઓ આ ચંચલ બારીસટરે એવી સફાઇથી ઉલટાવી પોતાના ઉપયોગમાં લીધી, કે તેથી **નાદીરશાહની ઍલીબી** ફતેહમંદી સાથ તે કોરટ સમક્ષ રજુ કરી શકયો. 'પ્રોસીકયુશન'ની તરફેનમાં એકબી 'પૉઇન્ટ' તેણે જવા દીધી નહીં. સરવેથી છેલ્લે મી. **બીકરસેટે** પુલીસના ચંચલ અમલદાર **જેહાંગીરશાહની** તારીફ કરી જણાવ્યું, કે મુંબઇની પુલીસમાં

કેવા અમલદારોની જરૂર છે તે મી. જેહાંગીરશાહના આજના કામ ઉપરથી જણાઇ આવ્યું છે. તેણે વધું જણાવ્યું કે પુલીસ પોતાને માટે આજે એવું બેહુદું મત આપખુદીથી બાંધી બેઠી છે, કે તે જેબી કામ કરે છે તે ખોટું કરતીજ નથી. કોઇબી ગુનાહના મુકદમામાં તે જેબી આદમીને એક વખત ગુનેહગાર તરીકે પકડે છે, તેનો ગુનાહ કોઇબી રીતે સાબેત કરવાનું કાંમ પુલીસ પોતાને માથે ખેચી લીએ છે. એવી રીતે આજ સુધીમાં નાદીરશાહ જેવા કેટલા ગુનેહગારોનું નિરદોશપણુ સાબેત થતું અટકી પડયું હશે, તે આજના આ મુકદમા પછી પ્રજા જડજ અને જયુરીએ વિચાર કરવાનું છે. પણ આપણુ હવે આસા રાખીશું કે આ મુકદમાના ચુકાદા પછી, મુંબઇની પુલીસ હવે પછી ઇન્સપેકટર જેહાંગીરશાહને પગલે ચાલી પોતાની કિરતી અને જસમાં વધારો કરશે, અને તોહમતદારોના નિરદોશપણા બનતાં સુધી સાબેત કરવાની તેમને દરેક જોગવાઇ કરી આપશે. મી. જેહાંગીરશાહ અગરજો ચાહતે તો તોહમતદારને ફાસીને લાકડે લટકાવી દેતે, સબબ તેવને જે જબાની કોરટ આગલ તોહમતદારની વિરૂધ રજુ કરી હતી, તે ખુનના વાંક માટે તેને 'ગીલટી' ઠેડવવા પુરતી હતી. પણ મી. જેહાંગીરશાહે પોતાની ભુલ જોતાંજ તેવને તે ભુલ સુધારી છે, અને પરીણામમાં તેવને તોહમતદારને નિરદોશ સાબેત કરી આપ્યો છે. એ પુલીસની તવારીખમાં આગલ કદી નહી બનેલો એક બનાવ હું સમજુછું, અને તે પેહલ કાહડવાની કિરતીનુ માન આ સુધ્ધા પારસી બચ્ચાને ઘટે છે.'

બીજી કેટલીક બીનાઓ ઉપર ટીકા કીધા બાદ મી. બીકરસેટે પોતાનું ભાશન ચાર કલાકે પુરૂ કીધું, અને જડજ સાહેબે 'સમ અપ' બાંધવાની તરફેનમાં કરી જયુરીને પોતાનુ મત આપવાની ફરમાસ કીધી.

જયુરીના મેમબરો મસલત કરવા પોતાના ઓરડામાં ગયા અને પંદર મીનીટ વિચાર કરી પાછા કોરટમાં ફરયા.

જડજ સાહેબે ફોરમેનને સવાલ કીધો. 'તમે સરવે સાહેબો ફેસલા ઉપર આવ્યા છો?'

ફોરમેન—હા મારા લાર્ડ.

જડજ—તમે સરવે એકમત થયા છો?

ફોરમેન—હા મારા લાર્ડ.

જડજ—બંધવો 'ગીલટી' છે કે 'નૉટ ગીલટી.'

ફોરમેન—'નોટ ગીલટી.'





# પ્રકરણ ૨૮ મું.

## 'પાપ અંતે ફુટવા માંડયું.'

'નાંદીરશાહ નિરદોશ ઠડી ચુકયો'

જડજે તેને નિરદોશ ઠેડવી છોડી મુકયો.

'દીલચમનમાં આ બનાવથી ખુશીખુશાલી ફેલાઈ ગઈ. **નવલશાહ** ઉપર ગામે ગામથી મુબારકબાદીના તાર આવવા લાગ્યા, અને મુંબઇમાં વસતી વેપારી આલમ (અલબત તેવનનાં પુછડાંઓજ) તેવનની થાએલી આ અસાધારણ ફતેહ માટે પોતાની ખુશાલી બતાવવા **દીલચમન** તરફ દોડયા.

**નાદીરશાહ** સેશન્સમાંથી છુટી ગયો તેની આ સઘલી ખુશાલી હતી. પણ સરવેથી વધારે અને અજાએબ જેવી ખુશાલી તો પેલા લાહોરી મુસલમાન '**ગફારબેગ**'ની જબાનીથી જાહેર થાએલી બીના વિશે હતી. સીંગનપોરની ધરમસરામાં છોકરાઓની અદલાબદલી ગુનું એ કીધીજ નહી હતી, એ **નવલશાહને** મન સરવેથી પેહલ્લી ખુશાલી હતી. વધુ સંતોશભરી સાબેતી **ગફારબેગના** કેહવા પ્રમાણે **નવલશાહને** એ મલી, કે **દીલ્લુ** ઉરફે **મેહરાંમલેસરીના** છોકરાની બાજુ ઉપર **ગફારબેગે** પોતાની છરીથી કરેલા જખમની કાંઇબી નિશાની **નાદીરશાહના** હાથ ઉપરથી મલી નહી, એટલે **નાદીરશાહ પીરોજાનો** દીકરો અને **નવલશાહનો** હકદાર વારેસ સાબેત થાઇ ચુકયો હતો.

અને એ કારણના સબબથી દીલખુશનમાં ધુમધામ અને ખુશી ખુશાલી ફેલાઇ રેહી હતી.

પણ આવા વખતે ફકત એકજ સવાલ જે બધાંને મોહડેથી નિકલી રેહયો હતો તે એજ હતો કે :—

ખુની કોણ?

ઇન્સપેકટર જેહાંગીરશાહની એક ફતેહ પુરી થાઇ હતી, પણ બીજી ફતેહ હજી અધુરી રેહી ગઇ હતી.

નાદીરશાહ 'નૉટ ગીલ્ટી' ઠર્યો છે, એ ખબર સાંભલતાંજ જીજીઘોધાની ઝીલુ, જે પોતાના મોટાંમાય અમબાઇજી સાથે સેશન કોરટમાં જબાની આપવા આવી હતી, તેણીએ તુરતજ ઇન્સપેકટર જેહાંગીરશાહનો હાથ પકડી ઉપકાર માન્યો, અને અમબાઇજી તેજ વખતે જેહાંગીરશાહને લાંબએ હાથે ઓવરના લેઇ બોલ્યાં:—

'મરી જાઉરે બધી મારા બાપ, આજે તમે મારા 'જીંબરાયા નાદરનો નવો જનમ કીધો જો! ઓ મરૂ રે બધી જેહાંગીરશાહ!'

પણ જેહાંગીરશાહનું ધ્યાન ઝીલુબાઇ તેમજ અમબાઇજી તરફ હતુંજ નહી. તેવનનું ધ્યાન એક બીજીજ તરફ રોકાયું હતું. તેવન ઝીલુબાઇ અને અમબાઇજીનો ઉતાવલમાં વલતો ઉપકાર માની એક વીકટોરીયામાં બેસી પોતાને બંગલે નિકલી ચાલ્યા, અને પારસીઓ પોતાના એક જાતભાઇની આવી ફતેહથી હરખાઇ ખુશાલીના પોકારો જેહાંગીરશાહની ગાડી પાછલ પાડવા લાગ્યા.

'થ્રાવો—થ્રાવો, થ્રી ચીઅર્સ ફોર ઇન્સપેકટર જેહાંગીરશાહ— હીપ હીપ—હુરેરેરે!'

'ધીમા જાને દો—ધીમા જાને દો' જેહાંગીરશાહ ગાડીમાં અધેલાઇ પડી બોલ્યા. 'દરીઆકે રસતેસે ધીમા-જાને દો.'

વીકટોરીયાવાલાએ ઘોડાની લગામ ખેચી પકડી તેને ધીમે ધીમે જવા દીધો અને ઇન્સપેકટર **જેહાંગીરશાહ** પોતાના વિચારના વમલમાં વિટલાઇ વીકટોરીયામાં પડયા.

વનટોલીયાના વમલમાં વિટલાયલું આદમી જેમ આગલ વધી કે પાછલ હટી શકતું નથી, તેમ **જેહાંગીરશાહ** પેલા મુસલમાન **ગફારબેગ**ની જબાનીથી એવા તો હેરત થાઇ ગયા હતા કે **નુંનું**ના ખરા ખુની વિશે તેવન પોતાની જરાબી અટકલ ચલાવી શકયા નહી.

'**નાદીરશાહ** નિરદોશ તો હતોજ, અને તે નિરદોશ ઠડયો એ તો ઠીકજ થયું.' **જેહાંગીરશાહ** વિચાર કરવા લાગ્યા. 'પણ **હીરાજી**ને આ **ગફારબેગ**ની જબાનીથી મોટું નુકસાન પુગ્યું છે. **ગફારબેગે** જબાની આપી કે **હીલ્લુબાઇ**નો છોકરો બદલાગો નથી, અને તેના કેહ્યા પ્રમાણે તે છોકરાની બાજુ ઉપર જખમનો કાપ હજી રેહી જવો જોઇએ. હકદારને તેનો ખરો હક મલે, અને નિરદોશનું નિરદોશપણુ સાબેત થાય, એજ મારી મુખ્ય નેમ છે. પણ હવે **નુંનું**નો ખરો ખુની કોણ હતો તે મારે જાણવું જોઇએ. ખાનુખરાબ થાય એ દીલ્લીવાલી ઓરતનું કે એની મોહકાણમાં **નાદીરશાહ** જેવો એક પારસી ફાંસીને લાકડે ચહડતે, અને પારસીઓને માથે જનમ સુધીની કાલી ટીલી લાગી જતે. **હીલ્લુબાઇ**ને તો ખબર હતીજ કે તેવનનો છોકરો બદલાયો નહી હતો, સબબ તેવને પોતાના છોકરાને **નુંનું**ને સવાધીન કરતી વખતે કાંઇ નિશાની કીધી હતી, તે નિશાની જ્યારે **નુંનું**એ તે છોકરાને પાછો **હીલ્લુબાઇ**ને સવાધીન કીધો, ત્યારે તેવને તપાસી લીધી હશે. બરોબર, તેમજ બન્યુ છે. ત્યારે સવાલ ઉઠે છે કે **નુંનું**ના ખુનની ખબર વાંચી **હીલ્લુબાઇ**ને બેહોશ થવાનુ શું કારણ? બરાબર છે. એ એક ભેદ છે. **હીરાજી**ના હાથમાં જ્યારે **નવલશાહ**ના કાગજો ગયાં, ત્યારે કદાચ **હીલ્લુબાઇ**એ સઘલી વાતનો ભરમ **હીરાજી**ને ખોલી કેહ્યો હોય, અને છોકરાઓની બદલી જે થવાની હતી, તે નથા થાઇ એમ જાણી **હીરાજી**—

**જેહાંગીરશાહ**ના વિચારનુ ગાડું આ જગ્યે એકાએક અટકી પડયું, અને તેવન પોતાના આંગલાં દાંત વચ્ચે કરડી બોલ્યા:—

'સબર, સબર! ત્યારે નુંનુંનુ ખુન શું **હીરાજીએ** કીધું હશે! નુંનું જો જીવતી રેહ, તો એવું સાબેત કરી આપે કે છોકરા બદલાયા નથી, વાસતે નુંનુંનું ખુન કરી, પેલાં પુરાવાવાલાં કાગજીઆં બાલી નાખી, **હીરાજી નવલશાહ**નો હકદાર વારેસ છે એમ સાબેત કરવા—

'પણ છત છત!' **જેહાંગીરશાહ**નો વિચાર વલી પાછો ફરી ગયો. '**હીરાજી** જેવા એક આદમી વિશે એવી અટકલ કરવી એ પાપ કરવા બરાબર છે. આટલાં વરસ થયાં હું એની સાથે વસુંછ પણ એને સારૂ મને ફરીઆદ કરવાનું જરાબી કારણ મલ્યું નથી, તેમજ એની ચાલચલણ વિશે મને જરાબી શક પડયો નથી. **હીરાજી**, એક બારીસટર, અને એક ગ્રેજ્યુએત થઇ એવું કામ કરેજ નહી.'

ત્યારે ખુન કોણે કીધું?

એટલાંમાં ગાડી **સેતાન બંગલાના** દરવાજા આગલ ઉભી રહી. **જેહાંગીરશાહ** એક રૂપીઓ વીકટોરીવાવાલાના આંગ ઉપર ફેકી દરવાજામાં જેવા દાખલ થતા હતા, તેટલાં દરવાજાની આગલજ તેવન **મેહરજી મનલાપીર** સાથ અથડી પડયા, અને તેની ઉપર નજર પડતાંજ અજબ થાઇ બોલ્યા:—

'કોણ **મેહરજી**! ભલાં આદમી જરા જોઇને ચાલની. તાંબાના તાપથી આંખે નજલો થયોછ કેમ? પણ કેમ, બંગલામાં કોણ પાસે ગીયો તો **મેહરજી**! વલી કોણની ગરદન મારેછ!'

'હું શું કરવા ગરધન મારૂં.' **મેહરજીએ** હસીને જવાબ દીધો. 'ઇસ્તીસપતર સાહેબ, તમુને મેં કોઇ દાહારો એવું માનવાનું કારણ આએપું છે વારૂં? મારા સંજ..ખરેખર કેજો હોકે?'

'કાય બચ્ચાજી ! બાપ મરે બમના જો તેં કોઇ પાસે આજ સુધી લખાવી લીધા હોય, તો તું ફાટી મરે!' જેહાંગીરશાહે મજાક કીધી. 'આ સોગદ આ જોઉ? પણ હીયાં તું કોણુને મલવા આયો હતો તે તો કેહ ?'

'હીરાજી બારીસટર સાથે કામ ઉતું.' મેહરજીએ જવાબ દીધો. 'બાઇ જેહાંગીરશાહ, તમુને મારે સારૂ કાંઇ વેહમ પએડોછ. પણ હીરાજી મારે સારૂ તમુને ખાતરી આપસે કે હું કેવું માનસ છેઉ. હાઉવે.'

"હીરાજી? હીરાજી હીરાભોગી, આ જેહાનના ચોર મવલાપીરનું ધરાક?' જેહાંગીરશાહે મનમાં વિચાર કીધો. 'અને ત્યારે મેં આપેલા પેલા અગીઆર હજાર—'

'હીરાજીનો ખરચ ઘણો મોટો છે તે હું જાણુછ મેહરજી.' જેહાંગીરશાહે મેહરજીનો ભેદ જાણુવા પુછ્યું. 'ભલાં માનસ આજકાલ ઘણું અતેરૂં કરી રેહયોછ.'

'પણ ધુર નાખી પોતાને સારૂ ખરચતો હોય તો.' મવલાપીર કૂદીને બોલ્યો. 'મારા સમ. મારૂ લૉઇ પીઓ જો એ વાત કોઇને કેવો તો. એ બધી મોકાન તો પેલી ચલકતી ચાઇચાઇવાલી મઢમના હોજરાંમાં ભરાય છે જેહાંગીરશાહ.'

'કોણુ ! મઢમ ! લે તેં આજે જાણ્યું કે ? તેમા તેં નવી વાત શું કેહી મેહરજી.' જેહાંગીરશાહ આ ખબરથી અજબ થયા ખરા, છતાં પોતાની અજાએબી ઘાંકી પોતે એ વાતથી જાણીતા હોય તેમ દેખાવ કરી બોલ્યા. 'જુવાન અને એખલા જીવને એવી મજાહની, જરૂર છે, મવલાપીર. અરે એબી એક પારસીઓની ફેશન છે. અરે બચ્ચા એવા એવાઓ હોય નહી તો તારી આફીસને તારાં પડે તેની ખબર છે? અરે આ મઢમ પાછલ હીરાજી કેટલો ખરચ કરેછ, તેનું કાંઇ તુને ધાાંનબી છે કે ?'

'હું કંઇ જાણુતો નથી. તમારા જીવના સંમ!' મેહરજી ઉલટુ જેહાંગીરશાહને પુછવા લાગો. 'તમે કાંઇ જાણુતા હોસોની સેઠ. મારી ગનત્રી પરમાણે છેલ્લાં ચાર વરસમાં હીરાજીએ આમે મદમને પચાસ ને પચીસ પનચોતર, ને દસ પનચાસીથી નેવું હજાર રૂપીઆ ખવારી દીધા છે!' જાને તે રાંડનો ગોલામ થઇ ગીયો હોય તેમ તે જોબી કેહ તે પર જીવ આપેછ!'

'ચાર વરસ થયાં? નેવું હજાર રૂપીઆ?'

તોપના ગોલાની માફક આ સખુનો જેહાંગીરશાહને કાને પડયા.

'લગભગ એક લાખ!' જેહાંગીરશાહ બોલ્યા. 'હું એટલું બધું નહી ધારતો હતો મેહરજી. ત્યારે એની આવકબી તેટલીજ હોવી જોઇએ ખરી.'

'ધુંરની આવક.' મવલાપીર ચીરહાઇ બોલ્યો. 'ખુવાર. તો થાઇ ગીયો સેઠ! તમેબી કાંઇ એને નાંનાં ધીરીઆછ કે? પણ ફિકર નહી. એ પરણુત્રા નિકરેલો છે. કોઇ છાંડાવાલી બાઇડી હાથ લાગી છે. મનેબી વાએદો કીધો છે. બંદાએ ત્રીસ હજારની ચીઠી લખાવી લીધી છે, અને આજે વાએદો જો ચુકો તો કાલે જોંઇ લેવો બારીસટરની ફજેતીના વાવટા. ચાલો હવે સાંજ પડી ગેઇ. હું રજા લેઉછ. સાહેબજી. જરા કોઇ ઘરાક હોય તો મેલવી આપજો. હાકે? હમના કામ ઠંડુ ચાલે છે. બાજની ફિકર કરવી નહી, ને મુદતનું તો થાઇ રેહશે!'

'આ વ્યાજખાઉ બરૂચો હીરાજીની ગીબત તો નહી કરતો હોય.' જેહાંગીરશાહને મવલાપીરના ગયા પછી વિચાર આવ્યો. 'મોટાં વ્યાજ ખાવાનો જે લોકને અભખરો હોય છે, તે લોક કાંઇબી કરવાનેં મુકે એવા આદમી નથીં. તકરાર ખાતર હીરાજીએ કદાચ મદમ 'રાંખીબી હોંય, પણ તેથી શું થયું. એ'તો સાધારણ છે.

આજકાલ પારસીઓમાં મદમ સાથ પરણવાનો જે પવન ફાટી નિકલ્યો છે, તે તરફ જોતાં આવી રીતની ખાનગી બદીઓમાં અગરજો જવાન પારસી મોજ મેલવી માન અને ફેશન સમજતા હોય તો તેમાં નવાઇ જેવું શું છે? આજકાલની ઉધરતી ઓલાદ કદાચ બીજી ફેશનો મીસાલ એબી એક ફેશન સમજી—

પણ તેવામાં બંગલાના કમપાઉન્ડમાંથી એક અતી રૂપાલી મદમને હીરાજીના માલ ઉપરથી ઉતરી એક બ્રુમમાં બેસતી તેવણે જોઇ. આ મદમને જોતાંજ તેવન ચમકયા, અને વલી તેવન નવા વિચારમાં પડયા.

'મેહરજી મવલાપીરે જે મદમ વિશે વાત કીધી હતી, તે મદમ એતો નહી હોય?' જેહાંગીરશાહે પેલી બ્રુમ પાછલ નજર કરી વિચારયું. 'જે હોય તે હમણા માલમ પડશે.'

જેહાંગીરશાહે આસપાસ નજર કરી તો એક ખાલી વીકટોરીયા રસતેથી જતી હતી, તેમાં તેવન એકદંમ ચહડી બેઠા, અને ગાડીવાલાને પેલી બ્રુમની પુઠ પકડવા કહી, જ્યાં તે જાય તેની પાછલ હાંકવા જણાવ્યું.

'હું કેવો મુરખ!' જેહાંગીરશાહ મનમાં બોલ્યા. 'આ મદમની પુઠ પકડવાને બદલે મેહરજીનેજ એ મદમનું ઠેકાણું પુછતે તો જરૂર તે જણાવી દેતે. પણ ઓ હો! બ્રુમ તો ઘણી આગલ નિકલી ચાલી.'

'જવા દે—જવા દે—એકદમ જવા દે. ચલાવ સીધા હાથ ઉપર— સીધા સીધા—જાને દો—ફટકાવ ફટકા—

ગાડી પાછલ ગાડી લાગી. જાણે ઘોડાની સરત છુટી. ફટાક–ફટાક—જાને દો—એકદમ—ચાલેઇ—બાજુ બાજુ—એ છત્રીવાલા—એ પાંતીવાલા—એ પારસી—શાબાશ બાજુ—.

તે ગાડી સડસડાટ કોટના મેદાન તરફ નિકલી ચાલી, અને અંતે લેડલૉ એન્ડ વાહીટવે'ની ગંજાવર દુકાન આગલ જઇ ઉભી. પેલી મદમ ગાડીમાંથી ઉતરી દુકાનમાં ગઇ અને **જેહાંગીરશાહે** પોતાની ગાડી દુર ઉભી રાખી.

'બરાબર.' ઇન્સપેકટર **જેહાંગીરશાહે** અટકલ કીધી. આ મદમ **હીરાજીનીજ** હોવી જોઇએ. જો **હીરાજીએ** નુંનુંનું ખુન કીધું હોય, તો આ ઓરતને લીધે તેને તે ખુન કરવું પડયું હોય! અને જે પૈસાનો ધુમાડો આ ઓરત હાલ કરતી ફરે છે, તે બેશક મારા અગીઆર હજાર જે **હીરાજીને** મેં ધીરીઆ છે તેનોજ છે. ત્યારે પૈસાને ખાતર **હીરાજીને** નુંનુંનું ખુન કરવાની ફરજ પડી! અરેરે! ત્યારે આ **હીરાજી** તો કોઇ પેહલા નંબરનો સાધુના લેબાસમાં વસતો સેતાન નિકલ્યો. આ ઓરતનો ગુલામ, જગતના ગુલામોને ભુલાવે તેવો નિકલીઓ.

પણ એટલામાં પેલી મદમ દુકાનમાંથી બાહર નિકલી પોતાની ગાડીમાં બેઠી, અને પાછી ગાડી પાછલ ગાડીની સરત લાગી.

વાંચનારે જાણી લીધું હશે કે આ ગાડી ગામદેવીવાલી **રીગોલેટાની** હતી.

અંતે તે ગાડી ગામદેવીના રસતા તરફ દોડવાં લાગી અને તે **વેલાતી બંગલા** આગલ જઇ ઉભી રહી. **જેહાંગીરશાહે** તે મકાનને દુરથી જોઇ લીધું. **રીગોલેટા** બંગલામાં દાખલ થાઇ, અને ગાડી તબેલામાં છુટવા ગઇ.

પા કલાક સુધી **જેહાંગીરશાહે** ફાંફાં મારી પોતાની હિકમતથી આ વેલાતી બંગલામાં વસતી મદમનુ નામ '**રીગોલેટા**' છે એમ જાણી લીધા બાદ પોતે તે બંગલામાં દાખલ થવા ગયા.

'મેડમ રીંગોલેંટા એ બંગલેમે રેહતા હૈ. ?' જેહાંગીરશાહે એક લાલીઆના પોરીઆને મુસલમાન સમજી સવાલ કીધો.

'જી. હા સાહાબ! રંગોલટા હીયાંજ રેહછે. પણ તમે છપાવી આવો તો ઠીક.'

'તું કાંહાંનોરે.' જેહાંગીરશાહ તેને ગુજરાતી બોલતો સાંભલી બોલ્યા. 'હું તો તુને કોઇ મુસલમાન સમજેલો.'

'હું દમનનો.'

'જા. તારી મદમને જઇને કેહકે કોઇ શેઠ તમુને ખાનગી કામસર મલવા માગે છે. લે આએ ચેરીમેરી.'

'આએ ચાએલો હાબ.' જેહાંગીરશાહે પેલા લાલીઆના હાથમાં એક પાવલી સેરવી કે તેવોજ તે જેહાંગીરશાહને દીવાનખાનામાં બેસાડી તેવનનો પેગામ પોંહચાડવા દોડયો.

દીવાનખાનાનો ભપકો અને રાચરચીલું જોઇ જેહાંગીરશાહ બડબડયા. 'નેવું હજાર શું પણ તેથીબી વધારે રૂપીઆ હીયાં તો ઘુસી ગયલા લાગે છે!'

'ચાલો હાબ.' પેલો લાલીઓ હસતો પાછો ફરયો. 'આજે તમે દહી ખાઇ આવેલા હો. મારી મડામ તમુને મહીના ઓરડામાં બુલાવે.'

'કોણની મદમ—તારી કે તારા બાપની?' જેહાંગીરશાહે કાંઇ વધુ જાણવાની મતલબથી પેલા લાલીઆને તપલી ઝાડી મશ્કરીમાં પુછયું.

'એ જેની કેહવો તેની. આજે તમારી ને કાલે—

'લે ચાલ કીયા ઓરડામા તારી મદમ છે તે તો દેખાડ!'

'કમ ઇન—કમ ઇન—સર.'

રીગોલેટાએ જેહાંગીરશાહને પોતાના ઓરડામાં તેડી બેસાડયા, અને જેહાંગીરશાહે ખુરસી ઉપર બેસી કહ્યું:—

'મેદમ સાહેબ. હું હીરાજી બેરીસટરનો અતલગનો દોસ્ત છું. તમે આજે સાંજના હીરાજીને ત્યાં ગયાં—

'હા સાહેબ હું હીરાજીને ત્યાં ગઇ હતી ખરી.' રીગોલેટા બોલી ઉઠી. 'હીરાજીએ કદાચ તમુને તે વિશે મારી પાસ મોકલ્યા હશે. તેવણે મને કહ્યું હતું કે મારે કદીબી તેવણુને બંગલે જવું નહી.'

'તે છતાં તમે ગયાં હતાં મેદમ.' જેહાંગીરશાહ બોલ્યા. 'તમે મોટી ભુલ કીધી.'

'નહીં કાંય જાઉં સાહેબ!' રીગોલેટા હીરાજીનો વાંક કાહડી પોતાનો બચાવ કરવા લાગી. 'મને જવાની ફરજ પડી હતી. હવે તેવન લગન કરવા નિકલ્યા છે. હું ધારૂંછું કે તમુને એ વાતથી તેવને જાણીતા કીધા હશે સાહેબ?'

'છત છત.' જેહાંગીરશાહે જવાબ દીધો. 'તમારી ધાસ્તી બીલકુલ ખોટી છે.'

'એઅદબી માફ છે.' રીગોલેટાએ હુજત કરી જવાબ દીધો. 'મેસર્સ. મેહરજી એનડરસનની કમપનીવાલા મેહરજીને ખુદ હીરાજીએ એ વાત કહી છે, અને મી. મેહરજીએ તે વાત મને કહી છે. કાંઇબી હોય તેની હું દરકાર કરતી નથી. પણ એટલું તો નક્કી છે કે આજ કેટલુંક થયું હીરાજી ઉંડાં પાણીમાં ફરતા ફરે છે. તેની આગલની ચાલચલન અને સ્વભાવ એટલો બધો બદલાઇ ગયો છે કે હું તેવનથી હવે તો કંટાલી ગઇછું સાહેબ.'

એ વાતચીતથી જેહાંગીરશાહના મનમાં હીરાજી વિશે શક પડયો. એ શક કાંઈ જેહાંગીરશાહને નવો પડયો નહી હતો. નાદીરશાહના કેસમાં ગફારબેગની જબાની સાંભલ્યા પછી, હીરાજી

ઉપર **જેહાંગીરશાહને** કાંઈ ઝાંખો શક જવા લાગ્યો હતો, અને હવે તે શકને **રીગોલેટાની** તરફથી ટેકો મલ્યાથી, બલેવની રાંતના **હીરાજી** ક્યાં હતો, તે બીના જાણવાની **જેહાંગીરશાહે** આ તક જતી મેલી મહી. તેવનનો અસલ વિચાર એજ હતો કે **નુંનુંના** ખુનીએ એક જબરી '**એલીબી**' ગોઠવી રાખી હશે. અગરજો **હીરાજી નુંનુંનો** ખુનીજ હશે, તો તેણે પોતાના બચાવમાં **એલીબી** રજુ કરવાનાં દરેક સાંધનો સાંધી રાખ્યાં હશે. એમ ધારી **જેહાંગીરશાહે રીગોલેટાને** મોંહડે બલેવની રાત્રે **હીરાજી** ક્યાં હતો તે જાણવા દાવપેચ ભરી દમલ ફસલ વાતો કરવા માંડી.

'ધારો કે **મેહરજીની** વાત ખરીબી હોય, તો તમે શું **હીરાજીના** લગન અટકાવશો મેદમ ?'

'અટકાઉં ! **હીરાજીને** પરણતો હું અટકાઉં !' **રીગોલેટા** હસી પડી બોલી. 'અરે તે ભલે પરણે. જેમ તે જલદી પરણે તેમ સારૂં ; તે જલદી પરણે તો મારો છુટકો થાય સાહેબ.'

'હું સમજ્યો. હું સમજ્યો. ત્યારે તમે હવે તેને ચાહતાં નથી.' **જેહાંગીરશાહે** કહ્યું.

'મારૂ સાંભલો સાહેબ.' **રીગોલેટા** બોલી. 'મેં **હીરાજીને** ઘણોજ ચાહયો. પણ હવે હદ થાઇ ગઇ. આજે ચાર ચાર વરશ થયાં **હીરાજીને** હું પકડી બેઠી છું. એને લીધે મેં મારૂં છુટાપણું ખોઇ દીધું. મારી મોજ મજાહ, ફરવું હરવું સરવે મને મુકી દેવું પડયું. મારી હાલત એક સાહુકારી તુરંગના બંદીવાન જેવી બની ગઇ છે. પણ હવે તેનું સેવટ આવશે, **હીરાજી** જો મને છોડી નહી જશે, તો મને એને છોડવોજ પડશે. મારી સાથે ફરતાં, મારી સાથે નાટકમાં કે ઑપેરામાં જતાં એ બીચારાને શરમ લાગે છે. કદાચ તેને હું ગમતી નહી હોવશ.'

'તમે જો તેને ગમતાં નહી હતે, તો તમુને રાખવા માટે આવી કિસમની ઉમદા ગોઠવણો તે તમુને કરી નહી આપતે, મેદમ રીગોલેટા.' જેહાંગીરશાહે જરા મરચું ફેરવવા માડયું. 'ખુદ હીરાજીના બંગલા કરતાં આ બંગલો હજાર ગણુ વધારે સરસ રીતે સીંગારેલો મને લાગે છે.'

'તમે શું એમ બોલી મને એવું સમજાવવા માગોછ સાહેબ કે તમારા દોસતે મારી પાછલ પુશકલ રૂપીઆ ખરચી નાખ્યા છે?' રીગોલેટા જરા ફફડીને બોલી. 'પણ તમે એમ બોલો એમાં નંવાઇ નથી. હીરાજી પોતે એવું દેખાડવા માંગે છે કે મારે લીધે તે ખુવાર થાઈ ગયો છે: પણ ધારો કે હીરાજી ખુવારબી થાઇ ગયો હોય, તો તેની સાથે મને શું લાગતું વલગતું છે સાહેબ?'

'પણ તે તો તમારી ઉપર જીવ આંપવા તૈયાર છે?'

'કોણ! હીરાજી? અરે તે તો મને હીણુ છે.' રીગોલેટા ધિક્કારથી બોલી. 'એક વખત સહવારના હું રાઇડીંગ કરી સાડા દસ વાગે કુવીન્સ રોડ ઉપરથી મારે બંગલે જતી હતી, તેવામાં હીરાજીની ગાડી સાંમેથી મેં આવતી જોઇ. તેવણુની સાથે કોઇ બીજો પારસી ગાડીમાં હતો. હમારી બન્નેની નજર એક થાઇ ગઇ. પણ જુડાઇએ તે મારી તરફ જોઈ હસ્યોબી નહી અને મને સલામ વટીક કીધી નહી. તમે તેના દોસ્ત છેઓ તો એ વિશે જઇને તેને પુછો સાહેબ. આજ ચાર વરસની મુદતમાં મને તેવન કેટલી વખત નાટકમાં પોતાની સાથે લેઇ ગયા છે વારૂ? મને જો ચાહતા હોય, મારી ઉપર જો તેવનનો પ્યાર હોય તો તેવન મને એખલી મુકે?'

'શું આજ સુધી તમે તેવન સાથ એકબી વખત નાટકમાં ગીયાં નથી, મેદમ રીગોલેટા?' જેહાંગીરશાહે રીગોલેટાને અંજાઆરી જોઈ.

'ગઇ ક્રીસ્તમસ ઉપર તેવણ મને લેઇ ગયા હતા.' રીગોલેટાએ ખરેખર કેહી દેવા માંડયું. 'ત્યાર પછી હમના હીન્દુઓનો 'કોકોનટ હૉલીડે' (બલેવનો તેહવાર) પડયો, તે દાહડે રાત્રે ટીવોલી ઠીએટરમાં 'પીનાફોર'નો ખેલ જોવા લેઇ ગયા હતા.'

'આએ શું.' જેહાંગીરશાહે માંડેલાં છટકાંમાં રીગોલેટા બરાબર સપડાવાથી તેવને દાવપેચમાં લઇ તેણીને પુછ્યું. 'તમે તો કેહતાં હતાં કે મારી સાથ હીરાજી ફરતા નથી અને મને હીણે છે. જો તેવણ તમુને હીણુતાજ હોય, તો પીનાફોરના ઑપેરામાં તમને પોતા સાથે કેમ લેઇ જાય ?'

'મેં એમ ક્યાં કહ્યું કે તેવણ મને ઠીએટરમાં સાથે લેઇને ગયા.' રીગોલેટાએ અધુરૂં હતું તે પુરૂં કીધું. 'અરે તેવણે મને ટીકીટ આપી એખલી મોકલી, અને પોતે છેક મોડેથી ખેલ ખલાસ થયા બાદ ફાર્સની વખતે આવીને મારી પાસે બેઠા.'

'પોતે ખાનારં પીનાર હોવાથી કોઇ સાથે ખાઇ પીઇ હસી બોલી મોડી રાત્રે તમુને લેવા આવ્યા હશે.' જેહાંગીરશાહે બીજી બાજી ખેલવા માંડી..

'હસી બોલીને આવ્યા ?' રીગોલેટાએ હીરાજીનું કાંમ તમામ કરી નાખ્યું. 'હસી બોલી આવનાર આદમીનું મોહડું પરખાતુ નહી હશે કે ? ખેલ પછી એવો સરસ ફાર્સ હતો કે હસતાં હસતાં કલેજાં ઉડલાઇ ગયાં. પણ આ ધુપખરાએલો પારસી કાંઇ ઉંડા વિચારમાં હોય તેમ વીચારમાં અને વીચારમાં બેસી રેહયો, અને આસપાસના દરેક જન એવનનું મોહડું જોવા લાગ્યા.

*   *   *   *

'આઇ સી.' જેહાંગીરશાહ મનમાં બોલ્યા. 'ત્યારે આ ટીવોલી ઠીએટરવાલી ઍક્ટ્રીબા હીરાજીએ તેયાર કરી રાખેલી હોય એમ મને લાગેછે.'

**જેહાંગીરશાહ** એકાએક વિચારમાં પડયા, અને રીગોલેટા તેવતની ફરવાએલી હાલત જોઇ અજબ થાઇ કાંઇ પુછવા જતી હતી તેવામાં તેવન લાલ પીલા થાઈ બુમ પાડી ઉઠયા :—

'ચંડાલ ! નાપાક ! ! તું કયાં જવાનો છે મારા હાથમાંથી ! તેંજ તેંજ એ કામ કીધું છે ! તારૂંજ એ કામ છે ! ! '

**રીગોલેટા** કાંઇ સમજી શકી નહી. આ અનજાના પારસીની બેદબરી ચાલથી તે હેબતી ગઈ, અને તે કાંઇબી આગલ બોલે તે આગમજ **જેહાંગીરશાહ** ગુસ્સાથી બડબડતા હાથ પગ અફાડતાં એકદમ ઉઠી **વેલાતી બંગલામાંથી** ચાલી ગયા.

**જેહાંગીરશાહના** ગયા પછી **રીગોલેટા** ઘણીજ પસતાવા લાગી. તેણીને નક્કી શક ગયો કે આ પારસી **હીરાજીનો** દોસ્ત નહી પણ . કોઇ જાનભેદુ હોવો જોઇએ, અને એવા એક શખસ આગલ પોતે પોતાની સરવે હકિકત ખોલી કેહી દીધી, તે માટે તે ઘણીજ અફસોસ કરવા લાગી.

**હીરાજી** ઉપર **જેહાંગીરશાહનો** શક હવે મજબુત થાઈ ગયો. **નુંનુંના** ખુની તરીકે તેવન **હીરાજીનેજ** હવે સમજવા લાગ્યા. તરેહવાર લાંબી ટુંકી અટકલો કરી તેવન એવાં સેવટ ઉપર આવ્યા કે 'આ ચંડાલ ખુનીએ નુંનુંનું ખુન કીધું છે એટલુંજ નહી, પણ એવી હિકમત ભરી ગોઠવણો કરી હતી, કે પોતાના પાપનો બોજો એક નિરદોશ માણુસને માથે નાખી દેઇ, તેનેં ફાસીએ લટકાવી દેવો. કાંય નહી એ રીતે આ પાપીએ પોતાની માયનુંબી ખુન કીધું હોય ? **હીલ્લુબાઇ** જો જીવતે તો તે પોતે સાબેત કરતે કે **હીરાજી** તેણીનો પોતાનો દીકરો છે. કાંઇ ફીકર નહી. હજી મોડું થાયું નથી. આવતી કાલે છોકરો છોકરી માલમ પડી જશે.'

---



# પ્રકરણ ૨૯ મું.

## 'અંધારાં ઉપર ઉજરડું.'



અને આવતી કાલ પડતાં કાંઇં ઘણી વાર લાગી નહી. ફકત એક રાતજ વચમાં હતી.

પણ એ એક રાત **જેહાંગીરશાહને** અન દસ રાત જેટલી લાંમબી લાગી. તેવનની તે રાત પુરી થાઇજ નહી. જેમ જેમ તેવનના વિચારો વધતા ગયા તેમ તેમ તેવનની રાત લાંમબી થતી ગઇ, અને ઉંઘ ઉડતી ગઇ. અંતે તેવને પાછલી રાતના ત્રણ વાગાની ટકોરી સાંભલી, અને કેવી રીતે કામ લેવું તેના સેવટ ઉપર તેવન આવ્યા.

સહવારૂ પડતાંજ તેવને **હીરાજીની** પુઠ પકડી. તે આખો દાહડો **જેહાંગીરશાહ** હીયાંથી ત્યાં અને ત્યાંથી હીયાં દોડતા ફરયા, અને અંતે મોડી રાત્રે થાકેલા પરાગેલા પણ ફતેહની ખુશાલીથી ખુશી થતા પોતાને બંગલે આવી લાગા.

**જેહાંગીરશાહે** તે રાત નિરાંતે પસાર કીધી, સબબ **હીરાજી** વિશે તેવને તે દીવસે પુરેપુરી બાતમી મેલવી પોતાની ખાતરી કીધી હતી.

અને એ ખાતરીને આધારે બીજે દીવસે સહવાર પડતાંજ તેવન **માજીસ્ટ્રેટ ખાંનડાલેવાલાને** બંગલે જવા નિકલ્યા.

*　　*　　*　　*

'મેહેરબાન ખાંનબાહદુર સાહેબ—'

'કેમ ઇન્સપેકટર સાહેબ—

'મેં ખરા ખુનીને પકડયો છે—

'ખરેખર? વલી એટલો જલદી—

ઘણોજ મોડેથી પકડાયો સાહેબ—

'કોણ—

'હીરાજી મનજી હીરાભોગી, બૅરીસટર-એટ-લૉ—

'હીરાજી—બૅરીસટર હીરાજી'. ખા. બા. ખંડાલેવાલા નામ સાંભલતાંજ અજબ થાઇ બોલ્યા.

'વેહલા થાવો સાહેબ.' જેહાંગીરશાહ બોલ્યા. 'વાઘ છુટો ફરે છે. શીકારીનો સેહજબી સંસારો તેને કાંને પડશે, તો શેકાર હાથથી જશે, અને હું હાથ ઘસતો રેહી જવશ. મને હીરાજીને ગુંગુંનો ખુન માટે પકડવાનું એક વારંટ સહી કરી આપો.'

'જેહાંગીરશાહ.' માજીસ્ટ્રેટે જેહાંગીરશાહને કહ્યું. "હું વારંટ આપવા ના પાડતો નથી, પણ જ્યાં સુધી તમે હીરાજી ઉપર મુકેલાં બોહતાંન વિશે મારી ખાતરી કરી નહી આપો ત્યાં સુધી હું તમુને વારંટ આપનાર નથી. તમારી ફુલડાઇથી ગેઇ વખતે મને ઘણું ખરાબ લાગ્યું છે. નાદરશાહના બાબમાં તમે ઉતાવલા થઇ પડયા, અને તમારી પાછલ મેંબી તેટલીજ ઉતાવલ કીધી, અને—

'અને શું?' જેહાંગીરશાહ વચમાં બોલી ઉઠયા. 'બેઅદબી માફ છે સાહેબ. અને શું તમે એમ કેહવા માગોછ કે નાદરશાહ નાનાવટી છુટી નહી જવો જોઇતો હતો, તે છુટી ગયો. શું તમે એમ કેહવા માગોછ ખાનબાહદુર સાહેબ, કે પુલીસને હાથે ભુલ થવીજ નહી જોઇએ, અને પુલીસ જેનેબી અપરાધી તરીકે પકડી લાવે તે બિરદોશ હોવાજ નહી જોઇએ. તેમ નહી સાહેબ. પુલીસે ગફલતીથી જો એક ભુલ કીધી હોય, તો તે ભુલ તુરતજ સુધારવાની તેની ફરજ

છે. તે ભુલનો ભોગ કોઇ નિરદોશ થાઇ પડે, તે આગમજ તે ભુલ સુધારવી જોઇએ. પ્રજાનો વિસવાસ પુલીસ ત્યારેજ મેલવશે, અને એવી ભુલો જ્યાં સુધી પુલીસ નહી સુધારશે ત્યાં સુધી પ્રજા કદીબી પુલીસના કામ ઉપર પ્રમાણીક નજરથી જોનાર નથી, અને પુલીસ ઉપર વિસ-વાસ મુકનાર નથી. ખાનબાહાદુર સાહેબ, મેં મારી ભુલ વખતસર સુધારી છે, અને એક નિરદોશને ફાંસી જતો બચાવ્યો છે. અપરા-ધીઓને પકડી સજા કરાવવી એ કાંઇ કિરતીનું કામ નથી સાહેબ, પણ નિરઅપરાધીનું નિરદોશપણું સાબેત કરી તેને છોડવવો એમાં હું વધારે માંન સમજુછું. હું ધારૂંછ કે હાઇ કોરટના બેંચ ઉપરથી 'સેશન જડજે' મારા વિચારને મલતાજ વિચારો **નાદરશાહને** છોડી મેલતાં પુલીસની વરતનુક વિશે જણાવ્યા છે.'

'મેં તે વિચારો છાપામાં વાંચ્યા છે.' માજીસ્ટ્રેટે જણાવ્યું. 'પણ **હીરાજી** વિશે તમે શું સાબેતી રજુ કરોછ?'

**હીરાજી** એક પાકો અને પુરેપુરો 'બેહલી ભગત છે.' **જેહાં-ગીરશાહે** વાત આગલ ચલાવી. 'તેણે નુંનુંનું ખુન કીધું એટલુંજ નહી, પણ પોતાનો વાંક **નાદરશાહને** ગળે ઓલવી તેને ફાંસી દેવડાવવાનું એવું ચોકઠું ગોઠવ્યું હતું, કે તેનો ભેદ મલવો મુશકેલ થાઇ પડતે, અને હું જો મારી ગણત્રીમાં ભુલતે તો **નાદરશાહ** નાહેક ફાંસી જતે. હવે જુવો કે એણે શું કીધું. **હીરાજીએ હીલ્લુ-બાઇની** કબતમાંથી મલેલાં કાગજો વાંચી પોતાના હક બાબે **હીલ્લુ-બાઇને** સવાલ કીધો, અને **હીલ્લુબાઇએ હીરાજીની** ખાત્રી કીધી કે છોકરા જે ખરેખર બદલાવા જોઇતા હતા તે બદલાયા નથી, અને **હીરાજી હીલ્લુબાઇનો** પોતાનો દીકરો છે. આ ખબર ઉપરથી **હીરા-જીને** નાસીપાસી મલી. છોકરા નથી બદલાયા એ વાત બે જનને ખબર હતી. નુનું અને **હીલ્લુબાઇ**. **નવલશાહ** તો આજ સુધી એમજ જાણુતા હતા કે છોકરા બદલાઇ ગયા છે, પણ **હીલ્લુબાઇ**.

અને **નુંનું** વચ્ચે છોકરા નથી બદલાયા એવી મતલબનાં કાગજો જે લખાયાં હશે, તે **નુનું** પાસે રેહી ગયલાં હોવાથી, **નુંનુંનું** ખુન કરી એક અગતનો પુરાવો **હીરાજીએ** દુર કરવા ધારયો. એ ખુન કરવા બસેવના તેહવારનો દાહડો તેણે નક્કી કીધો. તે દીવસે **ટીવોલી ઠીએ-ટરમાં** 'પાનાંફોર્ટ'નો ઑપેરા કોઇ ઈંગ્રેજી મંડલી બજી બતાવનાર હતી. **હીરાજીએ** સાઉન્ડીની કમપનીમાંથી પેહલા વર્ગની બે રીઝરવ્ડ ટીકીટો લીધી. એ બેમાની એક ટીકીટ તેવણે **મૅદમ રીગોલેટાને** આપી તેણીને નાટકશાલામાં જવા કહ્યું, એવી કબુલાત આપીને કે તેવન ત્યાં **રીગોલેટાને** મલશે. એવી ગોઠવણ કીધા બાદ **હીરાજી** સાડા આઠ અને નવની વચ્ચે **નુનુને** ઘેર જવા નિકલ્યા, અને ત્યાં જઇ **નુંનુંનુ** ખુન કીધું. ત્યાંથી નિકલી સાડા દસ વાગે પુલીસને ભમાવવા, વાંકો રસ્તો પકડી બરોડા રેલવેના દાદરના સ્ટેશન ઉપર ગયા, અને બરોબર સાડા દસની ઍનદોરા લોકલ ત્રેનમાં સેકન્ડ કલાસની ગ્રાંટરોડ સ્ટેશનની તેવને ટીકીટ લીધી. દાદરના સ્ટેશન માસતરે **હીરાજીને** ઓલખ્યા. દાદરનો સ્ટેશન માસ્તર કેહે છે કે જે કમપારટમેન્ટમાં તેવન બેઠા હતા તે કમપારટમેન્ટમાં એક બીજો પારસી ગ્રહસ્થ હતો ખરો, પણ તેને તેવન ઓલખતા નથી, અને તે કયાંથી બેઠો હતો તે તેવન જાણતા નથી. તે બીજા ગ્રહસ્થ કોઇ નહી પણ વેટરીનરી સરજ્યન દી. એન. પટેલ પોતે હતા, અને તેવન વાંદરેથી પોતાના મીત્રોને ત્યાંથી ખાઇ પીઇ મુંબઇ જતા હતા. ડાકટર પટેલે **હીરાજીને** પીછાન્યા હતા. **હીરાજી** ગ્રાંટરોડ ઉતરી પોતાને બંગલે ગયા, અને ત્યાંથી કપડાં બદલી **ટીવોલી ઠીએટરમાં** બહુ મોડેથી **મૅદમ રીગોલેટાને** જઇ મલ્યા. બાકીની બાબદો ખુલ્લી થાઇ ચુકી છે. **હીરાજીની** ખાનગી જીંદગી જે આજ સુધી હું બીલોર જેવી ચોખી સમજતો હતો, તે સીસાઇ જેવી કાલી માલમ પડી છે. **મૅદમ રીગોલેટા** નામની એક ઇટાલ્યન ઓરત ઉપર એવન કુરબાન થઇ, તે ઓરતના ગુલામ બની ખુવાર થાઇ ચુકા છે.

19

લગભગ એક લાખ રૂપીઆના સીસામાં તેવન ઉતરી ગયા છે, અને મેં ખબર મેળવી છે કે બેથી અઢી લાખનું આ ઓરતના ગુલામે ગામમાં કરજ કીધું છે. વલી બંદાનાબી અગીઆર હજાર ચાંઉ કરી તેવન અટકાર મારી ગયા છે. ખરો અને પાક્કો ચોર તે એવોજ જોઇએ. પોતાનો ગોઠવેલો દાવ હીરાજી સેવટ સુધી રમ્યો છે. તે એટલે સુધી કે નાહરશાહના દુ:ખની દાજથી પોતે કેટલો દુઃખી થતો હતો, એમ નવલશાહને અર્કે કરાવી સેશનમાં તેનો બચાવ કરવાનું પણ પોતે માથે લીધું. ખુદ સેશનમાં પોતે બચાવ તરફથી હાજરબી થયો. નવલશાહને ઠગ્યા એટલુંજ નહી, પણ બીજા સરવેને તેવન આડે રસતે ઉતારી લેઇ ગયા. પણ અંતે તેવનનું પાપ ફુટયું છે.'

'તમારી હકિકત વાજબી છે.' માજીસ્રેટ બોલ્યા. 'અને હું તમુને હીરાજીને પકડવાનું વારંટ આપું છું.'

આ બધી વાત જ્યારે જેહાંગીરશાહ અંદરના ઓરડામાં ખાનબાહાદુર ખંડાલેવાલા સાથ બેસી કરતા હતા, ત્યારે એક ગ્રહસ્થ જેવન એજ કેસના બાબમાં માજીસ્રેટ ખંડાલેવાલાને ખાસ મલવા આવેલા હતા, તેવન ચુપચુપ બાહારના ઓરડામાં બેસી કાંન ધરી અને ડોલા ફાડી આ સરવે હકિકત ધ્યાંનથી સાંભલતા હતા. તેવન આ નવી હકિકત સાંબલી ખુરસી સાથ વલગીજ ગયા હોય, તેમ બેસી રેહ્યા, અને સેહજબી હીલી કે ઉઠી શકયા નહી. પણ જેવું માજીસ્રેટ વારંટ લખવા ઉઠયા કે તેજ વખત તેવન એકદમ ભડકી ઉઠી ત્યાંથી ઝપાટામા ચાલી ગયા.

તેવન કોઇજ નહી પણ ઑનરેબલ નવલશાહ હીરજી પોતે હતા.



# પ્રકરણ ૩૦ મું.



'પચાસ હજારનો નવો તડાકો.'

આ વલી એક નવી ધાડ હતી.

નવલશાહશેઠને આ ધાડનો જબરો ધસકો પડયો.

ખાનબહાદુર ખંડાલેવાલાને ત્યાંથી હીરાજી ઉપર ખુનના વાંક માટે વારંટ નિકલી ચુકયું છે, એ ખબર તેવને કાંનેકાંન સાંભલી હતી, એટલુંજ નહી, પણ હીરાજી વિશે ઇન્સપેકટર જેહાંગીરશાહનો તમામ હેવાલ તેવને સાંભલી લીધો હતો, અને તેવન સાંભલી તુરતજ ત્યાંથી ચાલી ગયા હતા.

એક સંકટનુ હજી સેવટ આવતાં વાર થયો નથી, તેટલામાં આ નવું સંકટ પોતાની સાંમે એકાએક આવી ઉભેલું તેવને જોયું. તેવન પોતાની ઉસકેરાએલી હાલતમાં દીલચમન તરફ નિકલી ગયા, અને ત્યાં જતાંજ પોતાના ઓરડામાં જઇ ઉંધે મસતકે પલંગ ઉપર પડયા.

અફસોસ! બુઢાપાના વખતમાં તેવન ઉપર શું શું આફતો પડે છે. પણ એ બધી આફત અને સરવે સંકટનુ કારણ તેવનના પૈસા છે. એજ પૈસાએ તેવનની ખરાબી કીધી, અને એજ પૈસા ખાતર હીરાજીએ ગુંગુનું ખુન કીધું.

ખરેખર આ જગમાં પૈસાનુ પ્રબલ છે. જીવતી આકારમાં આ ધરતી ઉપર જો ખુદાને જોવો હોય, તો એ પૈસા છે. પૈસાની પુંજા આજે સરવે કોઇ કરે છે. પૈસાનો અમલ અજબ છે!

**નવલશાહ**ના ગમનો પાર રેહયો નહી. **હીરાજી** પોતાના બાલક તરીકે જાહેર થયા પછી તે ફાંસી જાય અને પોતાના ખાનદાનનાં નામને તેથી કલંક લાગે, તેનો તેવનને મોટો ગમ હતો. એ ગમની ગીરફ્તારીમાં તેવન પડેલા હતા તેવામાં **હીરાજી** તેવનના ઓરડામાં બારણું ઉઘાડી દાખલ થયો.

**નવલશાહ**ની નજર **હીરાજી** ઉપર પડતાંજ તેવન પલંગ ઉપરથી ઉઠી ઉભા થયા, અને **હીરાજી**એ પોતાની હમેશની રીત પ્રમાણે નમી સલાંમ કીધી.

પણ **નવલશાહના** ચેહરા ઉપર ધિક્કાર અને ગુસ્સાને પ્રગટી નિકલેલો જોતાંજ **હીરાજી** હેબતી ગયો. બાહાદુર અને હિકમતબાજ **હીરાજી** ગમે તેટલો હિંમતવાન હોવા છતાં તે દીલ અંદર કાંપવા લાગ્યો અને પોતાનુ પાપ ફુટેલું સમજી કેવી રીતે હવે કામ લેવુ તેના સેવટ ઉપર એકદંમ તે આવી ગયો.

'નીચ-ચંડાલ—થુ પડી તારી ઉપર—'

**નવલશાહે** દાંત કચકચાવી **હીરાજી** ઉપર બુમ પાડી, અને પોતાની સુનેરી મુઠની લાકડી જે ટેબલ ઉપર પડી હતી તે ઉંચકી તેહને તેને મારવાનો વિચાર કીધો. પણ કાંઇ વિચાર આવ્યાથી તુરતજ તેવને તે લાકડી પાછી ખુનામા ફેંકી દીધી.

અંતે **હીરાજી**એ બોલવાની હિંમત કીધી.

'મેહરબાન.—

'ચુપ.' **નવલશાહે** બુમ પાડી. 'મુંગો મર. ઓ ખુદા! મને મારાં પાપની આએ સજા તું કરેછ કે શું!!' **નવલશાહ** પોતાના

અંને હાથ આસમાન તરફ કરી ધ્રુજતે અવાજે બોલ્યા. 'અરેરે ! શું આવી નામોસીનો ડાઘ **હીરજી નાનાવટીના** ખાનદાનને લાગવાનો ? ચંડાલ પાપ બોલે નહી પણ બોડે છે? તારૂં પાપ અંતે ફુટું છે, અને તું અંતે ઉઘાડો પડયો છે. ખુદાની લાકડીને અવાજ છેજ નહી! તુ જાણતો હતો, કે મરનાર મેહરાં તારી સગી માય હતી, તે છતાં તેં આ રીતનો ઉભો કીધો, અને સાધુનો વેશ લેઇ તું દુનીઆને ઠગવા નિકલ્યો. તેંજ તે **નુંનુંનુ** ખુન કીધું છે. જો ખુન કરી તું મુગો મરી રેહ્યો હતે, તો ધુલ્લવાલી. પણ ખુન કીધા પછી તેં એક નિરદોશને અપરાધી ઠેરવી ફાંસીને લાકડે ચહડાવવાનુ ચોકઠું ગોઠવ્યું, અને વલી ધરમ ઠગનો વેશ ધારણ કરી, સેશન કોરટમાં તેનો બચાવ કરવાનુ ડોલ ઘાલવા ગયો. લ્યાનતી કુતરા ! તારી માયનુ ખુન પણ તેંજ કીધું છે.!'

**નવલશાહના** ગુસ્સાની સાંમે **હીરાજી** કાંઇબી બોલી શકયો નહી. પોતાની કમબખતીની જાલમાં તે ઘેરાઇ જવા લાગ્યો, અને પોતે રચેલાં ચોકઠાંમા પોતેજ સપડાઇ ગયો છે, એમ તેણે જાણી લીધું. પણ એવી રીતની ગડબડથી અને **નવલશાહના** દમથી તે પોતાની બાજી હારી છુટો નહી. **હીરાજીએ** આ સરવે પ્રકારના સેવટની વકી રાખેલી હોવાથી જેવા **નવલશાહ** બોલી રેહા કે પોતે કાંઇ બોલવા જતો હતો, પણ તેવામા **નવલશાહે** પાછી બુમ પાડી તેને બોલતો બંધ કીધો.

'બસ, હવે જો એક હરફબી તું બોલ્યો તો બબ ઘડી હું કાંઇ નવું જુનું કરી નાખશ. તેં હાથે કરી તારી માયને મારી નાખી છે. હવે મને ધ્યાન આવેછ ખરૂં. તે મરતી વખતે જે કાંઇ બોલી હતી, તે કાંઇ તાપની ખુમારીમાં બકબકારો નહી કરતી હતી, પંણ ખરેખરૂજ બોલતી હતી. **નુંનુંના** ખુની તરીકે તે તુનેંજ ગણંતી હતી; અને મરતી વખતે તુને જોનાંજ 'ખુની', કરી જે

ખુન તેણીએ પાડી હતી તે તારેજ વાસતે હતી. તે જો જીવતે તો તુનેજ કાંમની હતી. પાપી, ખુની, ગલાફાસું, 'ઝંન-મુરીદ,' તારી બધી વાત મેં જાણી છે. તું કેટલાં ઉંડાં પાણીમા ફરે છે તેની મને બધી ખબર પડી ચુકી છે, અને સાંજ પડવા આગમજ આખી મુંબઇને તે ખબર પડશે. જાણ ઓ ખુની, કે ગુંનુંના ખુની તરીકે તુને પકડવાનું વારંટ આજ સહવારનુ નિકલીબી ચુકયું છે! હવે તારૂં આવી બન્યું!! ઓ ખુદા! આ ઘડપણમા મારી તું લાજ રાખ મારા બાપ. અરે જો, તું પેદા પડતાજ મરી ગયો હતે તો મને આજે આવું દુઃખ અને આવી નામોસી વેઠવી નહી પડતે!'

'મારા મેહરબાન મુરબ્બી.' હીરાજી જરાબી ગભરાટ દેખાડયા વગર હસતે ચેહરે નમીને બોલ્યો અને નવલશાહ તેની આવી હિમતથી તેની તરફ અજાયબ થાઇ જોવા લાગ્યા.

'મારા મેહરબાન મુરબ્બી, તમે બેફિકર રેહવો. હીરજી નાનાવટીના ખાનદાનનું લોહી હીરાજીની નસેનસ અને રગેરગ વેહછે. હીરજી નાનાવટીના ખાનદાનને હું નામોસીનો ડાઘ લાગવા દેનાર નથી, તે ખાતરીથી જાણજો.'

'મારી ફરજ બજાવવા હું ચુકનાર નથી.' નવલશાહે પોતાની ટેબલનુ એક ખાંન ઉઘાડી કહ્યું. 'બેસ. આ ટેબલ આગલ બેસી તારૂં તમામ 'કનફેસાંઉ' લખી કાહડ. તારાં જે જે કાલાં ઘોલાં હોય, તે બોલે બોલ લખી તેની નીચે તારી સહી કર, અને ત્યાર પછી, આએ કબાટમાં એક છ બારની પીસટોલ છે, તે લેઇ તારૂ કામ પુરૂં કર. પણ નાનાવટીનો દીકરો થાઇ ફાંસીને લાકડે ના ચહડતો.'

'કબાટ ઉઘાડવાની તજદી તમે શું કાંમ લેવોછ બાવા.' હીરાજીએ નિરાંતે પોતાનાં પાટલુનના ખજવામાં હાથ નાખી એક ઘણીજ નાંહની સુંદર પીસટોલ બાહાર કાહડી નવલશાહને દેખાડી

કહ્યું. 'હું ભાડેની પીસટોલ વાપરવા માંગતો નથી. મારી ઉપર ખુનના વાંક માટે વારંટ નિકલ્યું છે, પણ તેઓ કદીબી મને જીવતો પકડી શકનાર નથી. પણ—

'પણ શું ?' નવલશાહે પુછ્યું.

'પણ બાવાજી' હીરાજીએ હસીને કહ્યું. 'એટલો જલદી હું મરવાનો નથી. એટલો જલદી, એટલે હમણા ને હમણા તો નહીજ.'

'હમણા નહી ત્યારે ક્યારે ?' નવલશાહે ધિક્કારથી પુછ્યું. નામરદ હિચકારા તું મોતથી ડરેછ કેમ ? તું હિચકારો છે.'

'નહી .બાવાજી.' તમે તમારી ગણત્રીમાં ભુલ્યા. 'હીરાજીએ મજાકમાં જવાબ દીધો. 'હું હિચકારો નથી. જ્યાં સુધી મારા બચાવને માટે મેં રાખેલા રસતા મને ખુલ્લા દેખાશે, ત્યાં સુધી બંદો કદીબી હારી ખાનાર નથી. જ્યારે મારો બચાવ કાંઇબી રેહશે નહી, અને મારા બચાવનો દરેક રસતો જ્યારે બંધ થાએલો હું જોવસ,' ત્યારેજ હું નાનાવટીના ખાનદાનના નામ ઉપર મારો જીવ સદકે કરસ.'

'નાપાક મુજી એમ કરી તું છટકી જવા માગે છે.' નવલશાહે બુમ પાડી કબાટમાંથી પીસટોલ કાહડવા લાગ્યા. 'તું જો તારૂં કામ પુરૂં નહી કરશે તો હું—

'બાવાજી જરા ધીરા થાઓ.' હીરાજી વચ્ચે પડી બોલ્યો. 'સાંભલો. મારી ઉપર વારંટ નિકલી ચુકયું છે, એમ તમે જણાવો છો. ત્યારે હવે ખાલી બકબકારો કરવામાં સાર નથી. મેં નું નું નું ખુન કીધું એ વાત ખરી છે. હું ના કેહતો નથી. મારાં માયનેબી મારેજ વિશે શક હતો એબી વાત ખરી છે, અને મરતી વખતે તેવન 'ખુની' કરી જે બોલ્યાં હતાં, તે મારેજ વાસલે તેવન બોલ્યાં હતાં, એબી વાત ખરી છે. આએ તો દેખીતું છે, કે જે જેવું કરે તે તેવું પામે. મેં જે ફુલ વાવ્યાં તે મારેજ ચાખવાં જોઇએ. હું મારી કર-

ણીના ફલ ચાખવા તૈયાર છું. પણ એ બધી ખરાબી, ખુવારી, અને ફજીયતીનું મુલ કારણ કોણ છે? તમે પોતે છેઓ. અને હવે તમે નાનાવટીના ખાનદાનની ગંજાવર દોલતના વારસાના બદલામાં ફકત એક પીસટોલ મને આપવા નિકલ્યા છો. તમારી મોટી મેહરબાની થાઇ. **નવલશા હીરજી**, તમારી મોટી મેહરબાની થાઇ. પણ તમારી એવી મેહરબાની હું માગતો નથી. એ પીસટોલ આપી તમે કાંઇ મારી ઉપર મેહરબાની કરતા નથી. એ પીસટોલ મને આપી તમે **નાનાવટીના ખાનદાનની** નોક જાલવવા નીકલ્યા છો.'

**નવલશાહ** કાંઇ બોલવા જતા હતા પણ **હીરાજીએ** હવે ડોલા કકડાવી પોતે બોલવા માંડયું.

'ચાલો હવે મને રજા આપો. મેં તમુંને હમણાજ કહ્યું કે મારા બચાવના હજી ઘણા રસતા ખુલ્લા છે, વાસતે હું મારો જીવ બચાવવાની સેવટ સુધી તજવીજ કરશ. મુંબઇથી નાહસી જવા માટે મને પૈસા જોઇએ છે. તે પૈસા તમે જો મને હમણા આપો, તો હું તમુને મારો વચન આપુછ કે કદીબી પુલીસને હાથ હું જીવતો પકડાવશ નહી. ચાલો હવે વખત ખોવામાં સાર નથી. મારાં ખીસાં હવે બીલકુલ ખાલી થઇ ગયાં છે.'

'નહી કદીબી નહી.' **નવલશાહે** બુમ પાડી ના કહ્યું. 'એક ખોટું દોકડયુંબી તુને મલનાર નથી.'

'જેમ તમારી મરજી.' **હીરાજીએ** નફટાઇથી જવાબ દીધો. 'ત્યારે આપણે કાંઇ જાણીએ નહી આ. આંએ હીયાંથી બાહર નિકલતાંજ મેજીસ્ટ્રેટની કોરટમાં જઇ હું સરણ થવશ, અને પછી જો જો કે **હીરજી નાનાવટીના** ખાનદાનની આબરના કેવા વાવટા ઉડે છે. પછી મારો વાંક ના કાહડતા હો કે?'

"અરે ખુદા! આએ તે કેવો ગજબ!' **નવલશાહ** પોતાનું કપાલ કુટી બોલ્યા. 'આએ તે કેવી આફત! પણ નાપાક તું—

'ખબરદાર. હવે તપાસજો.' હીરાજી મજાકમાં બોલ્યો. 'પછી આપણે છેડાઇ પડશું હો! તમે પોતે વાર લગાડોછ. પેલા લોકે મારી પુઠ તો પકડી હશે, અને જો હું પકડાયો તો પછી મારો ઇલ્લાજ રેહશે નહી. પછી તમારો પસતાવો નકામો.'

'ધુલ નાખી તારા નામ ઉપર.' **નવલશાહના** ધ્યાનમા વાત ઉતરવાથી બોલ્યા. 'તું શું કરવા માંગેછ બોલ જોઉ.'

'હું મુંબઇથી નાહસી દેશવટો લેવા માગુછ.' **હીરાજીએ** પોતાની ગણત્રી દેખાડી દીધી. 'હું હીયાંથી એકદમ સાઉથ આફ્રીકા જંવા માગુછ. હું **નેટાલ** જાઉછ. ત્યાં ધણા જન આજ કાલ ધંધા વેપાર સારૂ જાય છે. ત્યાં જઇ મારૂં નામ બદલી નાખશ. વાસતે ચાલો જલદી કરો.'

'લે મારી પાસ હાલ આંએ પચાસં હજારની નોટનુ બંડલ છે. ગેઇ કાલેજ તે મુંબઇ બેંકમાંથી મેં મગાવ્યું હતું તે એમનું એમ પડયું છે.' **નવલશાહે હીરાજીના** આંગ ઉપર તેં બંડલ તીજોરીમાંથી કાહડી ફેંકયું.' લે એ, અને જલદી નિકલી જા. પણ જવા અગાઉ મને તારો વચન આપ કે તું પુલીસને હાથ—

'નહી પકડાઉ! કદીબી જીવતો નહી પકડાઉ બાવાજી.' **હીરાજી** નોટનું બંડલ ખીસામાં મુકી, વચમાં બોલી ઉઠયો. 'પણ એટલા રૂપીઆ મને ચાલે તેમ નથી. તમે મને વચન આપો કે નેટાલ ગીયા પછી તમે મને બીજી એટલી રકમ વગર ધીલે મોકલી આપશો.'

'જો તું સલામત નાહસી નેટાલ જવા પામ્યો તો હું વચન આપુછ કે બીજા એટલા રૂપ્યા તુને મોકલી આપસ.'

'ઠીક છે.' **હીરાજી** બોલ્યો. 'હવે હું તમારી રજા લેઉછ. બાવાજી તમે મારી જરાબી ફીકર કરતા ના. હું મારો વચન પાલંવા વગર રેહનાર નથી. પુલીસને હાથ હું કદીબી જીવતો પકડાવશ નહી.

સાહેબ મેહરબાન બાવાજી. હવે હું જાઉછ. આએ દુનીઆ ખરેખરી દગાખોર છે. અપરાધી તો તમે છઓ, અને તમારા અપરાધનો બોજો મારે માથે પડયો છે. ખેર, જેમ ખુદાની મરજી. બાવા સાહેબ. હું રજા લેઉછ.'

હીરાજી, નવલશાહને સલામ કરી દીલચમનમાંથી બાહર નિકલી પડયો, અને તેજ વખતે નવલશાહ ઉંધે મસ્તકે પલંગપર પડી જારએજાર રડી પડી બોલ્યા :—

'અરેરે ખુદા! જવાનીની જાહેલીના પરીણામનુ આવું સેવટ આવશે, એમ મેં કદીબી ધારયું હતું નહી. ઓ મેહરી—માહરી વફાદાર:—





# પ્રકરણ ૩૧ મું.

## 'કરીએ તેવું ભરીએ.'



'વિકટોરીયા! એ વીકટોરીયા!'! ચલાવ ગામદેવીના રસતા ઉપર લે.'

દીલચમનમાંથી નિકલતાંજ હીરાજી એક વીકટોરીયા ગાડી બોલાવી તેમાં પોતે કુદી પડી બેઠો, અને ગામદેવી તરફ હાંકવાનો હુકમ કીધો.

તેની છાતી જો કે બીલકુલ ફાટફાટ થતી હતી, અને તેની ધાસતી અને ફિકરનો પાર હતો નહી, છતાં તેનું મગજ બીલકુલ શાંત હતું.

હીરાજી આ વખતે હમેશના કરતાં વધારે સાહવચેતીમાં હતો. પોતાની બે આંખોએ તે આ વખતે બાર તરફ નજર કરતો હતો. ઘડીમાં તે જમની તરફ, તો તેજ ઘડી ડાબી તરફ, ઘડીમાં આગલ તો ઘડીમાં પાછલ જોઇ તે પોતાની ખાતરી કરતો હતો કે પોતે સલામત છે યા નહી.

દરેક પલે અને દરેક ઘડીએ તે પોતાને પુલીસને હાથ પકડાયલો સમજતો હતો. તેની ખાતરી હતી કે મુંબઇની પુલીસમાં ઇન્સપેકટર જેહાંગીરશાહ સિવાય એવો એકબી અમલદાર નથી, જે

**જુંજુંના** ખરા ખુનીને શોધી કાહડે. ઘણા ઉંડા વિચારો અને ઘણી લાંમબી **ગણત્રીઓ** કીધા બાદ **જુંજુંનું** ખુન કરવાનું ચોકઠું તેણે ગોઠવેલું હતું, અને તે હિકમત **જેહાંગીરશાહ** જેવા પુલીસ અમલદાર સિવાય કોઇબી જાણી કે પામી શકશે નહી એમ તેની ખાતરી હતી. પણ તેની હિકમતભરી ગણત્રીઓ **જેહાંગીરશાહ** જાણી ગયો, અને જે વખત જાય છે તેમાં તે મબાદા તેને હાથ પકડાયા વિના રેહનાર નથી, એમ તે હવે ધારતો હતો.

પોતાના પાપી કરતુકનો પારખનાર કોઇજ નહી પણ **જેહાંગીરશાહજ** હોવો જોઇએ, એમ **હીરાજીએ** નક્કી જાણી લીધું. મુંબઇની પુલીસના મુસલમીન અમલદારોની સમજ શકતી વિશે તેને વધારે ઉંચુ મત કદીબી હતુંજ નહી, સબબ જ્યારેબી **હીરાજીને** બૅરીસટર તરીકે પુલીસ કોરટ કે સેશન કોરટમાં પુલીસના અમલદારો વિશે કાંઇબી વિવેચન કરવું પડતું હતું, ત્યારે તે હંમેશ એકજ જાતના ટીકા કરી જડજ અને જ્યુરીને જણાવતો હતો કે 'અને મારા લાર્ડ પુલીસ કેવાં આદમીઓની બનેલી છે! સાધારણ સમજ શકતી વગરના મુસલમીન અમલદારો, કે જેઓને કાંઇબી જ્ઞાન હોતું નથી! જેઓ પોતાનું નામ નિશાન લખવા જેટલીબી શકતી ધરાવતા નથી! જેઓ ખરાંમાંથી ખોટું અને ખોટાંમાંથી ખરૂં પીછાણવાની બીલકુલ સમજ રાખતા નથી, તેવાઓના હાથમાં સરકાર તરફથી પ્રજાના આબરૂદાર અને નિરદોશ ભાગની સલામતી આપવામાં આવી છે! એક કોમ કે જે હીન્દુસતાનમાં વસતી સરવે કોમ કરતાં કેલવણી અને સુધારામાં પછાત પડેલી છે, તેવી કોમના આદમીઓના હાથમાં આંવી કિસમના જોખમ ભરેલા ઓહ્દાઓ આપવા એ શેહરની સલામતીને બીલકુલ ધાસ્તી ભરયું છે!'

**હીરાજીની** સરવે સમજ શકતી આ વખતે હદથી જીઆદા તેજ થોઇ જવાથી, તે દરેક ચીજમાં અને દરેક જનમાં હવે **જેહાંગીરશાહની** સીકલ જોવા લાગ્યો.

એ તેના પાપી અંતઃકરણનો ડંખ હતો. એ ડંખના જેહરથી તેના મગજની હાલત તેજ થાઇ ગઇ હતી. તેની ગાડીની આગલથી જો કોઇ પસાર થતું તો તેને ધસકો પડતો હતો કે તે **જેહાંગીરશાહ** છે! અગર કોઇ ગરીબ માગનાર વાંકો વલી એક પૈ કે પૈસો માગતું તો તે સમજતો, કે **જેહાંગીરશાહ** કોઇ છુપા વેશમાં તેને પકડવા આવ્યો છે: અગરજો સાંમેથી એક બીજી વીકટોરીયા કે ગાડી આવતી તેની નજરે પડતી, તો તે એમજ જાણતો કે **જેહાંગીરશાહ** તેના આવવાનો રસતો ઘેરતો ફરે છે.

પણ એ સરવે ઇનતેજારી વચે પણ તે બીલકુલ સાહવચેત અને શાંત હતો.

એવા એવા ખ્યાલી ધખારાઓ તેને રીંબાવના હતા. સાધારણ વખત કરતાં ગામદેવી તરફ જતાં, **હીરાજીને** મનથી રસતો લાંમબો થતો જતો હોય, અને ગાંમદેવી દુર જતી હોય તેમ તેને લાગ્યું.

એવે વખતે તેને ગયા મહીનામાં પોતાના બાબમાં અનેક બનાવો યાદ આવ્યા.

એ બનાવો શું હતા?

'આ બધું જે કાંઇ બન્યુ છે, તે **રીગોલેટાને** લીધેજ બન્યું છે. આ ખુવારી અને ખરાબીનુ મુલ કારણ **રીગોલેટા** છે. પૈસા ઘટી ગયા, અને ખરચ વધી ગયો, એટલે પૈસા મેલવવાની ફરજ પડી. અને તે મેલવવા માટે મને આ જોખમ માથે લેવો પડયો. એવામાં **નવલશાહનાં** કાગજો માયની કબાટમાંથી મલ્યાં. કાગજો વાંચીને નકી ધારયું કે **નવલશાહનો** હકદાર દીકરો હુજ છેઉં, પણ માંયે કહ્યું કે હું હકદાર વારેસ નથી. છોકરા બદલાયાજ નથી. **નુંનુને** તેડાવી મંગાવી. **નુંનુ એબી** એમજ કહ્યું. **નુંનુને** હું જુઠી સમજતો હતો, પણ તેણીને હાથનાં કાગજો જ્યારે માયના ખાનામાંથી મને મલ્યાં, ત્યારેજ મેં જાણીયું કે **નવલશાહનો હકદાર** વારેસ હું નહી પણ **નાદરશાહ** છે.'

'પણ ડુબતુ માણુસ ઘીનને વલગેછે, એવું સમજીને કે તેનો જીવ બચશે. તેવી હાલત મારી હતી. મેં પેલાં કાગજોનો ઉપ્યોગ કરવાનો. કોઇ બુરે ચોઘડીએ ઠેડાવ કીધો.'

'માયને મેં ઘણુંબી સમજાવ્યું કે **નવલશાહને** એ વાતથી અનજાના રાખવા, પણ તેવને એ વાત કબુલ કીધી નહી. કરજ કરવાની અંતે મને ફરજ પડી. લોકોને મારે સારૂ માન અને ઇજ્જત હોવાથી નાણા ધીરવાની તે લોકે આંચકી ખાધી નહી. **હીદ્દુબાઇનાં** નાંણા **વેલાતી બંગલાના** ફરનીચરમા ગયાં. મારાં નાણા **રીગોલેટોના** ડરેસ, અને પગારમાં ધુસી ગયાં. **મેહરજી એનડરસનવાલાઓની** મોટી રકમનુ કરજ થાઇ ગયું, બેંકે આપેલાં નાંણા ખવાઇ ગયાં, ધંધા ઉપર ધ્યાન રેહયું નહી. સોલીસીટરોએ બ્લીફ મોકલવી બંધ કીધી, અને આ કાંમ માથે ઉઠાવવાની સેવટે મને ફરજ પડી.'

'પણ તે આગમજ માયને કેટલુ બધુ સમજાવ્યું, કે **નવલશાહ** પાસે નાંણાની મંદદ માંગવી. તે તેવને કબુલ્યું નહી. તે ઉપરથી માય દીકરા વચ્ચે મારામારી થાઇ. કાંઇજ જ્યારે વલ્યું નહી ત્યારે નુંનુંનુ ખુન કરવાના વિચાર ઉપર મને સેવટે આવવનુ પડયું.'

'પણ તેમાં મારી એકજ ભુલ થાઇ. નુંનુંને હું વિધવા સમજ્યો. પણ પેલો **ગફારબેગ** તેનો ખાવિંદ જીવતો નીકલ્યો. તે જો જીવતો હતે નહી, તો નુંનુંનું ખુન પકડાવું મુશકેલ પડતે.'

નુનુંના મુવા પછી, મને કોઇથી બીહીવાનું રેહ્યું નહી હતું ! બાકી કોણ હતા ?

બાકી માય, અને **નવલશાહ** ! !

છોકરા અદલબદલ થાઇ ચુકયા છે એવી મતલબના **નવલશાહે મેહરબાઇ** ઉપર લખેલાં કાગજોનો નાશ કરી છોકરા અદલબદલ કરવાના છે એ કાગજો મેં મારા હકની સાબેતીના પુરાવામા

રાખી મુકયાં. અને તે કાગળોની મદદથીજ હું નવલશાહનો હકદાર વારેસ-હું એમ સાબેત કરી ચુકયો હતો. ખુદ નાદરશાહની પોતાની ખાતરી મેં કીધી હતી કે તે પોતે નવલશાહનો હકદાર વારેસ નથી.'

'સરવે વાતનો બંદોબસ્ત કરી બલેવને દાહડે નુંનુંનું ખુન કરવાનો મેં ઠેડાવ કીધો. અધુરૂં હોય, તે પુરૂં કરવા એક એલીબી બચાવ ખાતર ગોઠવી રાખી હતી, અને રીગોલેટાને ટીવોલી ઠીએટરમાં મોકલી મોડેથી ત્યાં મેં મારી હાજરી આપી હતી, એવું સાબેત કરવા કે બલેવની રાતે હું નાટકમાં આખી રાત હતો.'

'ગણત્રી પ્રમાણે સરવે કાંઇ થયું. ધારવા પ્રમાણેજ બધું બન્યું. અને પાછલથી સબર પકડી બનેલા બનાવો કેવી વલાન લેતા હતા તે હું દુરથી તપાસતો હતો. પણ નુંનુંના ખુનની ખબર મેહેર-માએ વાંચી- તેવણે નક્કી ધાર્યું કે મેંજ તે ખુન કીધું હતું. હું પેહલેથીજ જાણતો હતો કે જેહાંગીરશાંહના હાથમાં નુંનુંના ખુનવાલો કેસ જશે, અને તેથીજ મેં નવલશાહના કાગળો તેના હાથમાં મુકી, નાદરશાહ ઉપર શકની નજરથી જોવાની મેં તેને ફરજ પાડી હતી. પણ અંતે ધરમનો જય! કરીએ તેવું ભરીએ. એ તો હવે બની ગયલી બીના છે. હવે પછી જે બનવાનું છે તે ઉપર મારે વિચાર કરવો જોઇએ. મારે હવે શું કરવું?'

'મારે હવે છેલ્લી વાર રીગોલેટાને મલી લેવું છે.' હીરાજીએ પોતાના વિચારો ગોઠવવા માંડ્યા. 'જેહાંગીરશાહે વારંટ કાહડયું છે, એટલે તે મારી પુઠે તો ફરતોજ હશે. પણ કાંઇ ફીકર નહીં. સરવેથી પેહલું જે કાંમ મારે કરવું છે તે એજ, કે મારે આ મારી દાહડી બોડાવી નાખી, માથેના બાલ કપાવી 'ફોરેનર'નો વેશ લેવો. હું મારૂ નામ પ્રોફેસર બોં. કરી રાખશ. ફ્રેંચ બાશા તો મને ઘણી સારી રીતે ખબર છે, એટલે એક ફ્રેંચ તરીકે હું ચાલી શકશ. પણ નેહલ થી હું એખલો જાઉં? મુસાફરી લાંબી તો ખરી. વલી

દરીઆ લાગવાની મને ધાસતીબી છે. વાસતે રીગોલેટા જો મારી સાથ નિકલી પડે તો નેટલમાં મારી બાકીની જીંદગી સુખમાં ગુજરે. સુખી થવાનો એજ એક ઇલાજ છે. હું રીગોલેટાને જીગરથી ચાહુંછ. 'અગર જંગલમાંબી જો કોઇ જઇ વસે, અને તે જંગલ જો દોજખ જેવું ડરામણું હોય, પણ તેની સોડમા તેના સાથી તરીકે તે જેને ખરાં જીગરથી ચાહતો હોય તે હોય, તો તે દોજખબી તેને મનસે ગુલીસતાન જેવું થાઇ પડે છે.'

'રીગોલેટા નેટલને ગુલીસતાન બનાવશે, વાસતે તેણીને સાથે લેઇ જવાની કાંઇબી તજવીજ કરવી જોઇએ.'

પણ એવામાં તેના દીલમાં એક ગેબી વિચાર દાખલ થયો. તે વિચાર ડાહપણનો હતો. હીરાજીના મગજમાં ડાહપણને જાગરૂત થાયલું જોઇ તેનો પાપી હવસ તેની સાથ લડવા ઉઠયો અને હવે હવસ સાથ ડાહપણને તકરાર ચાલી રેહી.

'કેમ હીરાજીના ડાહપણ!' હવસે ડાહપણને જાગરૂત થાયલું જોઇ પુછ્યું. 'રહી રહીને તું હવે કયાંથી જાગરૂત થયું ?'

'તારા જેટલું હું બેકદર નથી.' ડાહપણે જવાબ દીધો. 'આટલી બધી એની ખુવારી કીધા પછી હજી તું એનો પાછો છોડતું નથી. પણ હું મારી ફરજ બજાવવા ભુલશ નહી. એ મારૂં કેહવું નહી માને તો ખેર. આદમી પોતાના હવસને જેટલો જલદી તાબે થાય છે, તેટલોજ જલદી જો તે પોતાના ડાહપણનું કેહણું કરતો હોય, તો તેનો ભવ કેટલો બધો સુધરે.'

'એ મારો ચેલો છે, અને હું એનો ઉસતાદ છું.' હવસે ડાહપણને જવાબ દીધો. 'કાંય નહી તેં પેહલેથીજ એને પોતાના કાબુમાં રાખ્યો.'

'તેમાં વાંક તારો છે.' ડાહપણે કહ્યું. 'તું શરૂઆતથીજ આદમીને બેહકાવી, ખોટી ખોટી આસાઓ આપી તકલીદી મોજમાં

ગીરફ્તાર કરી તેને ભવિશનો વિચાર કરવા દેતું નથી, એટલે તે તારા હાથમાં ફસતુંજ જાય છે. હજીબી હું એને બચાવવા અને તારા હાથમાંથી છોડવવા શકતીવાન છું, પણ મારૂં એ સાંભલે તો ઠીક.'

'ઠીક છે.' હવસે જવાબ દીધો 'તું તારી શીખામણનું જોર ચલાવ, અને હું ફકત એ બોલમાંજ એનું ધ્યાંન કેવું ફેરવી નાખુંછ તે જો. સોનીના સો તો લુહારનો એક.'

'અરે ઓ કમનસીબ માણસ, એ તું શું તારી ખુવારીનો વીચાર કરે છે.' ડાહપણે **હીરાજીનાં** દીલમાં એવો ખ્યાલ પેદા કીધો. 'અરે કંગાલ! આવી એક અધમ ઓરતને તું પોતાની સાથે કયાં ધસડે છે! તે જો તારી સાથે આવશે તો લોકોનું ધ્યાન તારી ઉપર વધારે ખેંચાશે. તારૂં નાહસતું મુશકેલ થાઇ પડશે. અરે ઓ બેસમજ આદમી, ખાલી હવસને માટે તું હાથે કરી કાંય સપડાવાનો જોખમ માથે ઉઠાવે છે. નાહસ! એખલો નાંહસ!! વગર ધીલે જેમ નહસાએ તેમ નાહસ, અને તારો જીવ બચાવ!!!'

'શું! એખલો નાહસું!' હવસે પોતાના વિચારો **હીરાજીને** સુજાડયા. '**રીગોલેટા**! આવી સુંદર! આવી ખુબસુરત! તેના વગર હું નાહસું! નહી! નહી! તેના વગર મારો વખત જવો મુશકેલ છે. મરવું કે જીવવું હમારૂ સાથેજ છે. તેને લીધે જયારે હું ખુન કરવા ચુકયો નહી, ત્યારે હવે તેને મુકી છુટું. નહી, કદીબી નહી.'

* * *

**વેલાતી બંગલામાં** વસતી પોતાની પ્યારની પુત્‌લી **રીગોલેટાના** મકાન આગલ **હીરાજીએ** પોતાની ગાડી ઉભી રખાવી, ભાડું ચુકવી પોતે દોડતો બંગલામાં ગયો.

'હલ્લો લવ!' **હીરાજીને** જોતાંજ **રીગોલેટા** તેનો હાથ પકડી જોરથી દાબી બોલી. '"કેમ તમે પરણ્યા કે **હીરાજી**!'

'આગલા અને પાછલા દરવાજા પેહલાં બંધ કરાવ ડીઅર.' **હીરાજી રીગોલેટાની** ખાંધ ઉપર હાથ નાખી બોલ્યો. 'નોકરને હુકમ કર કે જો કોઇબી અંદર આવવા માંગે તો તેને આવવા દેવું નહી, અને મારે માટે કોઈ પુછે તો કેહવું કે ઘરમાં નથી.'

'ડીઅર **હીરાજી**, તમે ગભરાએલા લાગોછ !' **રીગોલેટા** ગભરાઇને બોલી. 'મને કેહતા કેમ નથી ? એ શું ગડબડ છે ?'

'ડારલીંગ **રીગલ** !' **હીરાજી** પાછો નચીંત થાઇ ખુશી ચેહરે બોલ્યો. 'તું મને ખરેખર ચાહે છે ?'

'કાંય નહી લવ !' **રીગોલેટા** એકદમ બોલી ઉઠી. 'તમુને તે વિશે કાંઇ શક છે ?'

**હીરાજીના** ફરતા ડોલા અને ચેહરા ઉપર થતા ફેરફારોથી **રીગોલેટા** જાણી ગઇ કે કાંઇ અસાધારણ બનાવ બન્યો છે.

'**રીગોલેટા**,' **હીરાજી** બોલ્યો. 'જો તું મને ખરેખર ચાહતી હોય, તો આજે તું મને તે સાબેત કરી આપ. જો તારો પ્યાર મારી તરફ સાચો હોય, તો ચાલ એકદંમ મારી સાથ. હમણાને હમણાજ. વખત ખોવાની વાત નથી. મુકી દે બધું પાછલ. આ ઘેરબાર, ફર ફરનીચર વિગેરેને આગ લગાડી દે. નાહસ ! એકદમ, આંખ બંધ કરી તું મારી સાથે નાહસ ! વખત ખોયો તો મારો જીવ ખોયો એમ સમજી ચાલ એંકદમ ! !'

**હીરાજી રીગોલેટાનો** હાથ પકડી તેણીને પોતાની સાથે લેઇ નાહસતો હોય તેમ બંધ બારણા તરપ ધસ્યો, અને **રીગોલેટા** ગભરાટમાં પડી ધ્રુજવા લાગી.

'અરે ખુદા ! એ શું થયું ! **હીરાજી** એ શું બનાવ છે !' **રીગોલેટા** રડમસ થાઇ બોલી.

'કાંઇ નથી.' **હીરાજી** દ્રઢ અવાજે બોલ્યો 'મેં તુને હદથી વધારે પ્યારથી ચાહી, એજ બીના છે **રીગલ**. હું તારો ગુલાંમ થયો તેનું આ પરીણામ છે! એક ઓરતના ગુલામની એવીજ હાલત થાએછે! તારા પીઆરનો હું ગુલામ થયો! તારી હાજતો પુરી પાડવા, અને તારા પડતા સખુનો બજાવવા જ્યારે મારી પાસના પૈસા પુરા થયા, ત્યારે મેં એક ગુનાહ કીધો. તારે ખાતર—તારા પ્યારને ખાતર—તારી મોહબતને ખાતર, મેં ખુન કીધું—

'ખુન!! ઓ લાર્ડ!!!' **રીગોલેટાએ** બુમ પાડી પોતાનું કપાલ કુટયું.

'હા. **રીગલ.**' **હીરાજી** ધાડા અવાજે બોલ્યો. 'ખુન કીધું. મેં ખુન કીધું. અને તે ખુન મેં તારે ખાતર કીધું. પુલીસ મારી પાછલ છે. મંને પકડવાનું વારંઠ નિકલી ચુકયું છે. હું નાહસવા માગુછ. તું મારી સાથ આવેછ કે નહી. બોલ હા કે ના.'

**હીરાજીએ** ધારયું કે **રીગોલેટા** ખુનનુ નામ સાંભલી ધાસતી ખાઇ બુમ પાડશે, અને તેની ચીસ સાંભલી નોકર નફર દોડી આવ્યાથી કદાચ ગડબડ વધી જશે. પણ તેવું કાંઇ બન્યું નહી, અને **રીગોલેટા** રડમસ ચેહરે **હીરાજીને** વલગી પડી બોલી:—

'હું તુને ચાહુછ **હીરાજી**, ખરી વાત છે કે તેં જેબી કાંઈ કીધું હશે તે મારે ખાતરજ કીધું હશે. કારણ કે તું મને ખરેખર ચાહતો હતો, એવી હવે મારી ખાતરી થાય છે. તું મને એટલા બધાં પ્યારથી ચાહતો હતો, તે મેં આજ સુધી કદીબી જાણ્યું નહી હતું. માઇ લવ—ઓ માઇ લ—વ.'

**રીગોલેટા** હવે ડચકાં ખાઇ રડવા લાગી. **હીરાજીએ** તેણીને પોતાની છાતી સાથ દાબી કહ્યું. 'ડીયર **રીગલ**, આપણુને નાહસવું જોઇએ. મોટી મુશકેલીની અને આફતની વાત એ છે કે દુશમનો મારી

ઉપર ક્યાંથી ધસારો લાવશે તેની મને બીલકુલ ખબર પડતી નથી. કેવી રીતે પુલીસને કાંને એ વાત ગઇ તેની મને બીલકુલ સમજ પડતી નથી.'

**રીગોલેટાને** તુરતજ **જેહાંગીરશાહની** મુલાકાતનું ધ્યાંન આવ્યું, અને તેજ વખતે તે કપાલ કુટી રડી પડી બોલી:—

'અરેરે! આ કેવી આફત! એ બધી આફત મારાથી તારી ઉપર આવી પડી છે **હીરાજી.** એક પારસી તારૂં નામ લેઇ હીયાં મને મલવા આવ્યો હતો, અને હું કમબખત તેની આગલ મારો બલાપો કરતાં જે કાંઇ મારાથી બોલાયું તે બોલી હું ફસી પડી હતી. હા, મને તેના ગયા પછીજ શક પડયો હતો કે તે કોઇ પુલીસનો ડીટેકટીવ હોવો જોઇએ; એ **હીરાજી—હીરાંજી**—તે ખુન કયારે થયું હતું?'

'બલેવને દાહડે રાત્રે.' **હીરાજીએ** એક હાય મારી જવાબ દીધો. 'પાનાફાટ'નો ઑપેરા તું જોવા ગઇ હતી તે દાહડે રાત્રે.'

'બસ—બસ—' **રીગોલેટા** પોતાના બંન્ને હાથ એકએક સાથ ઘસીને બોલી. 'તેજ તેજ.—તે કોઇ ડીટેકટીવ હતો—તેણે પોતાની પેચભુરી વાતચીતમાં મને ઘેરી બલેવને દાહડે રાત્રે તું મારી સાથ હતો કે નહી તે વિગત જાણી લીધી, અને તે વિગત જાણતાંજ તે ઉઠી એકદમ ચાલી ગયો. તેજ વખતે મને તેની ઉપર શક ગયો, અને અંતે તે શંક ખરો પડયો—માઇ ગૉડ—માઇ ગૉડ-—'

**રીગોલેટા** પાસે પડેલા એક સોફા ઉપર ફસડાઇ પડી, હાય અને અફસોસ કરવા લાગી.

'ત્યારે બસ થાઇ ચુક્યું.' **હીરાજી** આ વાત સાંભલતાંજ ચમકી પડી બોલ્યો. 'જે ધખત જાય છે તેમાં દુશમનોની ધાડ મારી ઉપર આવી લાગશે. ચાલ **રીગોલેટા**—મુકી દે આ મકાંન અને સરવે— અને નાહસ મારી સાથ—તે આવી લાગશે તો—

'હું તૈયાર છુ. તું જ્યાંબી મને લઇ જશે ત્યાં હું તારી સાથે આવવા રાજી છુ.' રીગોલેટા તુરતજ ઉઠી હિમતથી બોલી. 'મારી પાસે નાણું છે—થોડું જહવેરાત છે તે મને લેવા દે—અને પછી—

'તે નકામું છે'. રીગોલેટાનો હાથ પકડી હીરાજીએ ગભરાટમાં પડી કહ્યું. 'આગ લગાડ તે સરવેને. મારી પાસે પુરતુ નાણું છે—વાસતે નાહસ—

રીગોલેટાએ તેજ વખતે ઉઠી પોતાની કબાટ ઉઘાડી તેમાંથી એક નાહનો કેશ બાકસ કાહડી પોતાના હાથમાં લીધો, અને ખુંટી ઉપર નાખેલી એક શીઆલ ખાંધ ઉપર નાખી બોલી:—

'જ્યાં તું લેઇ જાય ત્યાં હું આવવા રાજીછું, હીરાજી'.

'ચાલ જલદીથી ચાલ—વાહલી—રીગોલેટા.

હીરાજી રીગોલેટાનો હાથ પકડી દરવાજા તરફ ધસ્યો, અને જેવો તે દરવાજો ઉઘાડવા જતો હતો તેવામાં બાહરથી કોઇએ તે દરવાજો જોરથી ઠોકયો.

દરવાજો ઠોકાવાનો અવાજ કાંને પડતાંજ હીરાજીનો ચેહરો ફિક્કો પડી ગયો. તેની રગોમાં ફરતુ લોહી ધીમું પડી ગયું. તેના હાથ પગના સાંધા ધીલા થાઇ ગયા. અને—

અને તેની નજર સામે તેની કમબખતી આવી ઉભી હોય એમ તેને લાગ્યું.

'બસ થાઇ ચુકું! હવે નાહસવાની જરૂર નથી!' હીરાજી ઓરડાને બીજે છેડે જઇ દીવાલને અઘેલી ઉભો રહી બોલ્યો. 'એ પુલીસના માણસો છે. મારેજ ખાતર તેઓ હીયાં આવેલાં છે.'

રીગોલેટા આ ખબર સાંભલતાંજ પુતલાંની માફક સ્થીર થાઇ ગઇ. તેણીના બદનના સરવે સાંધા ધીલા પડી ગયા, અને પેલો કેશ

બાક્સ તેણીના હાથમાંથી ભોંય ઉપર પડી ગયો. દરવાજે બાહરથી પાછો બમના જોરથી ઠોકાવા લાગ્યો.

'ખોલો, મદમ સાહાબ—રીગોલેટા દરવાજા ખોલો.' બાહરથી જેહાંગીરશાહે બુમ પાડી.

'હીરાજી!' રીગોલેટા જે હમનાજ પોતાની હુશીઆરીમાં આવી હતી, તે હીરાજી તરફ દોડી જઇ, તેને વલગી પડી બોલી. 'હીરાજી, આપણ આ પાછલે દરવાજેથી નાહસીએ. જલદી કર હીરાજી, જલદી કર, હજી કાંઇ મોડું થયું નથી.'

'નહી. તે લોકો મકાનની ચારે બાજુ ફરી વલવાજ જોઇએ.' કેવી રીતે કામ લેવું તેના સેવટ ઉપર આવી જઇ હીરાજીએ નિરાંતે જવાબ દીધો. 'ત્યાંથી નાહસતાં આપણ જરૂર પકડાઇ જશું.'

'અરેરે ત્યારે હવે આપણું શું થશે? હવે શું કરૂં હીરાજી!' રીગોલેટા હીરાજીને વલગી રડી પડી બોલી. 'હીરાજી—માઇ—લવ.'

'ફિકર ના કર ડારલીંગ.' હીરાજી હસતે મોહડે હિંમતથી બોલ્યો. 'હવે એકજ ઇલાજ બાકી રહ્યો છે, અને તે ઇલાજ અજમાવવાની મેં મારા બાપને કબુલાત આપી છે. રીગોલેટા—ડારલીંગ—આવ મને ભેટ—એક છેલ્લી બગલગીરી—અને આપરાં સુખનું સેવટ આવેલું જાણ. તારી મોહબતના ગુલામનુ—એક ઓરતના ગુલામનુ સેવટ તારી નજરે જોઇ લે, અને દુનીઆને તે જોઇ લેવાની હું એક તક આપુછ!!'

રીગોલેટા રડતી આંખે હીરાજીને વલગી પડી, અને હીરાજી તેણાને હેત ભરયા પ્યારથી એક ચુંબન કરી તેણીથી છુટો પડી બોલ્યો:—

'રીગોલેટા. જા, પેલા સાંમેના દરવાજાને તું અધેલી ઉભી રેહ. તેઓ હવે દરવાજે બાજી અંદર દાખલ થશે.'

**રીગોલેટા હીરાજીના** કેહવા પ્રમાણે દરવાજાને અઘેલી ઉભી રેહવા દોડી, તેટલામાં **હીરાજીએ** પોતાનાં પાટલુનના ગજવામાંથી એક નાંહની પીસટોલ કાહડી પોતાની છાતી ઉપર મુકી ફોડી.

હજી તો **રીગોલેટાની** પીઠ **હીરાજી** તરફ હતી, હજી તો ઓરડાને બીજે છેડે **રીગોલેટા** પુગીબી નહી હતી, હજી તો તે **હીરાજીને** એક છેલ્લી વાર ભેટી લેવાની હતી, તેટલાં આ પીસટોલનો અવાજ સાંભલી તેણીએ એક જબરી ચીસ પાડી, અને પાછુ ફરી જોતાં લોહીની રેલમાં **રીગોલેટાએ** પોતાના વાહલા આશક **હીરાજીને** જમીન ઉપર તરફડતો જોયો, અને તે જોતાંજ તે બેહોશ થાઇ ત્યાંજ તુટી પડી.

એક પીસટોલનો બાર, અને તેની પાછલ એક છાતી ફાડે એવી ચીસ કાંને પડતાંજ બાહરથી દરવાજા ફોડી **જેહાંગીરશાહ** પુલીસના આદમીઓ સાથ ઓરડામા દાખલ થયો.

**હીરાજીની** છાતીમાં પીસટોલની ગોલીથી થાએલા જખમમાંથી લોહી ધોધબંધ વેહતું હતું. પણ **હીરાજી** હજી જીવતો હતો. **જેહાંગીરશાહ** ઉપર **હીરાજીની** નજર પડતાંજ શાંત મને અને ઝીમાને અવાજે તે મશકરી કરતો હોય એમ બોલ્યો :—

'દોસ્ત **જેહાંગીરશાહ** ! માફ કરજો. તમારી બધી મેહનત બરબાદ ગઇ હો. **નુંનુંનો** ખુની એટલો બધો કાચ્ચો નહી હતો કે તમારે હાથે તે જીવતો પકડાય.'

'અરે એ જીવે છે ! બૉય—જાવ જલદી ડૉકટર બુલાવ!' **હીરાજીને** બોલતો સાંભલી **રીગોલેટાએ** પોતાના નોકરને બોલાવી હુકમ કીધો.

બૉય ડાકટરને બોલાવવા દોડયો અને **જેહાંગીરશાહ** અ-ન ધારેલો બનાવ બનેલો જોઇ ઝંખવાના પડી ગયા. **હીરાજીની**

આવી હાલત જોઇ તેવનની દયા ઉસકેરાઇ આવી, અને તેજ વખતે બીજા આદમીઓની મદદ લેઈ **જેહાંગીરશાહે હીરાજીને** ઉંચકી પલંગ ઉપર લેટારયો, અને **રીગોલેટા** રડતી આંખે **હીરાજીના** આંગ ઉપર ડચકાં ખાતી પડી.

'માફ કરજો હો **જેહાંગીરશાહ.' હીરાજી** હાંફતો હાંફતો શાંત મને અને રમુજી ધપે બોલ્યો. 'મારો કાંઇ કસુર નથી. તમુને રાજી રાખવા હું તમારે હાથ પકડાતે, પણ મેં મારા બાપને વચન આપ્યું હતું, કે હું પુલીસને હાથ કદીબી જીવતો પકડાઇ, **હીરજી નાણાવટીના** ખાનદાનને કપાલે કાલી ટીલી ચોંટવા દેવશ નહી. અરે દોસ્ત **જેહાંગીરશાહ**! નાટક તો સેવકે બરોબર ગોઠવ્યો હતો, પણ જ્યાં **ઓરત** ખેલાડીઓ સાથે કામ પડયું, એટલે ઇજ્જત અને હુરમત સાથ જાન માલની બરબાદી નક્કી જાણવી! હું હવે તમારી પાસથી એકજ ચીજ જાણવા માગું છું. ખરૂ કેહવો **જેહાંગીરશાહ**, બાંદરેથી મંગલવારે રાત્રે સાડા દસની ત્રેનમાં સેકંડ કલાસમાં બેઠેલો પારસી કોણ હતો? તેનો પત્તો તમે મેલવ્યો? તેણેજ મને ઉંઘાડો પાડયો કે?'

'હા!' **જેહાંગીરશાહે** જવાબ દીધો. 'તે પારસી **બી. દી. એન. પટેલ** હતો, અને તેણેજ તમુને ઓલખ્યા હતા.'

**હીરાજીએ** આસતે રહી પોતાનો હાથ પોતાના પાટલુનના ખીસામાં નાખી તેમાંથી એક કાગજનું બંડલ કાહડી **રીગોલેટાના** હાથમાં આપી બોલવા માંડયું—

'**જેહાંગીરશાહ નું નુંનો** ખરો ખુની હું છું. લખી લેવો. હું તે ઉપર મારી સહી કરૂછ. **નાદરશાહ** નિરદોશ છે.'

**જેહાંગીરશાહે હીરાજીના** કેહવા પ્રમાણે લખવા માંડયું, અને **હીરાજીએ રીગોલેટાનો** હાથ પકડી તેણીને પોતા તરફ ખેંચી ધીમે અવાજે કહ્યું. '**ડારલીંગ—રીગલ**—પેલું બંડલ જે મેં હમણા તુને આપ્યું છે, તે તપાસીને લેજે. તેમાં પચાસ હજાર રૂપીઆની બેંક

નોટ છે. મારાં પ્યારની નીશાન તરીકે તે હું તુને છેલ્લી ભેટ કરી જાઉ છું તે એક ઓરતના ગુલામ તરફથી તું કબુલ રાખજે.'

**જેહાંગીરશાહે, હીરાજીના** કેહ્યા પ્રમાણે લખી કાહડયું. અને તે ઉપર સહી કરવા **હીરાજીને** જેમ તેમ કરી બીછાના ઉપર **જેહાંગીરશાહ** બેસાડયો. તેણે ધ્રુજતે હાથે તે ઉપર પોતાની સહી, કીધી, અને તેજ વખતે એક લોહીનું ગચકરૂ ઓકી તે મરણ પામ્યો.

**રીગોલેટા** ચીસ પાડી છાંતી કુટવા લાગી, **જેહાંગીરશાહની** આંખમાં **હીરાજીના** આવા હાલથી પાણી આવી ગયાં, અને, તેટલાં ડાકટર દીવાનખાનામાં દાખલ થયો.

પણ ડાકટર શું કરે?





# ૭ન મુરીદ.

## સેવટ.

દસ વરસની મુદત વહી ગઇ.

જેવું કરો તેવું પામો. બેહસ્ત અને દોજખ બંન્ને આ જગમા જીવતાં જીવત છે. મુવા પછી શું થાય છે, તે જો જીવતાંને માલમ પડતું હોતે તો તેની અજમાએશ મેલવવા કોઇબી ધણી કાંઇબી અખતરો અજમાવવા ચુકતે નહી. તે બીના ભરમના પરદામાં વિટલાયલી હોવાથીજ ગુપ્ત રેહી છે.

**જીજી ઘોઘાના** વગવસીલાવાલાં અને એક વખતનાં જાણીતાં પણ તવંગરીમાંથી ગરીબીમાં આવી પડેલાં ખાનદાનની એકપુરી સુંદર દીકરી '**ઢીલુ**' આજે એક છોકરાની માય થાઇ છે. તે છોકરો **નાનાવટીના ખાનદાનનો નબીરો** ગણાય છે, અને તેના **મોટા બાવા નવલશાહ** તેને રોજ સાંજના પોતાની સાથે ફરવા લઇ જતી વખતે પુછે છે કે 'દીકરા, તું શું થશે ? જેના જવાબમાં તે ચંચલ છોકરો જવાબ દે છે કે, 'મોટા બાવા હુ **મી. ફીરોઝશાહ મેહતા** જેવો પારસી થવશ.'

**નવલશાહ હીરજી નાનાવટી** પચીસ લાખ રૂપીઆનું ત્રસ્ટ પોતાના દીકર. **નાદરશાહ** માટે અને બાકીની પુંજી પોતાના દીકરાના દીકરા માટે મુકી મોટી ઉમરે ગુજરી ગયા.

**દીલચમનવાલી** પ્રખ્યાત મીલકત હજી નાનાવટીવાલાંઓનાંજ હસતકમાં છે, અને **નાદરશાહ નાનાવટી** હજી સુધી પોતાના

મરહુમ પીતા **નવલશાહને** નામેજ ઓલખાય છે અને સઘલો વહીવટ તે **નવલશાહ હીરજીની** કંમપનીને નામે ચલાવે છે.

**જીજીઘોઘાના અમબઇજી** પોતાની દીકરી **ઝીલુની** સાથેજ **દીલચમનમાં** રહે છે, અને **કેનતીનવાલાની ફુકીઆઇએ ઝીલુની** સાથેજ પોતાનું રેહવું રાખેલું છે. જ્યારેબી **ઝીલુ દીલચમનમાં** 'પીઆનો' વગાડવા બેસે છે, ત્યારે **અમબઇજીનું** માથું દુખી આવે છે, અને ઘણી વખત તેવન **ઝીલુને** દમ ભરાવી કેહ છે કે 'એક દાહડો મુવા જરીપરાનાવાલાને બોલાવી એ તારૂં 'પેંદાપાત' કાહડી નાખું કે બલા ગેઇ.'

**ખા. બા ખસુભાઇ** અને **નાદરશાહ** વચ્ચે નવી દોસતી બંધાઇ, અને **ઝીલુબાઇને** તેપન હવે એક બાપ—ભાઇના જેવી મેહરબાન નજરથી જુવે છે, અને હંમેશ **દીલચમનમાં** આવ જા કરે છે.

**રીગોલેટા હીરાજીનો** ગંમ લોક ધારતાં હતાં તેટલો જલદી ભુલી ગઇ નહી. તે ગંમ **રીગોલેટાએ** ત્રણ વરશ પાલ્યો, અને **હીરાજીના** મરણ બાદ **વેલાતી બંગલો** છોડી પોતાને વતન જઈ વસી, જ્યાં તે **મીસીસ હીરાજીને** નામથી હજી ઓલખાય છે, અને છેલ્લી ખબર પ્રમાણે તે પોતાની વિધવા હાલત વધારે પસંદ કરે છે.

ઇન્સપેક્ટર **જેહાંગીરશાહની** કિરતીમાં **નુંનુંના** કેસથી મોટો વધારો થાઇ ગયો. પુલીસ કમીશનરે પોતાના વારસીક રીપોર્ટમાં ખુનીઓને પકડવાની તેવનની હિકમત બાબે ખાસ વખાણ કરી, અને મુંબઇની સરકારે તેવનની લાયક કદર બુજી તેવનને માન અકરામથી નવાજી નેહાલ કરી એવો સેહેરો મારયો કે મુંબઇની પુલીસ ફોજમાં **જેહાંગીરશાહ** જેવી શકતી ધરાવનાર કેલવાએલા અને બાહોંશ પારસીઓને જોઇ તેવન ઘણા ખુશી થશે.

**સમાપ્ત.**

# કુવરજી દી૦ મીસતરી

ખેતવાડી ૭ મી ગલી—મુંબઈ.

અમારે ત્યાંથી ખાસ બનાવેલાં
મધુર સુરનાં ફોલડીંગ



અને કૉટેજ હારમોનીઅમો
કીફાયતે મલશે.

## કૉરોનેશન કૉનગ્રેસનાં પ્રદર્શનમાં

ફકત

## કુવરજી દી૦ મીસતરીને

સર્વેથી ઉંચો બનાવતનાં હારમોનીઅમો માટે

## સોનાનો ચાંદ મળ્યો છે.

---

દરેક જાહેર નાટક કંમ્પનીમાં અમારાંજ હીંદની હવાને બરનાં
હારમોનીઅમો હાલ ચાલુ વપરાસમાં છે.

# DAJEEBHAI DADABHAI BARIA,

WINE, SPIRIT, PROVISION AND GENERAL MERCHANT.

## દાજીભાઇ દાદાભાઇ બારીઆ—વાઇન, સ્પીરીટ,

## પ્રોવીઝન એન્ડ જેનરલ મરચંટ.

નંબર ૨૮—૨૯—૩૦, અબદુલ રેહમાન સ્ત્રીટ, કરાફરડ મારકીટ સાંમે.

અંગ્રેજી દારૂકામ તથા ખોરાકી કામ છુટક તથા જથાબંધ

કીફાએતથી વેચવામાં આવે છે.

સરવે ખાસો આમને તથા બાહાર ગામના તથા અતરેના વેપારીઓને નમનતાઇથી જાહેર કરવામાં આવે છે કે નીચે લખેલો માલ હમારે ત્યાંથી મંગાવીયાથી તુરતજ મલશે.

દેશાવરવાલા સાહેબો રોકડ અવેજથી મંગાવશે તો નીચે લખેલો સરવે જાતનો ઉંચો દારૂકામ તથા સરવે જાતનું ખોરાકી કામ જેવું કે હેમ, બેકન, ચીઝ, તથા જેલી જામ વગેરે જથાબંધ તથા છુટક કીફાએતથી તથા વગર કમીશને મોકલી આપવામાં આવશે.

**ઉપલે ઠેકાણે** સરવે જાતનો ઉંચો દારૂકામ જેવો કે બરાંનડી, જીન, ઓલતામ, વ્હીસકી, જીનજરવાઇન, જમેકા રંમ, પોર્ટવાઇન, શેરીવાઇન, ચમપીન, લીકર, હોક, કલારેત, જીનજરએલ, મોઝલ, વરમાથ, તથા **મેસરસ કટલર પામર, ત્રીચર, ગીલબી તથા મેસરસ જે. કુપરની કંમપનીનો** દરેક જાતનો ઉંચો પોર્ટવાઇન તથા શેરીવાઇન કીફાએત બાવે આપવામાં આવશે.—બાહારગામવાલાને વેલ્યુપેએબલથી મોકલી આપવામાં આવે છે.

વલી સ્પીરીત ઓફ વાઇન, રેકતીફાઇડ ૬૦ દીગરી ઓવર પ્રૂફનો તથા મેઠીલેતેદ સ્પીરીત પણ મલશે.

# ડા. રૂ. એ. હકીમના અકસીર ઈલાજ.

## જવારીશે રૂશતમી.

### ધાતુ પુષ્ટ—શક્તિને માટે અકસીર ઈલાજ.

કોઇ પણ રીતની નબલાઈથી ધાતુનું જવું, મસ્તકનો ચાલુ દુખાવો, ચકરી, અભ્યાસ કરવાથી થતી આંખની નબળાઈ, પીશાબનું વારંવાર થવું, પાચન શક્તિમાં થતો બીગાડો, ગરમીના દરદથી તથા **હાથરસથી** થતો લોહીનો બીગાડો, સાંધામાં થતો દુખાવો, કલતર, નજલો, સંધીવા, કમરનો દુખાવો, વીગેરે દરદોપર મરદ તથા ઓરતને બન્નેને એક સરખો ફાયદો કરે છે. એપાખ નબલાં માણસોને તથા અભ્યાસીઓનાં મગજને શક્તિ આપવાને એક આશીરવાદ સમાન છે, તથા દરેક પ્રકારની નબલાઇનો રામબાણ ઈલાજ છે અને વીજલીની માફક ફાયદો કરે છે, **ખાવાની રીત**—પાખની ડબી સાથે છે. **કીંમત રૂ ૧ તથા રૂ. ૨.**

### શીરપ ઉશબા.

લોહી સુધારનાર. પેટની કબજીઆત દુર કરનાર, ભુખ વધારનાર, ધાતુને પુષ્ટી આપનાર અને ખોરાક હજમ કરનારી દવા છે. લાંબી માંદગીથી ગયલી પાછી લાવે છે. લોહીના બીગાડથી અનેક દરદો લાગુ પડે છે, જેવાં કે ફુલ્લા, રાક્તી કદરૂપી ચાથાં શરીર ઉપર ફુટી નીકળે છે તે, કંથમાલા, નાશુર, ગાંથ, ખુજલી તથા સરવે પ્રકારનાં ગરમીના જખમ તથા એને લગતાં દરદો, સાંધાનું રહી જવું, કલતર, લીવરને લગતાં દરદો, ચાલુ બદહજમી, ઓરતોનાં દરદો, મગજની થાકથી થતી નબળાઇ, એ સરવે બીમારી માટે **શીરપ ઉશબા** રામબાણ ઈલાજ છે. વાપરવાની રીત શીશી સાથે છે. **બાટલીની કીંમત રૂ.** ૧.

### હરસ તથા મસાને માટે ખાસ ઠંડો મલમ.

આએ મલમ **હરસ** તથા **મસામાંથી** પડતું લોહી બંધ કરી, સફરામાં ચીરા પડે છે તેને રૂજવી, અકરસાત તથા સોજો નરમ પાડી **હરસ** તથા **મસાને** ચીમરાવી નાખે છે. અને દરદીને સહેજમાં લાંબો વખત સુધીનો આરામ આપે છે. એની ખુબી એક વખત વાપરવાથી માલમ પડશે.
**કીંમત શીશી ૧ ના રૂ. ૩.**

ઉપલી દવા હમારાં કોટ તથા કાલબાદેવીનાં દવાખાનામાંથી દીવસના કોઇ પણ વખતે મળશે, તથા કોટ પારસી બજાર સ્ટ્રીટમાં જહાંગીર સોરાબજીની કુંપનીમાંથી મળશે.

હમારો મેળાપ સવારનાં ૮ થી ૧૦, સાંજના ૮ થી ૯ કોટમાં શાપુરજી શેઠના ચકલા ઉપરનાં દવાખાનામાં અને ૧૦॥ થી ૧ અને સાંજના ૬ થી ૮ સુધી ભાંગવાડીની સામે હમારા દવાખાનામાં થશે.

**ડા૦ રૂસતમજી એદલજી હકીમ.**